

# ગુરૂદેવનું કાર્ય.

સી. જીનરાજદાસકૃત

e Lord's Work નો અનુવાદ.

ખપાડી/ પૂર્ણિમ [illegible]

અનુવાદક.

રીલાલ [illegible]લાલ બક્ષ .

બી. એ.

બે આના

# સમર્પણ.

સ્થળ સ્થળના

મ્હારા સ્ટ્રાર બંધુઓને !

# અનુક્રમણીકા.

# પ્રસ્તાવના.

સ્ટાર બંધુઓ.

તમારા સેવાના માર્ગો વધારે સારા બનાવવા તમે એકત્ર થાવ એ યોગ્ય છે. જગતમાં આપણે એમનો માર્ગ તૈયાર કરીએ એવી પધારનાર ગુરૂદેવ આપણી પાસેથી પ્રથમમાં પ્રથમ આશા રાખે છે અને એનો અર્થ એટલોજ છે કે આપણા જે કરોડો બંધુઓએ સ્ટાર સંબંધી હજુ સુધી કશું પણ સાંભળ્યું નથી તેમને તેઓશ્રીના અભિગમનની વાત આપણે વિદિત કરવી જોઇએ. દુષ્કાળના વખતમાં જ્યારે હજારો મનુષ્યો ભુખે મરતાં હોય અને આપણા હાથમાં અન્ન હોય તો આપણા બંધુઓને મદદ કરવા ઉત્સુક હૃદયે આપણી ભેટ સહિત શું આપણે આગળ આવ્યા વિના રહીએ ? આજ પણ એજ સ્થિતિ ઉપસ્થીત થઇ છે. જગત આધ્યાત્મિક ખોરાક વિના ટળવળે છે. જીવંત ફીલસુફીઓ મહાન અને ઉમદા છે પણ તેમને સમજાવે એવા મહાન અને ઉમદા ફીલસુફો વસતા નથી. આપણે સમજી શકીએ એટલા માટે આપણા

હૃદયોને કોઇ અંગત સન્દેશની જરૂર રહે છે અને તે વસ્તુ પુરી પાડી શકે એવા થોડાજ ગુરૂઓ હશે. પણ જે ગુરૂદેવ પધારનાર છે તેમની પાસે મનુષ્યજાતીના કરોડોમનુષ્યોમાંનાં પ્રત્યેકને કાજ અંગત સન્દેશ છે. તેમના શબ્દોજ જીવન નિર્વાહરૂપ થઇ રહેશે. ગરીબી હોવા છતાં ગરીબો ઉમદા થાય, વેદના હોવા છતાં પીડિત અને દુઃખી જનો બલવાન અને તેજસ્વી થાય, દીનતા હોવા છતાં અજ્ઞાનો સુજ્ઞાની થાય એટલા માટે અસંખ્ય મનુષ્યોને તે નિર્વાહની જરૂર છે. પ્રત્યેક સ્ટ્રાર બંધુના હાથમાં આ જીવનનિર્વાહ રહેલો છે તે તેનો એક ' ટ્રસ્ટી ' છે. તેનો તેણે દુરૂ ઉપયોગ કરવો જોઇએ નહિ, પોતે સંતુષ્ટ થયો હોવાથી તે તેણે ફેંકી દેવો જોઇએ નહિ. જેને જરૂર હોય એવાઓને તે તેણે આપવો જોઇએ. જગદ્ ગુરૂના અભિગમનમાં માન્યતા રાખવી એ એક આશીષ છે પણ તેમાં તક અને જવાબદારી પણ રહેલાં છે—તે એક આશીષ છે કારણ કે તેમના અભિગમનની માન્યતા રાખી તેજ પળથી આપણી પડખે એક મીત્ર આવી રહે છે. એક તક છે કારણ કે આપણા માનવ બંધુઓને મદ

કર્યાથી આપણે તે મીત્રના સ્વભાવનો વધારે અને વધારે અંશ પ્રાપ્ત કરતાજઇએ છીએ-પણ તે એક જવાબદારી છે કારણ કે નિત્ય નિત્ય આપણે તે મીત્રને કાજ કાર્ય કરવું જોઇએ અને જે જે દિવસે આપણે તેમનું કાર્ય કરી શકતા નથી તે તે દિવસે તેમની હાજરી આપણને સ્હેજ ઓછી સત્ય થતી જાય છે.

તેથી, બંધુઓ, મનુષ્યજાતીના પરમમીત્રને કાજ તથા મનુષ્યજાતીના અંશસમા આપણા કરોડો પરિચિત અપરિચિત બંધુઓને કાજ ભક્તિ, દ્રઢતા અને નમ્રતામાં ઐક્ય થઇ તે પરમમીત્રના વદનનું થોડુંક લાવણ્ય આપણે આપણા બંધુઓની મુખાકૃતીઓ પર પ્રથમ નીહાળીશું અને પછી તેવો આનંદ તથા તેઓશ્રી તરફથી મળેલી અન્ય બક્ષીસ આપણે આ ભૂમીના કરોડો જીવોને સમર્પી શું.

તમારો બંધુ,

**સી. જીનરાજદાસ.**

# બાલ મહિમા.

પ્રભુ વિહોણા જન કુલમાં,
બાલક પ્રભુના પેગમ્બર છે:
જડ જેવા પૃથ્વીને પાટલે,
બાળક ચેતનના ફુવારા છે:
જલભર નવવર્ષાની વાદળીઓ છે:
મનુ કુલના ભાવિ ભંડાર છે:
આશા છે, ઉત્સાહ છે, ઉન્નતિ છે.

**કવિ ન્હાનાલાલ.**

અગ્ની વર્ષવતા સુકા ઉન્હાળે વૃક્ષ, વેલા અને તરૂઓ સુકાઇ કરમાઇ જાય છે, અમીને માટે તલસતાં સુમધુર કુસુમડાં ભસ્મીભૂત થાય છે પણ તેમને નવજીવન સીંચનાર મેઘનાં અભિમગન થયે જડવત્ થયેલ કુદરત એક વાર ફરીથી નવપલ્લવના પાલવ પાથરે છે ત્યમ મનુષ્યના આત્મજીવન ચુસનાર સમાજના સળાઓને લઇને લગ્નની અમૃતભાવનાઓમાં ઝેર ભળ્યા અને તેને અંગે ' ચેતન નષ્ઠ બાળક નામી બાળકો ' જન્મતાં થયાં ત્યાર પછી નવયુગનાં નોબતે

જે મંજુલ રણકાર ગજવ્યા છે તેમાં બાળકોને માટે પણ આશા ભર્યાં પયગામ નથી સુણાતા શું? નવયુગની જે મહાન તૈયારી ચાલી રહી છે, સ્ત્રી પુરૂષો જે સહૃયતાથી તેને માટે કાર્ય કરી રહ્યાં છે, નવયુગની સમાજપર નવા વાગા લાધવા તેઓ મથન કરી રહ્યાં છે, તેની આગળ એવી એક પણ મુશ્કેલી વસતી નથી જે ઓળંગવી અશક્ય નીવડશે.

અત્યાર પર્યંતની આપણી સુધારણામાં પ્રેમ અને બંધુત્વને સ્થાન આપવું આપણે વિસરી ગયા છીએ. અને તે ન્યૂનતાને અંગેજ આપણી સુધારણા સફળ નીવડી શકી નથી. આપણી અફળ સુધારણાની તવારીખમાં સૌંદર્યના ગમે તેટલાં દિલહારક પ્રકરણો લખાયાં હશે, પુષ્પ અને પુષ્પવાટીકાઓનો કે પ્રીયતમાના મોંઘેરા લાવણ્યનો ગમે તેટલોય શોખ વધ્યો હશે, સંગીતના મંજુલ ગાનમાં પ્રભુના શીરસ્તાઓ નીહાળતાં તેણે આપણને શીખવ્યું હશે છતાં પણ રૂપહીણુ વસ્તુઓમાંય તેજ પ્રભુનાં દર્શન છે, અંતરની

ઉકળાટમાંથી નીકળતી કારમીચીસોમાં પણ તેજ પ્રભુનો અવાજ છે એ તેણે આપણને શીખવ્યું નથી એજ તેની નિષ્ફળતા છે, એજ તેની કૃપણતા છે. પ્રેમ અને બંધુત્વના જગત જુના સિદ્ધાંતોને અભરાઇપર સડયા ન કરવા દઇ તેને જીવનવત કરવામાંજ નવયુગની મહત્તા છે.

પ્રેમ અને બંધુત્વ બાળકો માટે શાશા પયગામ ગુંજી રહ્યા છે તે હવે આપણે વિચારીએ. બાળકોમાં જીવનનું જે સૌંદર્ય અને માધુર્ય સમાયલું છે તે અન્ય સ્થળે દૃષ્ટિગોચર થતું નથી. આપણે પણ એક વેળા માતાને ખોળે મ્હાલતા હતા, વ્હાલસોઇ માના મીઠડાં ચુંબન ચાખતા હતા. કીશોર અવસ્થાના પ્રદેશો ત્યજી યુવાવસ્થાને આંગણે પગ મુકતાં આપણે ઘણી કમાણી કરી હશે પણ તેની સાથે આપણે તેટલીજ ખોટમાં ઉતર્યા છે તે વિસરવું જોઇતું નથી. પ્રથમમાં પ્રથમ તો આપણે નિર્દોષતાના લીલાંમ કર્યાં છે. અપકૃત્યની મુક્તિ એજ નિર્દોષતા નથી, હિંસક શક્તિની ન્યૂનતા એજ નિર્દોષતા છે. અહિંસાનો

પરમ ધર્મ પાળનાર ખરી રીતે આપણે નથી; એ તો આપણાં બહુ કોજ છે. ક્રોધના આવેશમાં આવી ઘણાંય માબાપ પોતાનાં બાળકોને તમાચો કે સોટાની પ્રસાદી પરખાવતાં હશે છતાય મનુષ્યત્વની ચીણગારીનો તેમનાથી સમુળગો નાશ નહિજ થયો હોય તો તેઓનું વર્તન મનુષ્યત્વને કેટલું કલંકિત છે તે સ્હેજ કબુલ્યા વિના તેઓ રહેશે નહિ. દેહદંડની શરૂઆતની સાથેજ બાળકમાં રહેલ અહિંસા સામા પક્ષનાઅંતરનેચટકયાવિનારહેતીનથી. બાળકોની આવા પ્રકારની અહિંસા શક્તિનું મૂળ છે. અને ક્રુરમાં ક્રુર માણસ પણ તે શકિત આગળ ગરીબ ઘેટા જેવો થઇ જાય છે એમ કહેવું વધારે પડતું નથી.

વળી વર્ષો જેમ જેમ વ્યતીત થતાં જાય છે તેમ તેમ આપણે આપણો કુસુમવત્ સ્વભાવ કરમાવતા જઇએ છીએ. બાળકોનું ટોળું એકત્ર મળી વિહાર કરતું હોય એને નીહાળવા કરતાં વધારે આનંદદાયક શું છે? ગરીબનાં બાળકો શેરીએ ધૂળમાં રમે, તવંગરોનાં બાળક સુંદર રમકડાંઓ સાથે રમે પણ આ ઉભયમાં જીવન ઉદ્દેશોનું ગંભીર

ચેતન રહેલું છે. ફીલસુફો જે જે મુશ્કેલીઓ દૂર કરી શકતા નથી તે સઘળીના ખુલાસા કરવા પ્રભુએ બાળકોના આવા ચેતનમાં શક્તિ મુકી છે. જીવન જીવી બતાવવાનું છે; જીવન ઉપદેશવાનું નથી. અને તેથીજ આનંદમય જીવનથી છલકાતાં બાળકો ફીલસુફો કરતાં પણ જીવનવૃક્ષના મૂળની વધારે સમીપ છે. બાળકોની કૃતિઓ "નૈસર્ગિક" છે એમ કહેવામાં શું આપણે બાળકોને સંતસાધુથીય અધિક ઉન્નત દશાએ મુક્તા નથી? "નૈસર્ગિક" હોવામાં શું તેઓ પ્રભુની વધારે સમીપ નથી? કવિ હુડનો અનુભવ આપણે સઘળાઓએ અનુભવવાનો છે.

Now 'tis little joy
To know I'am further off from Heaven
Than when I was a boy.*

આપણે વૃદ્ધ થતા જઈએ છતાંપણ બાળકોનું સૌંદર્ય અને તેમની નીર્દોષતા આપણામાં જાળવી

---

**ભાવાર્થ :** બાલ્યાવસ્થા કરતાં અત્યારે હું સ્વર્ગથી વધારે વેગળો છું જાણી મને ખેદ થાય છે.

રાખવા આપણે પ્રયત્ન કરવો જોઇએ. સ્થૂળ શરીર વૃદ્ધ થશે, સ્થૂળ શરીરમાં નીવાસનાર વૃદ્ધ થઇ શકનાર નથી. પશુતાના પડદાઓમાં તે જ્યાંસુધી ઢંકાય નહિ ત્યાંસુધી તે તો હમેશાં સૌંદર્યમય અને નિર્દોષજ છે. પ્રભુને બાળકો વ્હાલાં છે તે એટલાજ માટે કે પોતાના નિર્દોષ અંતરવડે તેઓ પ્રભુના પયગામ સ્હેલાઇથી ઝીલી શકે, પોતે પણ પ્રભુમય થઇ રહે છે. ધર્મ અને ફીલસુફીનાં તેમને ભાન કરાવવાની જરૂર રહેતી નથી, અવતરણથીજ તેઓ પ્રભુને પીછાણે છે.

નવયુગની તૈયારીમાં બાળકોને આપણે વિસારી શકીશું નહિ. તેમની સાથે રમવું, તેમની સાથે અભ્યાસ કરવો, તેમની સાથે હસવું અને જરૂર પડે તોતેમની સાથે રોવું પણ ખરૂં—આ પણ નવયુગની એક તૈયારીનો માર્ગ છે. જ્યાંસુધી તેમની સાથે અને તેમના માર્ગોમાં આપણે રસ લેતા થઇશું નહિ ત્યાં સુધી તેમના જીવનમાંથી કાંટાઓ ખસેડી લેતાં આપણને આવડનાર નથી. નવયુગમાં બાળસંભાળ વધારે રસમય થશે, શિક્ષણ પધ્ધતિ વધારે રમ્ય

અને આકર્ષક થશે તથા સેવાભાવને અગ્રસ્થાન આપવામાં આવશે—પછી તે સેવા ભલે ચિત્ર ચીતરવાની હોય કે સંગીત સંબંધીની હોય. એ આદર્શ ભાવિના પડઘા સુણી અત્યારથીજ 'ફુલ નહિ ને ફુલની પાંખડી' તે પ્રમાણે જીવન રચતા જવું એમાં ઉંડા ઉલ્લાસ સમાયલા છે. બાલકોનાં જીવન અત્યારથીજ રસમય કરી, તેમની સાથે સહચાર રાખી આપણે પણ તેમની મૃદુતા અને નિર્દોપતામાં સુદ્રઢ થવું એ ભાવિની મોટામાં મોટી સેવા છે.

# ધર્મસુધારણા.

There is a true church wherever one hand meets another helpfully and that is the only holy or Mother Church which ever was, or ever shall be.

—*J. Ruskin.*

જગત ગુરૂ જ્યારે અવનીપર અવતરશે ત્યારે તે આપણને ધર્મ વિષે શુ કહેશે? પ્રભુ વિશે કાંઇ અવનવું કહેવાનું વળી હોઇ શકે ખરૂં ? કારણ કે કાળની શરૂઆતથીજ પ્રત્યેક ધર્મ પ્રભુ વિષે આપણને કહી ચુકયો છે અને તે સર્વનાં કથન એક સરખાંજ છે. જીવનના તે પરમ નિદાનને કેટલાક ઇશ્વર, પ્રભુ, અહુરમઝદ કે અલ્લા કહે છે; કેટલાક અવ્યકતપણે તેને ધર્મ-નિયમ-કે સદગુણને સ્થાપીત કરતા કોઇ પરમ ઉદ્દેશની ઉપમા આપે છે. નામો ગમે તેટલાં ભીન્ન હોય પણ મનુષ્યમાત્રે જે સદગુણી જીવન ગાળવાનું છે તે વિષે સર્વ સંપ્રદાયો એકજ મતના છે. પ્રત્યેક ધર્મ કહી રહયો છે કે મનુષ્યોએ અન્યો અન્ય સહાય કરવી જોઇએ, ઉદાર થવું જોઇએ,

ગરીબોને અન્ન આપવું જોઇએ, નગ્નને વસ્ત્ર પુરાં પાડવાં જોઇએ તથા દુઃખી અને પિડીત જનોને મદદ આપવી જોઇએ. ઉમદા વર્તન એજ સર્વ સ્થળે સાચા ધર્મચુસ્ત મનુષ્યનું મુખ્ય લક્ષણ મનાયું છે.

ધર્મોએ આ ઉમદા વર્તનના બે મુખ્ય વિભાગો પાડયા છે. ( ૧ ) પ્રભુ સેવા ( ૨ ) માનવ સેવા. સર્વ ધર્મોએ પોતાના મંડાણના પ્રથમ જુસ્સામાં આ ઉભય વચ્ચે ભીન્નતા લેખી નથી અને મનુષ્યોય પ્રભુને પૂજતા અને વંદતા એટલુંજ નહિ પણ અન્યોઅન્યને ચાહતા અને સેવતા. પણ પલકમાં આ ઉભય માર્ગો એક રહેવાને બદલે ફંટાયા અને આજ તો ધર્મના બાહ્ય ઉપચારો અને મંત્રના ફરજીયાત લવારામાંજ આવી રહેલી કહેવાતી પ્રભુ સેવાને અંગે મનુષ્ય સેવાને મુખ્યત્વે કરીને અંધારમાં હડસેલી મુકવામાં આવી છે.

જગતમાં આજ ઘણાય ધર્મો નીહાળીએ છીએ છતાંય એક પણ દેશ એવો નથી જ્યાંની સમાજીક સ્થિતિમાં સાચા બંધુત્વની ઉણપ સ્પષ્ટ પણે જણાતી

ન હોય. પ્રજાભગિનીઓ તથા સંપ્રદાયો એક સામાન્ય મનુષ્ય જાતીનું ગુમાન રાખવામાં તથા કુદરતની બક્ષીસો સમભાગે વ્હેંચી લેવામાં આનંદ માનવાને સ્થાને એક જાત બીજીને તુચ્છકારી કાઢે છે, એક ધર્મ બીજાની સ્પર્ધા કરે છે અને પ્રજાઓ સર્વોપરી સત્તા પ્રાપ્ત કરવા પરસ્પર મથી રહી છે. આવી સ્થિતિ ગુરૂદેવના અભિગમન પછી અવશ્ય બદલાશે.

ધર્મોના વિકાસમાં નીસ્તેજ થયેલી મનુષ્ય સેવાને તે ધુરંધર શકિત એકવાર ફરીથી તેના યોગ્ય સ્થાને આણુશે આપણા ધર્મો ત્યજી અન્ય ધર્મોનો આશ્રય લેવા તે આપણને આદેશશે નહિ. મનુષ્યસેવા એજ હવે તો પ્રભુની સંપૂર્ણ સેવા છે એમ આપણા અંતરજ્ઞાનને તથા આપણી બુદ્ધિને પ્રથમ સચોટ સમજાવી તે આપણને ધર્મ જીવનવત્ કરતાં શીખવશે.

આ સેવામંત્રને માટેજ આધુનીક જગત તલસે છે. સ્ત્રીપુરૂષો ધર્મ અને ધર્મની વ્યાખ્યાઓથી કંટાળ્યા છે અને તેઓને લાગવા માંડયું છે કે સેવાનો આનંદ મનુષ્યોએ યદપર્યંત સ્તુત્ય ગણ્યો હોય એવા

આધ્યાત્મિક જીવનના સ્વરૂપ જેટલો ઉંચો છે. મનુષ્યો હવે રૂપ, રંગ, વર્ણ અને જાતીના ભેદ વીસરી કાઢવા લાગ્યા છે અને કેવળ પ્રજાત્વમાંથી મળતા આનંદ કરતાં એક સમ મનુષ્યજાતીમાં તેઓ વધારે આનંદ મેળવી રહ્યા છે. મનુષ્યો જે સ્ફુરણ વર્ષાને શોધી રહ્યા છે તે પ્રત્યેક ધર્મ જગતને આપી શકે એમ છે. પણ તે સ્ફુરણાનુ સંપૂર્ણ આદર્શ બની રહે એવી એકેય વ્યકિત એકપણ ધર્મમાં વસતી નથી. જગદગુરૂ જ્યારે પોતાનો સન્દેશ આપવા પધારશે ત્યારે હરેક ધર્મને તેઓ આ શિખ આપશે.

નવયુગની પુનઃરચના માટે તેઓશ્રીને અનેક સેવકો જોઇશે. પોતાના ' સ્ટાર બંધુઓ ' માંથી તેઓ હજારો સેવકોની આશા રાખે છે પણ દરેક બંધુએ કરવાનું કાર્ય સમજવું જોઇએ. પોતાની પ્રજા યા ધર્મના લોકો માટે પક્ષપાત કર્યા સિવાય કે અન્ય જનો માટે વહેમથી અંજાયા વિના મનુષ્યોએ કરેલાં તમામ સદ્કાર્યો માટે હૃદયમાં જ્યારે પુજયમાન અને ઉભ્ણુતા ઉછળે ત્યારેજ આ સમજણ આવિર્ભવશે. જો જન્મથીજ તમે હિંદુ હોવ તો હિંદુ થવું યોગ્ય

અને વાસ્તવિક છે પણ મહાન જગત્ ગુરૂએ ખ્રીસ્તી અને મુસલમાન ધર્મના પોતાનાં અન્ય સંતાનોને આપેલા સન્દેશ સાથે એક હિંદુ સ્ટાર બંધુએ સંપૂર્ણ સહાનુભૂતી રાખવી જોઇએ. તેજ પ્રમાણે બુદ્ધીસ્ટ, પારસી, ખ્રીસ્તી કે મુસલમાને પોતાનાથી પરાયા ધર્મો ની સુંદરતા માટે હર્ષીત થવું જોઇએ.

જગદ્‌ગુરૂ પોતેજ મનુષ્ય જાતી આગળ પ્રભુના જ્ઞાનનું મહાન પ્રકટ સ્વરૂપ છે. તે પોતેજ એક મહાન વ્યક્તિમાં રહેલ દિવ્ય વાણી છે, તે પોતેજ ધર્મ વા કાનુન રૂપ છે. તે પોતેજ ‘ સજીવન શબ્દ ’ છે. જ્યારે તે પધારશે ત્યારે દરેક ધર્મમાં તેનાં ગુમ થયેલ સ્ફુરણ ઝરણાંઓ ફરીથી તે સજીવન કરશે અને તેમાંથી સેવા ધર્મની અણદીઠી દીશાઓ પ્રકટાવશે તથા In the commenest human face there lies more than Raphael will take away with him અથાર્ત રંક અને નિર્માલ્ય દીસતી માનવ મુખાકૃતી પર પણ રાફેલ જેવા સમર્થ ચીત્રકારો ન લુંટી શકે એવડું ઓજસ રહેલું છે એમ તે આપણને સંબોધશે.

# શિક્ષણસુધારણા.

And the entire object of true education is to make people not merely do the right things, but *enjoy* the right things—not merely industrious, but to love industry—not merely learned, but to love knowledge—not merely pure, but to love purity—not merely just, but to hunger and thirst after justice.

*J. Ruskin.*

લાખો અને કરોડો મનુષ્યો અરસ્પરસ સ્પર્ધા કરી એક બીજાને હઠાવવાની કોશેષ કરી રહ્યા છે, કૉલેજ અને યુનિવરસિટિઓની કેલવણી લીધા પછી પણ જીવન આંગણું નીરસ અને ચેતન વિહોણું જણાય છે તથા ગોખણપટ્ટીથી મગજમાં સીંચેલા સિદ્ધાંતો જીવન પ્રશ્નોનું નીરાકરણ કરવા અશક્ત નીવડે છે એ સર્વની તુલના કરતાં આધુનિક શિક્ષણ પદ્ધતિમાં કોઇ દુઃખદ ન્યુનતા રહેલી છે એમ સ્પષ્ટ સમજાયા વિના રહેતું નથી. કેલવણી મનુષ્યવિકાસનું એક મહાન સાધન છે અને એ સાધનવડે મનુષ્ય પોતાનો દૈવી

વારસો સંપાદન કરી શકે છે. મનુષ્ય જીવન અત્યારે જો દૈવીગુણો કરતાં પાશવગુણો તરફ વધારે ઢળતું હોયતો તે સર્વના દોષ કેલવણીની પદ્ધતીને શીર રહેલા છે એમાં સંદેહ નથી.

જગતના આદર્શભાવિની ઝાંખી ઘણાઓને થયેલી છે અને તેથી કેળવણી વૃક્ષમાં ગુરૂદેવના અભિગમન પછી કેવા નુતનરસ સીંચાશે તેની આગાહી કરવી અશકય નથી. ઓગણીસમી સદીની હળાહળ જડવ-તતાની મધ્યમાં વસીને મનુષ્યો પરસ્પર બંધુભાવ પ્રગટાવે એવાં સંબોધન કરનાર **જોહન રસ્કીન** હતો. ભગવાન **ક્રાઇસ્ટને** બે હજાર વર્ષ થઇ ગયાં છે છતાંય Love thy neighbour as thy self ત્હારામાનવ બંધુને ત્હારા આત્મા તૂલ્ય ચાહ એ શિખ હજુ બાઇબલમાંજ રહી છે તેથીજ આપણી સુધા-રણાને ઝાઝાં ફળ આવ્યાં નથી. એ અફળ ગયેલ સંદેશને જીવન વ્હેવારમાં ગુંથવો એજ નવલ સુધાર-ણાનું કર્તવ્ય છે. મનુષ્યો એક બીજા પ્રત્યે પ્રેમ અને બંધુત્વ ભર્યું વર્તન કરતાં શીખે એજ સુધારણાનો ઉદ્દેશ હોયતો કેળવણીનું ભાવિ સમજવું વિકટ નથી.

વરૂ અને પશુઓનાં ટોળાં હરીફાઇ અને જીવન કલહવડે જીવી શકે છે; આપણા આધુનિક જીવનમાંથી પણ એજ લક્ષણો હજુ રદ થઇ શક્યાં નથી તેને અંગેજ અધમતા અને ભૂખમરો આવિર્ભાવે છે અને તેને લઇનેજ સુલેહની વેદના અને વિગ્રહના ભય નીપજવા પામે છે. આ પાશવ ગુણોને દબાવી તેને સ્થાને મૈત્રી અને ઐક્યતા રોપવી એજ કેળવણીનું કાર્ય છે, તેથી મનુષ્ય અંતરમાં સહાનુભૂતી સંભવે એવી યોજના યોજવી એ કેળવણીનું કર્તવ્ય છે.

કેળવણીની સુધારણાનો પાયો પૂનર્જન્મના સિદ્ધાંતો વિના ડોલમડોલ થયા વિના રહેતો નથી. કેળવણી શાસ્ત્રવાળાઓ બાળકને એક નવીન જીવાત્મા સમજી તેમાં ગમે તેવા સિદ્ધાંતો દાખલ કરી શકાય એવું માનતા આવ્યા છે. પણ ભૂતકાળની સંકલના તાજી કર્યા સિવાય બાળકની કેળવણી વધારવાના પ્રયત્નો નીષ્ફળ નીવડ્યા છે એમ કહેવું વધારેપડતું નથી કોઇ માબાપ પોતાના બાળકને ' પોલીટીશીયન ' રાજ્યદ્વારી બાબતોનો અભ્યાસી કરવા ઉત્સુક હોય પણ બાળકમાંજ જો તેવું વલણ નજરે પડતું નહોય

તો માબાપના પ્રયત્નો અફળ જશે અને બાળકને લાભ થવા કરતાં હાનિ થયા વિના રહેશે નહિ. સાહિત્ય કે ફીલસુફી તરફ વલણ ધરાવતા બાળકને ઇતિહાસ કે વિજ્ઞાનશાસ્ત્રનો અભ્યાસ કરવા ફરજ પાડવી એ બાળકની સ્વતંત્રતાને ડામ્યા ઉપરાંત કુદરતનો અપરાધ કર્યા જેવું છે. બાળકના મગજને કોરૂં પાનું સમજી તેમાં મનગમતા પાઠો ચીતરવા કરતાં તેને પત્થર પાટી લેખી તેમાં અધુરા રહેલ અક્ષરને પુરા કરવાની યોજના આદરવામાં આવે તો કેળવણીના મિષ્ટ ફળનો દ્રાક્ષ સમો મોંઘો રસ સૌ કોઇ નેય સ્વાદીષ્ટ લાગ્યા વિના રહે નહિ.

પણ કેળવણીમાં પ્રેમ અને બંધુત્વનો ઉદ્દેશ બર લાવવા માટે ઉચ્ચ શિક્ષણ વડે વિદ્યાર્થીઓનું અંતર જ્ઞાન જાગૃત કરવું જોઇએ. સત્ અને અસત્‌ની પરીક્ષા કરવા મનુષ્યમાં બુદ્ધિ રહેલી છે પણ અંતરજ્ઞાન વડે લીધેલાં વસ્તુઓનાં માપ વધારે સત્ અને શાશ્વત છે અને તેથીજ તે વધારે વંદનીય છે. વિદ્યાર્થીઓમાં રહેલ આ અંતરજ્ઞાન જાગૃત કરી શકે નહિ એવાઓને શિક્ષકનું સ્થાન આપવું એ

બાળકના ઉજ્વળ ભવિષ્યપર કરવત ફેરવ્યા સમાન છે. જેના હાથમાં દેશનું ભવિષ્ય સમાયેલું છે એવા શિક્ષકોને આજીવિકાના સાધનો પણ પુરાં ન મળી શકે તથા તેમનો દરજ્જો નિર્માલ્ય અને નિસ્તેજ રહે એ દેશને અને દેશના સાશનને કલંકિત છે તથા તે સરસ્વતીની અવગણના છે. શિક્ષકનું સ્થાન જ્યાં સુધી આકર્ષક બનશે નહિ ત્યાં સુધી અંતરજ્ઞાન જાગૃત કરી શકે એવા શિક્ષકો મળી આવવા અસંભવિત છે. વળી આ અંતરજ્ઞાન જાગૃત કરવામાં સાૈંદર્યની સહાય ગ્રહણ કરવી પડશે. આંતરિક્ષ આત્મ-સાૈંદર્ય જગતનાબાહ્ય સાૈંદર્યનો પ્રત્યુત્તર કેવી રીતે આપશે તે તો આપણને ગુરૂદેવ સમજાવશે પણ જ્યાં જ્યાં આત્મસાૈંદર્ય પ્રગટ્યાં છે ત્યાં સ્થળે સ્થળે પ્રણય અને મૈત્રીના રસ ઉડી રહ્યા છે એ સાૈ જણને વિદિત છે. આપણા બાળકો વિદ્યા સાથે સદ્દગુણ સંપાદન કરતાં થાય એવી આપણી ખાહેશ હોયતો તેમની દ્રષ્ટિએ પડતી વસ્તુમાત્ર સુંદર અને સુશોભિત હોય એનું આપણે પુરતુ ધ્યાન રાખવું ઘટે છે. કારણ કે સુંદરતા વિહોણી વસ્તુઓ આપણા

ભાવના સ્વભાવમાં એક જાતની મલીનતા દાખલ કરેછે જે વડે ચીડીયાપણું કે હઠ જેવા માનસિક રોગના આપણે ભોગ થઇ પડીએ છીએ. અત્યારની સ્થિતિતો એવી છે કે નિશાળનાં સ્થાન બાળકોને નાપસંદ હોય છે અને માબાપો ઘડીક વિશ્રાંતી ભોગવે એટલાજ માટે છોકરાંઓને નિશાળે ધકેલવામાં આવે છે. પણ ગુરૂદેવનાં અભિગમન પછી નિશાળો મનુષ્ય માત્રને માટે આનંદ અને ઓજસનું કેંદ્ર છે એનું અજબ ભાન આપણ સર્વને થયા વિના રહેશે નહિ. ભાવિની શાળાઓ શિક્ષણ મેળવવાના સ્થાન ઉપરાંત પણ આનંદ અને દિવ્યતાના સજીવન ફુવારા સમ લેખાશે અને હાલ આપણે જેમ નાટકશાળામાં સુમધુર સંગીતકારના મંજુલ ગાનની કદર કરીએ છીએ તેમ નિશાળના શિક્ષકોને પણ તેવાજ સન્માનથી નીહાળતા થઇશું, બાલસુખાકારીના વિષયોમાં આપણે અખંડિત આનંદ અનુભવવા લાગીશું તથા બાળકો ' પ્રભુના પયગમ્બર ' છે, તેઓમાં પ્રભુના અનેરા ઓજસ પ્રકાશી રહ્યાં છે તેથી તેમના પ્રતિ આપણે પૂજ્યમાનના નયનોથી નીહાળતા થઇશું. આવા ભાવિ જીવનમાં

તેમને દેહદંડ કરવાના સ્વપ્ન પણ અમંગલમય લેખાશે એમ કહેવું અતિશયોકિત ભરેલું નથી જીવન વાટિકાના પરિમલ ભર્યા પુષ્પ સમા આપણા બાળકોને આપણે એટલાતો વ્હાલથી પોષીશું કે બાળકોના જીવનમાં રસ ન લઇ શકે એવાને સમાજ બહાર મુકતા આપણો આત્મા આપણને ડંખશે નહિ.

આપણા આદર્શ શિક્ષણ શાસ્ત્રમાં ' ટેસ્ટ ' સારા ને સત્કારવાની અને નરસાને નકારવાની આત્માની ગુપ્ત શકિત વિકસાવવીને વિસારે પાડી શકીશું નહિ અત્યારની સર્વ કળા અને અત્યારના સર્વ વિજ્ઞાન શીખવ્યા ઉપરાંત પણ જગતમાં જાણવા જેવી અન્ય વસ્તુઓ શિખવવાનું તે ચુકશે નહિ. નવયુગની શિક્ષણ પધ્ધતિ ન્યાત, જાત, રૂપ, વર્ણ અને જાતિના બંધને ઓળંગાવી મનુષ્યજીવાત્માને સ્વબંધુ તરીકે આલીંગતાં તથા તેનો આત્મા તેના બાહ્યરૂપ અને બંધનોથી વિશેષ અનાશવંત છે એમ તે આપણને શીખવશે એમાંજ તેની મહત્તા સમાયલી છે.

આવાં રમ્ય સ્વપ્ન જ્યારે હસ્તીમાં આવશે ત્યારે સ્કુલ અને કોલેજોમાં શિક્ષણ લીધેલ યુવાન અને યુવતીઓનાં નાશવંત જીવનના પ્રત્યેક બનાવો દ્વારા અમરત્વનાં ઓજસ પ્રગટી નીકળશે. અજાણ્યે અને નીશ્ચિતપણે પુષ્પ ખીલતું જાય છે અને વાયુસમીપ પોતાના પ્રાણ ખોલવા તે તલસી રહે છે. મનુષ્ય પણ પોતાના પ્રાણ પોતાના કપ્તાનને સમર્પી પોતાનો વિકાસ નિશ્ચિતપણે અને અજાણ્યે સાધી રહેશે. આ આદર્શ ભાવિમાં જીવનનાં સર્વ પ્રસંગો પ્રેમ પ્રસરાવવાની તકો છે એવું સમજનારનેજ સાચો શિક્ષિત મનુષ્ય કહેવામાં આવશે તથા અંતરની કોમળતામાં, રૂધીરની ઉષ્ણતામાં, બુધ્ધિની તિક્ષ્ણતામાં અને આત્મ ાની અનંત શાંતિમાંજ સાચી આત્મ-વૃદ્ધિ સમાયલી છે એવા જોહન રસ્કીનનાં સંબોધનનો સાક્ષાત્કાર ત્યારેજ થશે.

# રાષ્ટ્રીય જીવન.

The strength is in the men, and in their unity and virtue, not in their standing room: a little group of wise hearts is better than a wilderness full of fools; and only that nation gains true territory, which gains itself.

—*J. Ruskin.*

જગતમાં અત્યારે રાષ્ટ્રીય જીવનની કેટલીક ભાવનાઓ પ્રચલીત છે પણ ગુરૂદેવના કાર્યને અંગે તે સૌને સ્થાને નવીન ભાવનાઓ નીપજશે. કારણ કે જે પોતેજ પ્રભુના જ્ઞાન સ્વરૂપ છે એવા જગત્ ગુરૂના દૃષ્ટીબીંદુથી પ્રજા એટલે શું ? A nation is one expression of God's great life પ્રભુના મહાનજીવનનું એક સ્વરૂપ એજ પ્રજા છે. અવનીમાં એવી એક વસ્તુ નથી જેમાં તેનું ચૈતન્ય સમાયલું ન હોય. ઘોર નીંદરતું ખનીજનું જીવન ને કલ્પના ભૂમીમાં ઉડતું વેલ વૃક્ષનું જીનન તેનુંજ જીવન છે. કુંજકોતર ને સાગરસરિતામાં કે લાગણીના પ્રદેશમાં પગ માંડેલાં પશુઓમાં તેનીજ શકિત વિદ્યમાન છે. બાલકનું નિર્દોષ ખેલન ને સુંદરીનું

વદન લાવણ્ય તેનીજ સુદરતાના આછા આછા નમુના છે. સર્વમાં તેનું બલ દ્રસ્યમાન છે પણ તેનું સર્વોત્તમ વ્યકત સ્વરૂપ તો મનુષ્યજ છે. અને પ્રભુએ યોજેલા ઉચ્ચ જીવન પ્રમાણે મનુષ્ય જો પોતાનું જીવન ગાળે તો અન્ય કોઇ પ્રકટ સ્વરૂપ કરતાં મનુષ્ય પ્રભુની મહાનતાની ઝાંખી વિશેષ પ્રમાણમાં કરાવી શકે છે.

એતુ કયું રાષ્ટ્રીય જીવન છે જે સવ પ્રજાઓએ પોતાના આદર્શતુલ્ય કલ્પવું જોઇએ? જેમાં પ્રજાની દરેક વ્યક્તિ એક વિશાળ રચના જે ખરી રીતે પ્રભુના મહાન જીવનનું એક અદ્રસ્ય અંગ છે પણ જેને સ્થૂલ ભૂમિકાપર આપણે પ્રજા કહીએ છીએ તેના એક પડળ સમાન હોય એજ રાષ્ટ્રીયજીવન ને એક આદશ રાષ્ટ્રીય જીવન કહી શકાય. આજની સ્થિતિ ધ્યાનમાં લઇએ તો પ્રજાઓ મનુષ્યોના ચેતન આગળ દૈવી કરતાં પોતાનો પાશવ સ્વભાવ વધારે પ્રમાણમાં ખડો કરે છે તેથી વ્યક્તિઓ આ અદ્રસ્ય અંગના વિભાગ થઇ શકે નહિ. પણ જેમ

જેમ આપણે ગુરૂદેવનું શીક્ષણ સમજતા જઇશું તેમ તેમ આ સઘળુ વિકૃત થશે. આપણા ધારાશાસ્ત્રીઓ ત્યારે એ ઉદ્દેશો ધ્યાનમાં રાખી ધારાઓ રચશે. પ્રથમતો એ કે પ્રજાનું જીવન એવી રીતે વ્યવસ્થીત કરવું કે મનુષ્યો જીવનનો પાશવ સ્વભાવ જેમ બને તેમ જલદીથી વિસરી શકે. પોતાના તમામ નાગરીકોને અન્નવસ્ત્ર તથા સ્થૂળ સુખાકારીનાં તમામ સાધનો પુરાં પાડી શકાય એટલું ધન દરેક પ્રજા પાસે રહેલુ છે. પણ સામે મનુષ્ય આપણો એક બંધુ છે એની ખરી કીંમત આપણે સમજતા નથી, તેથીજ આપણે આપણા દુઃખોને સાંખી રહ્યા છીએ. છતાં લાંબે કાળ વિને નહિ તે પહેલાં આપણા રાજ્યતંત્રીઓ સર્વ મનુષ્યો માટે દેહની હાજીયતો પુરી પાડવાની વ્યવસ્થા કરશે કે જેથી તેઓ પોતાનો દૈહીક સ્વભાવ ઝટ વિસરી જાય. શરીરને માટે અન્ન અને વસ્ત્ર તથ તેના આરામને માટે ઓસડ વેસડ, રાત દિવસ પ્રકાશ તથા જોઇયે તેટલું જળ અને મુસાફરીન સગવડતાઓ—આ સઘળું જેમ રાજ્ય આજ પ્રજાન જાનમાલનું રક્ષણ પુરૂ પાડે છે તેમ પ્રત્યેક મનુષ્યને રાજ્ય તરફથી પુરૂં પાડવામાં આવશે.

મનુષ્યમાં રહેલી છુપી શક્તિઓના વિકાસમાં પ્રોત્સાહન આપવું એ બીજો ઉદ્દેશ છે. કારણ કે આ ગુપ્ત શક્તિઓ જેમ જેમ વિકસે છે તેમ તેમ પ્રજાના દેહીક અને આધ્યાત્મિક જીવનની ઉભય શાખાની શક્તિ અને સમૃદ્ધીમાં તે અભિવૃધ્ધી કરે છે. તેથી દરેકને માટે નીશાળો સ્થાપવામાં આવશે એટલુંજ નહિ પણ રચના તથા શિક્ષણની વિવિધતાવાળી યોગ્ય નિશાળો, જેમાં સર્વ પ્રકારના સ્વાભાવવાળા મનુષ્યોનો સમાવેશ થાય તથા જેમાં અત્યારની સઘળી જીવન શાખાઓ ઉપરાંત પણ જીવનની નવી શકયતાઓ ગુરૂદેવ દર્શાવશે ત્યાર પછી હયાતીમાં આવતી સઘળી નવીન જીવન શાખાઓને બંધ બેસે એવી નિશાળો સ્થપાશે. વળી ત્યારે આરામ માટે પણ સંપૂર્ણ તકો પુરી પાડવામાં આવશે અને મનુષ્યો નિત્ય મજુરી વડે દેશની જેટલી આબાદી વધારે છે તેટલીજ આબાદી તેઓ વિહાર અને વિશ્રાંતી વડે પણ વધારી શકે છે એમ ભવિષ્યના આપણા રાજ્યમંત્રીઓ કબુલશે.

આ સર્વ સાધનો વડે મનુષ્યોમાં અવશેષ રહેલ પશુ સ્વભાવ દુર કરવા રાજ્યતંત્રીઓ મથશે અને તેમને હરીફાઇને સ્થાને સહકારમાં આનંદ લેતા કરશે.

ગુરૂદેવના શિક્ષણના પ્રકાશમાં આપણે સમજતા થઇશું કે સુધારણાની દૈહિક દિશા તેની આધ્યાત્મિક દિશાથી જુદી પાડી શકાય એમ નથી તથા ચોકખા અને વૃક્ષથી છવાયલા વિશાળ રસ્તાઓ, સુંદર નિવાસગૃહો તથા સમાજીક કાર્યો માટે મંડપો આધ્યાત્મિક જીવનના સર્વોત્તમ સ્વરૂપ માટે ખાસ જરૂરનાં છે. આધ્યાત્મિક વાતાવરણને માટે મનુષ્યોનું પવિત્ર જીવન આવશકય છે પણ ઘાટીલા તથા વૃક્ષથી છવાયલા રસ્તાઓ અને બગીચાઓ દ્વારા, નિવાસ સ્થાનોની સુંદરતા દ્વારા, સર્વત્ર સુખ શાંતિની ભાવના દ્વારા જો તે વાતાવરણ નિર્ઝરે તો તે વધારે ઘટ્ટ બની શકે છે. જે ગુરૂદેવ પધારનાર છે તેના સ્વભાવમાં પ્રભુના અનુમય સૌંદર્યની પ્રતિમા છે અને આપણા બંધુની મુખાકૃતિ પરજ નહિ પણ આપણી ફુલવાડી-ઓ અને ખીણો તથા આપણા માર્ગ મંદિરોના

.ાંદર્યમાં તેમના આ મહાન સાંદર્યનો અંશ જોતાં
ાાપણામાંના કેટલાક જણ શિખ્યા છે.

તેઓશ્રી આપણને અનુવર્તવશે પછી આવા રાષ્ટ્રીય
?વન માટે આપણે મથીશું. જ્યાં મનુષ્યોનું ફકત
?વન સ્થાન હોય તથા કાયદા, ધમકી કે શિક્ષાવડે
યાં તેમના પાશવ સ્વભાવને રોકી રાખવામાં આવતો
ાય એનેજ પ્રજા કહેવાય એવા વિચારોથી હાલની
.ાફક આપણે સંતોષી રહીશું નહિ. ઉલટું આપણે
ા સમજીશું કે પ્રભુનું નિવાસસ્થાન એજ પ્રજા
ા અને મનુષ્ય માત્ર તેમનાં સંતાન છે તેથી જ્યાં
ાર્વ મનુષ્યોને બંધુભાવે જીવન ગાળવાની તકો પુરી
.ડતી હોય તેજ સ્થાનને એક સાચી પ્રજાની રૂપમા
પાપી શકાય.

એક એવું જ્ઞાન છે જે વસ્તુમાત્રની સુંદર અને
ાશકત રીતે વ્યવસ્થા કર્યે જાય છે. જગતગુરૂમાંથી
પાજ જ્ઞાનનાં કીરણો પ્રકાશે છે. મનુષ્યોની માનુષી
ાથા દૈવી હાજીયતો માટે આ જ્ઞાન અસીમ શકિત
.ડે છે. આપણી ખરી માનુષી હાજીયતો શાશા છે
ો આપણે એકવાર સમજીએ તો સર્વ મનુષ્યો સહ-

ગુણી હોવાથી જ્યાં દુર્ગુણને સ્થાન નથી, જ્યાં સર્વને માટે તક રહેલી છે તથા જ્યાં દારિદ્રનું નામ નથી એવું આદર્શ રાષ્ટ્રીય જીવન પ્રકટાવવા ધન, શક્તિ કે વિચારોના દુષ્કાળની ફરીયાદ કરવાની આપણને જરૂર રહેશે નહિ. આજ આપણે જો તે આદર્શથી દૂર હોઇએ તો તેનું કારણ એટલુંજ છે કે મનુષ્યોની ખરી જરૂરીયાતો સમજવા આપણે હજુ પ્રયત્ન કર્યો નથી.

ગુરૂદેવ જ્યારે આપણી સાનિધ્યમાં આવશે ત્યારે તેઓશ્રી આપણને સંપૂર્ણ મનુષ્યત્વ દાખવશે અને તેમના વર્તનના ઉજાસમાં આપણા જાતીબંધુઓની ખરી જરૂરીયાતો શાશી છે તે આપણે સમજી શકીશું. આપણા તે જ્ઞાનની સાથે પ્રથમ શક્તિ આવશે અને પછી આપણા જાતી બંધુઓના સંતોષના મહાન સૌંદર્યની મધ્યમાં, ચોપાસ સુંદર સંજોગો વાળા સુંદર સદનોમાં રહેવાનો આનંદ પ્રાપ્ત થશે.

# આંતર રાષ્ટ્રીય જીવન.

બ્રહ્માંડ આતો ગૃહતાતનું છે,
આધાર સૌને સહુનો રહ્યો જ્યાં;
લે છે સહુ કંઇ સહુને દઇ કે,
આભાર સૌનો સહુ ઉપરે છે.

કલાપી.

જગતનું આધુનીક આંતર રાષ્ટ્રીય જીવન આપણા
નતીબંધુઓ વિષની આપણી આજની ભાવનાનું
ાતિબીંબ પાડે છે. આપણો અને અન્યનો લાભ
ંપરીતજ હોય એ દૃષ્ટીએ આપણે અન્ય તરફ
ુખ્યત્વે કરીને નીહાળીએ છીએ અને આ વિચારના
ંયુકત સ્વરૂપે પ્રજાઓ વચ્ચેના વિગ્રહને સંપૂર્ણરીતે
ાસ્તવિક માની એ હોય એવુ જગતનું એક જીવન
ીપજાયું છે. જ્યાં સુધી બલવાન પ્રજાઓ ગુમાન
અને સાર્વભૌમ સત્તાની ખાહેશ રાખશે તથા નબળી
ાજાઓ બ્હીકણ અને દ્વેષી રહેશે ત્યાં સુધી જગતનું
જીવન મુખ્યત્વે કરીને કલહ ભરેલુંજ રહેશે.

પણ પ્રજા અને વ્યકિતઓના જીવનમાં પ્રેમની
મહાન શકિત ગુરૂદેવ જ્યારે આપણાને સમ-

જાવશે ત્યારે આ સૌ વિકૃત થશે. બંધુત્વના સિદ્ધાંતમાં સુખ અને વિકાસની કેવી અજબ સ્ફુરણાઓ રહેલી છે એ મનુષ્યો જ્યારે સમજતા થશે ત્યારે પ્રજાઓની જીજ્ઞાસાનું બીજું પગથીયું સર્વોપરી સત્તા મટી બંધુત્વ થશે. અત્યારથી જન મંડલ 'પ્રજાસંઘ'ની વાતો કરી રહ્યું છે. પણ ગુરૂદેવનું કાર્ય શરૂ થતાંજ પ્રજાઓ બંધુત્વની શક્તિ એટલા જોસથી અનુભવશે કે તેઓ ઐક્ય થવા આતુર જીજ્ઞાસા રાખશે. આજ પ્રજા સંઘની ચર્ચા કરતાં આપણે અનેક મુશ્કેલીઓ જોઇએ છીએ પણ ગુરૂદેવના કાર્ય પછીથી ઐક્ય થવાની આપણી શક્તિ માટે આપણે એટલા તો બેધડક થઇશું તથા તેના સાધનો માટે આપણામાં એટલું બધું જ્ઞાન આવશે કે કોઇ પણ મુશ્કેલીની આપણે ગણુના કરીશું નહિ.

ગુરૂદેવના શીક્ષણને અંગે જગતમાં જે એક જીવંત તત્વરૂપ થશે એવો ઐક્યતાનો આ દૃઢ સંકલ્પ ભિન્ન ભિન્ન શક્તિના મનુષ્યોને તે માટે કાર્ય કરવા સંયુક્ત કરશે. દ્રષ્ટાંત તરીકે, સર્વ પ્રજાઓનો

વ્હેપારી વર્ગ પ્રજા સંઘની લડતમાં સૌથી વધારે અગ્ર ભાગ ભજવશે. બંધુત્વનો વિચાર તેમને જગતનું વ્હેપારી જીવન નવા અને ઘાડા વ્યવહારિક પ્રકાશમાં જોતાં શીખવશે. નફાના વિચાર કરતાં નીકાશની નિપૂર્ણતાનો વિચાર વધારે આકર્ષક બનશે, ધંધાની હરીફાઇ ફકત હરીફાઇ નાબુદ કરવાનું સાધન રીટી વધારે નીપૂર્ણ વસ્તુઓ નીપજાવવાનું સાધન થઇ રહેશે તથા તેમાં જીવન સૌંદર્યની અભિવૃદ્ધી સહિત ઓછી મજુરી રહેલી હશે. આપણા વ્હેપારી બંધુઓ ધનની વ્હેચણીની વધારે અસરળ રીતીઓ અમલમાં લાવી શકશે પણ જગતના નવીન વ્હેપારી જીવનમાં મફત મજુરીની કે હરીફાને અળાગા કરવાની લેશ પણ જરૂર રહેશે નહિ. ઉદ્યોગના ક્ષેત્રમાં વસ્તુઓને પ્રમાણભૂત કરવાની રીત પ્રચલિત થતી જાય છે તેને સંપૂર્ણ બનાવવામાં આવશે કે જેથી પ્રત્યેક પ્રજા પોતાની પ્રજા બગિનીઓની ઉત્પન્ન કરેલી સર્વોત્તમ વસ્તુઓમાં સૌથી વધારે કસરથી સહભાગી થઇ શકે. સ્પર્ધાના યુગમાંથી સહકારના યુગમાં આપણે પસાર થઇશું,

સબબ નહિ કે સહકાર આપણને માત્ર બંધુત્વના આદર્શની વધારે સમીપ આણે છે પણ સહકાર દ્વારા વ્હેપારનું આદર્શ વધારે સારી રીતે અમલમાં આવી શકે છે તથા તેની લક્ષ્યનિષ્ઠાના નવાં સ્વરૂપો વિદ્યમાન થાય છે.

અન્ય પ્રજાઓ વિષે દરેક પ્રજામાં એક મહાન ફેરફાર થશે. આપણા જાતીબંધુમાં આપણે માટે પોતાનો એક દૈવી સન્દેશ રહેલો છે એમ જ્યારે આપણે અનુભવથી સમજીશું ત્યારે આપણને ખબર પડશે કે દરેક પ્રજા અને દરેક વ્યક્તિ પાસે પોતાનો એક ખાસ સન્દેશ રહેલો છે જે તે આપણને આપવા માગે છે. તેથી આપણી પોતાની મહત્તા માટે પરદેશી પ્રજાઓને આપણે હલકી પાડી શકીશું નહિ પણ બીજી પ્રજાઓની સંસ્કૃતી વડે આપણી પ્રજાની સસ્કૃતીમાં વૃદ્ધી કરવા યત્ન કરીશું. ખરેખર જ્યાં સુધી આપણી સસ્કૃતીમાં અન્યનો ફાળો ઉમેરીએ નહિ ત્યાં સુધી આપણે આપણું રાષ્ટ્રીય જીવન સાચી રીતે જીવી શકતા નથી એમ આપણને લાગ્યા વિના રહેશે નહિ. સર્વ મનુષ્યો

પ્રત્યે–પામરમાં પામર મનુષ્ય પ્રત્યે પણ આપણે આ લાગણી એટલી જોરદાર રીતે અનુભવીશું કે જગતના બાલક જીવો તરફ, જે પ્રજાઓ સુધારણામાં હજુ પછાત છે તેમના તરફ આપણને એવી લાગણી થશે કે વધારે બલવાન અને વધારે સુધરેલી પ્રજાઓએ તેમનો કોઇપણ રીતે વિનાશ કરવો ઘટતો નથી તથા તેમની સરહદ તેમની પાસેથી છીનવી લેવી કે તેમની સાદી વિચાર પધ્ધતી નિર્મૂલ કરવી ઘટતી નથી. વડીલ બંધુને જો સારીજ રીતે ઉછેરવામાં આવ્યો હોય તો કુટુંબના સામાન્ય જીવનમાં વડીલભાઇ ન્હાનાભાઇ ઉપર સત્તા ભોગવવાની ખાહેશ રાખતો નથી. તેજ પ્રમાણે આપણામાંના જે સઘળાઓ આગળ વધેલી પ્રજાના લોકો છે તેમને સ્પષ્ટ લાગશે કે આપણે બાલ પ્રજાઓના વડીલ બંધુઓ છીએ અને તેથી આપણા સહવાસથી તેમને નુકસાનને બદલે લાભ થાય એ જોવા આપણે બંધાયલા છીએ.

આ સઘળા મહાન વિચારો જગતમાં જ્યારે સામ-રાજ્ય ભોગવશે ત્યારે યુધ્ધ અને વિગ્રહનો અંત આવ્યા વિના રહેશે નહિ કારણ કે ત્યારે સત્તા કરતાં વૃધ્ધી કે

વિકાસમાં આપણને વધારે આનંદ લાગશે. જે સઘળા મનુષ્યો કે પછાત લોકો જગતના ઐક્ય જીવનની વિરૂધ્ધ જવાનું બંધ કરશે નહિ તેમને કાજ જગતનો ન્યાય ચુકવવા જગતમાં પોલીસ બળ જેવું કાંઇક અલબત હયાત રહેશે. પણ સુલ્હેશાંતિના આ રક્ષકો સિવાય બીજા સૈનિકો રાખવામાં આવશે નહિ અને તે માત્ર એટલાજ કારણથી કે તેમનું કાર્ય તે વખતે ખતમ થઇ ગયું હશે. પણ બીજી પાસા અન્યાયની સામે લડનાર આદર્શ રણવીરની ભાવના આપણામાં હમેશ કરતાં વધારે સજોસ રીતે હયાત રહેશે. પણ આ ભાવના આપણને લડવૈયા બનાવવાને બદલે સૃજનકાર બનાવશે. એમ છતાં આપણી સાથે તથા દરેક પ્રજામાં એવા હજારો મનુષ્યો હશે જે આ આદર્શને જીવનમાં ઉતારી શકશે નહિ અને જ્યાં સુધી તેઓ પોતાનાજ એશઆરામમાં સલામત હોય ત્યાં સુધી પોતાના બંધુઓની સુખાકારી માટે લેશપણ પરવા કરશે નહિ. આ લોકોની કઠોરતા સામે નિત્ય લડવું પડશે અને મનુષ્ય જાતીનાં

નવાં આદર્શોના સતત જુંબેશવડે દરેક ખરાબ રૂઢી તથા જંગલી અવસ્થાના દરેક અવશેષ સામે વિગ્રહ આદરે એવા વીર સૈનિકોની આપણને જરૂર પડશે.

પોતાનીજ પ્રજા ઉપરાંત અન્ય પ્રજાના બંધુઓ સાથે રાખવો જોઇતો સાચો વિવેક ગુરૂદેવ આપણને શિખવશે. જગતના ખરેખરા સુધરેલા લોકો અત્યારે પણ પરદેશી મુસાફરોને માનવંતા મહેમાન સમ સત્કારે છે. આ રૂઢીને આપણે વધારે ખીલવીશું અને પ્રજાના થોડા જણજ નહિ પણ સર્વ જણ પરદેશી લોકોને મહેમાન ગણી સંપૂર્ણ આતીથ્યથી સ્વાગતશે. તેજ પ્રમાણે વળી આપણે જ્યારે પરદેશમાં મુસાફરીએ જઇ શું ત્યારે આપણે પણ તેમના મહેમાન છીએ એમ આપણને લાગશે અને આપણે આપણી પૂર્ણતાનું અભીમાન કરીશું નહિ કે બીજી પ્રજાઓના રીત રીવાજોને હલકા પાડતાજઇશું નહિ. જ્યાં સુધી બીજા લોકોના જીવનથી પોતે અજ્ઞાત રહે ત્યાં સુધી જગતના સાચા આધ્યાત્મિક પુરૂષોને પોતાના આધ્યાત્મિક સ્વભાવનો એક વિભાગ અસંતુષ્ઠ રહેલો જણાશે અને તેથી પોતાના નિત્ય

જીવન માટે જ્ઞાન અને બલ પ્રાપ્ત કરવા તેઓ જ્ઞાનને શોધશે.

જગતમાં આજ આપણે એક મલીન સ્વપ્ન રહીએ છીએ; ગુરૂદેવ જ્યારે પધારશે અને પોતાનો પ્રકાશ જે પ્રભુનો પ્રકાશ છે તે આપણને આપ ત્યારે જગત પોતાના મલીન સ્વપ્નમાંથી જાગૃત થશે ત્યારેજ આપણે સત્યને સમજીશું કે સઘળા બંધુઓ છે અને પોતાનું મલીન સ્વપ્ન અનુભવતા હોય ત્યારે તેઓ પ્રભુનું એક અપૂર્ણ જીવન ગૂઢી રહ્યા હોય ગુરૂદેવ આપણને આપણી ભાવિ શક્યતાઓ દર્શાવ એટલુંજ નહિ પણ અંધકાર અને અવસાન પડછાયામાં જીવવા છતાંય આપણામાં રહેલી વર્તમા શક્યતાઓ સીદ્ધ કરવા તે આપણને સહાય કરશે

જે ગુરૂદેવની મહાનતાને આપણે વંદીશું તે ગુરૂદે પોતે પ્રભુ છે તેથી નહિ પણ તે પોતે મનુષ્ય તેથીજ આવિર્ભવશે. મનુષ્યો અને પ્રજાઓના નવજીવન માટે જગતને જે જ્ઞાન અને જે શકિ જોઇએ છીએ તે આપણે આપણા સાર મનુષ્યત્વની અજ્ઞાયબ શકિતઓની તેમનાજ નેતૃ

નીચે કરેલી શોધમાંથી પ્રાપ્ત કરી શકીશું. ગુરૂદેવ જગતનું એક સાચું આંતર રાષ્ટ્રીય જીવન પ્રકટાવશે કારણ કે પોતેજ તે વિશ્વ છે. મનુષ્યો આ સત્ય ગમે તેટલું ઓછું સમજતા હોય છતાંય સર્વ મનુષ્યો તેમના અંતરમાં અત્યારે વસી રહ્યાં છે. જગતના અશુભમાંથી જગતના શુભને નિત્ય વિશુદ્ધનાર મહાન વ્યક્તિ તે પોતેજ છે. આ વાત અત્યારે તેમની શાંતિ અનુભવનારાજ સમજેછે તે તેમના અભિગમન પછી અસંખ્ય મનુષ્યો સમજતા થશે. જ્યારે તેઓશ્રી પોતાનું કાર્ય પુરૂં કરી રહેશે ત્યારે જગત તેમના અંતરમાં પ્રેમથી વિરામશે, એમ સમજીને કે એ જગતનું નુર છે તેથી તેમનામાં અને તેમનામાંજ જગત સદાસર્વોત્તમ પ્રકારે રહી શકે. આપણે કે જેઓ પ્રભુના સંતાન છીએ તેઓ મનુષ્ય તરીકેનું આપણું સાચું જીવન ત્યારે અને ત્યારેજ ગુજારતા થઇ શું.

# ગુરૂદેવના સેવકો.

Alas ! unless we perform Divine service in every willing act of life, we never perform it at all.

*—J. Ruskin.*

ગુરૂદેવ જ્યારે આપણી સમક્ષ આવશે ત્યારે સકળ વિશ્વને સહાય કરવા તેઓશ્રી પોતાનું બનતું કરશે. એકાદ ચોકસ ધર્મને ખાસ સૂચનાઓ કર્યા સિવાય પણ તેઓશ્રી હજારોને ઉંડા ધાર્મિક જીવન માટે ઉત્તેજીત કરશે. તેઓશ્રી કોઇ ચોકસ પ્રજા કે વર્ણના લોકોના સરદાર થશે નહિ. કારણ કે સૌ સ્થળે સઘળા મનુષ્યો એમનાજ બાલકો છે તથા ઉચ્ચ અને નીચ, કાળા અને ગોરા, રાતા કે પીળા સર્વે મનુષ્યોમાં તેઓશ્રી એકજ દૈવી સ્વરૂપ નીહાળે છે. આપણુને જ્યારે તે સહાય કરશે ત્યારે તેમનામાં પ્રેમ અને જ્ઞાનનો પ્રકટાવ એવડો તો જ્વલંત જણાશે કે કરોડો મનુષ્યો તેમને ચર્ણે આવશે અને તેઓશ્રીમાં પોતામાં ગુઢ રહેલા સર્વોત્તમ સ્વભાવની પ્રતિકૃતિ નીહાળશે.

કરોડો મનુષ્યો તેમના અનુયાઇ થશે પણ માત્ર થોડાજ જણ તેમના કાર્યવાહકો બનશે. કારણકે તેમના સેવક બનવું એટલે તેમને ચાહવા અને તેમનામાં આસ્તા રાખવાથીય અધિક છે. તેમના સેવકોમાં શાશા સદ્‌ગુણોની આવશક્યતા છે?

**૧ આપણા માનવબંધુઓ પ્રત્યે પ્રેમ.** દરેક ધર્મ આ શિખવે છે પણ ઘણા ધાર્મિક મનુષ્યોના જીવનમાં પ્રેમની આજ ઝાઝી અસર જણાતી નથી કારણ કે તેઓ પોતાના બંધુની સુખાકારી કરતાં પોતાના મોક્ષ માટે વિશેષ આતુર હોય છે પણ ગુરૂદેવના સેવક થવા માટે મનુષ્યે પોતાના મોક્ષ કરતાં પોતાના બંધુઓને સહાય કરવા વધારે ઉત્સુક રહેવું જોઇએ. અંગતમુક્તિ કે આધ્યાત્મિક વિકાસના વિચારોએ સર્વ પ્રકારનાં દુઃખો સાથે ઉંડી અનુકંપા તથા તેનો અંત લાવવા દરેક પ્રકારે કાર્ય કરવાની સહ્રદય જીજ્ઞાસાને સ્થાન આપવું જોઇએ.

**૨. ગુરૂદેવના કાર્યમાં વિશ્વાસ.** જ્યારે તેઓશ્રી આપણા શિક્ષક અને નેતા થશે ત્યારે હજારો મનુષ્યો પેલેસ્ટાઇનમાં આત્માર્પણની શિખ દેનાર

ક્રાઇસ્ટ હિંદમાં ભક્તિરસ શિખવનાર શ્રીકૃષ્ણ,
દિવસ બુધ્ધપદ પ્રાપ્ત કરનાર બુધ્ધીસત્વ મૈત્રેય,
દિવસ સદ્‌ગુણનું સામરાજ્ય સ્થાપન કરનાર શોશીય
એકવાર ફરીથી મનુષ્યો આગળ પ્રભુનો પ્રેમ ગુંજ
ઇમામ **મહેદ્દી** તેઓશ્રીમાં નીહાળશે અને કદાચ કેટ
યાહુદીઓ પણ તેમનામાં પોતાના **મેસીઆહને** જ
પણ ગુરૂદેવ પોતાના અનુયાઇઓ પાસેથી અ
માન્યતાઓની માગણી કરશે નહિ. તેઓશ્રી પોત
ભુત અને ભવિષ્ય સ્વરૂપોમાં આસ્તા રાખવ
આપણને કહેશે નહિ પણ આપણી મધ્યમાં
ત્યારે પોતે કેવા છે એટલુંજ માનવા તેઓ આપ
કહેશે અને તેમનામાં વિશ્વાસ રાખવો એટલે તે
કાર્યામાંય વિશ્વાસ રાખવો પડશે. તેઓશ્રી
કરવા પધારે છે તેથી કોઇ પણ મનુષ્ય જેટલા પ્ર
ણમાં તેમના કાર્યનો સ્વીકાર કરશે તેટલાજ પ્ર
ણમાં તે ગુરૂદેવને સ્વીકારશે. વળી પોતાના સ
સેવકોને 'માર્ગના અંત સુધી' પોતાની સાથેજ રા
વાની જરૂર રહેશે નહિ. જ્યાં સુધી કોઇ પણ મ
પોતાનું બનતું ગુરૂદેવના કાર્યમાં સહૃદયતા

અર્પશે ત્યાંસુધી ગુરૂદેવ તેનો સ્વીકાર કરશે, પછી તે ભલે થોડેક સુધી કે દેહસુધી ગુરૂદેવસાથે વિચરે. તેમનામાં સંપૂર્ણ સ્નેહ વસેલો છે તેથીજ તેમનામાં સર્વોત્તમજ્ઞાન રહેલું છે તથા એમની જે જે યોજનાઓ યોજાય છે તે અન્ય કોઇ યોજના કરતાં મનુષ્ય જાતી માટે વધારે સ્નેહ વિકસાવે છે એવું જ્ઞાન થવું એજ ગુરૂદેવમાં શ્રદ્ધા રાખ્યાનો માયનો છે.

૩. **સહકાર.** ગુરૂદેવના કાર્યને માટે દરેક પ્રજા અને સંપ્રદાયના સ્ત્રી પુરૂષો તેમની સમક્ષ ટોળે મળશે. તે દરેક જણ તેમના કાર્યમાં કાંઇક અર્પી શકવા શકિતવાન છે એમ તેમને લાગશે. પણ તેમના સેવકો તેઓશ્રી વિષે એક સરખીજ માન્યતા વાળા હશે નહિ અને તેઓશ્રી તેમની પાસેથી આવી માન્યતાની આશાય રાખશે નહીં.

કેટલાક તેમને મનુષ્ય અને દેવોના મહાન ગુરૂતરીકે લેખશે, વળી તેઓશ્રી સંપૂર્ણ મનુષ્યજાતીના મહાન નમુનારૂપ થઇ રહેશે તેથી કેટલાક તેમનામાં શ્રદ્ધા રાખશે. તેથી ગુરૂદેવના કાર્યમાં પોતાથી વધારે કુશળ હોય એવાઓની સાથે યા તેમના હાથ નીચે કાર્ય

કરવા ગુરૂદેવના સેવકે તત્પર રહેવું જોઇએ. ધર્મ વિજ્ઞાન કે કોઇપણ શાખામાં પોતાના બંધુસેવકની માન્યતાઓ પોતાના જેવીજ હોવી જોઇએ એવી તેણે કદી પણ આશા રાખવી નહિ. શુભ ઇચ્છાઓવાળા મનુષ્યોની માન્યતાઓ માટે તેણે સહીષ્ણુતા રાખવી જોઇએ. પોતે તેમનાથી કયાં કયાં ભીન્ન છે તે તેણે ન શોધતાં પોતે તેમનાથી કયાં કયાં અભીન્ન છે તે ઇરાદાપૂર્વક શોધવું જોઇએ. સર્વની સાથે સહકારથી કાર્ય કરવા તેણે તૈયાર રહેવું જોઇએ અને પોતાનાથી અધિક પ્રેમ હોય અને તેથીજ જેનામાં ગુરૂદેવની યોજના વધારે પ્રમાણમાં સમાયલી હોય એવા કોઇ પણ સ્ત્રી પુરૂષ કે બાલકની–પછી ભલે તે ઉચ્ચ કે નીચ, સ્વદેશી કે પરદેશી હોય–સુચનાઓ પ્રમાણે કાર્ય કરવા તેણે તૈયાર રહેવું જોઇએ.

૪ **સ્નેહવદન.** વળી ગુરૂદેવના સેવકે સ્નેહની શકિતમાં આસ્તા રાખવી જોઇએ. જીવન અને વિકાસને માટે દંડ અને દમન ન દુર કરી શકાય એવાં તત્વો છે એવા વિચારોથી જગત ભરેલું છે. જગતના અસંખ્ય સડામાંના આ એક સડાને ગુરૂદેવ પધારી નાબુદ કરશે. ગુરૂદેવના કાર્યમાં કુશળ થવાની ખાહેશ

રાખનારે સમજવુ જોઇએ કે અત્યારન. જગતને એક આદર્શ જગતના રૂપમાં ઉત્કર્ષવાનાં તમામ સાધન સ્નેહમાં સમાયલાં છે. ઇષ્ટ કરવામાં અનીષ્ટ શકિતને ઉપયોગ કરવા તેણે સાફ ઇનકાર કરવો જોઇએ સ્નેહવડે અનીષ્ટ વસ્તુનો પરાજય કરવા પોતાનામ; જ્ઞાન કે શકિતની ઉણુપ જણાતી હોય તો તેણે પોતાના હૃદય ઉંડાણમાં ઉતરી ત્યાંથી તે મેળવવાં જોઇએ. વળી મનુષ્યનાં દુ:ખો આગળ તેણે પોતાનું હૃદય કોમળ રાખ્યું હશે, પોતાના હૃદયમાં કોઇને માટે આદર્શ પ્રેમ વિરાજમાન કીધો હશે તો પ્રભુના કાર્યને માટે તે પ્રેમ તેને પુરતી શકિત અને પુરતું જ્ઞાન સીંચ્યાવિના રહેશે નહિ. જે કોઇ ચાહે છે પછી ગમે તેને, અને ચાહનાર ભલે બાલક કે સંત હોય તેને કાજ પોતાના માર્ગના બીજા પગથીઆ માટે જ્ઞાન કે ઉજાસનો દુષ્કાળ નથી અને જ્યાં પ્રેમનાં મંડાણુ છે ત્યાં માનવ બંધુના આરામ અને ઉત્કર્ષ માટે પુરતી શકિત રહેલી છે.

તેથી ગુરૂદેવના સેવકે સ્નેહના સૈનિક થવું જોઇએ અને સ્નેહમાંથી પ્રાપ્ત કરેલ જ્ઞાન અને બલવડે પોતે પોતાની આવશ્યકતા સીધ્ધ કરવી જોઇએ. પોતાના પ્રેમબલમાં જગતની જરૂરીયાતો શોધવી એ ખરેખર વિકટ અને વસમી વાટ છે. સીધો અને બારીક અસ્ત્રાની

ધાર સમો એ પુરાણો માર્ગ છે. પણ એજ માર્ગે વિચરી ગુરૂદેવ પ્રેમપ્રભુ બન્યા છે અને એ માર્ગપર પ્રત્યેક પથિકની પડખે હજુય એઓશ્રી એ પુરાણા માર્ગે વિચરી રહ્યા છે. કારણ કે જ્યાં સ્નેહ છે ત્યાં એમનો નિવાસ છે અને જ્યાં એ છે ત્યાં મનુષ્યોને જોઇતું સઘળું જ્ઞાન અને બલ આવી રહેલું છે.

ગુરૂદેવ જ્યારે આપણી સાનિધ્યમાં હશે ત્યારે 'ગુરૂદેવના સેવક' થવા કરતાં બીજો વધારે આનંદ મનુષ્યને ભાગ્યેજ લભ્ય હોઇ શકે! કારણ કે જગતમાં માત્ર એકજ મહાન સેવક છે અને તેનામાંજ આપણું સર્વ જીવન સમાયલું છે અને તે પ્રભુ પિતાના કાર્યને માટે ગુરૂદેવ પધારે છે કે પ્રથમ તેઓશ્રી આપણને તેમની સમીપ આણી તે મહાન સેવકની વધારે સમીપ આપણને લાવી શકે. જો કે તેઓશ્રી મનુષ્યોની મધ્યમાં અદ્રસ્યપણે સદાય રહેલા છે છતાંય મનુષ્યો જ્યારે પોતાની સાનિધ્યમાં પોતાના વડીલ બંધુ અને સખાને નીહાળશે ત્યારે તેમનાં અંતર આનંદ અને ઉજાસથી છલાછલ થશે પણ સર્વોત્તમ આનંદ અને ઉજાસ તો તેજ મુઠ્ઠીભર લોકોનાં છે કે જે અનેક વસ્તુઓ ત્યાગી ગુરૂદેવના કાર્યમાં ઝંપલાવશે અને તેઓશ્રીનો બોજો ઉપાડી તેમની શાંતિય અનુભવશે!

# થોડા વખતમાં બહાર પડશે.

## આજલેખકના બીજા અનુવાદો.

૧ થીઓસોફીમય જીવન.

૨ વ્યવહારિક થીઓસોફી.

૩ ' વોટ વી શેલ ટીચ ' નો અનુવાદ.

૪ પુનર્જન્મ પર પ્રકાશ.

૫ દિક્ષા યાને જીવનમુક્તિનો માર્ગ.

૬ વિકાસક્રમમાં કલાનું સ્થાન.

## વિગેરે વિગેરે.

---

આ પુસ્તક ભારત સેવા પ્રેસ, ૫૯ ઘસવાડી, ઘોઘ તળાવ, લોહારચાલ સ્ટ્રીટમાં રા. હરજીવન કાલિ મહેતાએ છાપ્યું અને રા. હીરાલાલ છોટાલાલ ' નાંદોદમાંથી પ્રગટ કર્યું છે.

# અપંગોની યાચના !

—ગઝલ—

ભુએ જો તને આપ્યું અમોને દાન દેતો જા;
 અપંગો આશરો માગે અરે ! આશીષ લેતો જા ! પ્રભુ૦
રેકારોથી ભરી દુનિયાં રૂપી સહરા તણા રણમાં;
 વહે પરમાર્થનું વારી ભરી પ્યાલીજ પીતો જા ! પ્રભુ૦
રે ! સંસાર અરણવ આ અતિ મસ્તાન તોફાને;
 સખાવતની તરે હોડી ધરી ધનવાન તરતો જા ! પ્રભુ૦
જારો રૂપિયા ભાઇ ! મઝામાં તું ઉડાવે છે;
 લખ્યું જો કિસ્મતે ત્હારા અરે ! કૈં ધર્મ કરતો જા ! પ્રભુ૦
રિ દરબારમાં જાવા મુસાફિર છે મજલ મ્હોટી;
 ભલા સત્કર્મનું ભાથું અરે ! ઓ ભાઈ ! ભરતો જા ! પ્રભુ૦
મારૂં ટંકનું ભોજન તમારી પાન સોપારી;
 દયા દિલમાં વસે જો તો વિનંતી ધ્યાન ધરતો જા ! પ્રભુ૦
મોને અન્ન ના મળતું અપંગો શું કરી શકીએ ?
 બને તું'થી બિરાદર તો અમારૂં કષ્ટ હરતો જા ! પ્રભુ૦
મોને જે અપાશે તે વવાશે ધર્મના ક્ષેત્રે;
 મળે આ પુણ્યનું ટાણું અહા ! સ્નેહે ઉજવતો જા ! પ્રભુ૦
મારા કર્મના યોગે અમે આ કષ્ટ ભોગવીયે;
 હૃદયમાં રે'મ લાવીને ફરજ ત્હારી બજવતો જા ! પ્રભુ૦
મોને અન્ન જો મળશે તમારી વાંચ્છના ફળશે;
 પ્રભુ ત્હારૂં ભલું કરશે જરા અમને રિઝવતો જા ! પ્રભુ૦

# મૉજશૉખમાં મસ્ત રહેનાર ધનવાનોને !

—ગઝલ—

અરે ! ધનવાન ! નિર્ધનનાં કહો દુઃખ કાપશો ક્યારે ?
 પ્રીતે પરમાર્થમાં પૈસા તમારા આપશો ક્યારે ?
અપંગો યા અનાથોની હ્રદયમાં કંઈ દયા લાવી !
 સ્થળે સ્થળ ધર્મશાળાને, સદાવ્રત સ્થાપશો ક્યારે ?
નિરાશ્રીત દર્દીઓ માટે, દવાખાનાં ઉઘાડીને !
 "મફત અત્રે દવા મળશે" દિવાલે છાપશો ક્યારે ?
અરે ! કૈં રંક બાળકને, સુવિદ્યા દાન દેવાને !
 નિશાળો પાઠશાળાઓ, તમે બંધાવશો ક્યારે ?
તમે મરજી થતાં મોંઘા, જમો મિષ્ટાન્નને મેવા !
 મરે ભુખે ગરીબો તે, જીગરથી જાણશો ક્યારે ?
હજારો મૉજ મેળવવા, ધુમાડો દ્રવ્યનો કરતા !
 અપંગો અશ્રુ પાડે છે, અરે ! અવલોકશો ક્યારે ?
તમારી પાન બીડીમાં, સુખે જન એક પોષાયે ?
 વિવેકે તે વિચારીને, રહમ દિલ રાખશો ક્યારે ?
તમે દરરોજ મોટરમાં, પ્રીતે પૅટ્રોલ પૂરો છો !
 ભુખ્યાના પેટના ખાડા ! ખુશીથી પૂરશો ક્યારે ?
તમારા અંગના માટે, કરાવો ફૅનસી કપડાં !
 ગરીબો ટાઢથી ધ્રુજે ! દયા દરશાવશો ક્યારે ?
નકામું માન મેળવવા, કરો પૈસા તણું પાણી !
 પ્રભુના પ્રેમના માટે, અપંગો પોષશો ક્યારે ?

તમે શ્રીમંતમાં ખપતા, બજાવી ના ફરજ શકતા !
કરી પરમાર્થ એ પદવી, કહો શોભાવશો ક્યારે ?
ભમે છે મર્ણ તો માથે, મળે ના સંપત્તિ સાથે !
સુતા શું સોડ તાણીને ? ગ્રહસ્થો જાગશો ક્યારે ?
જતાં પરગામ બે ગાઉ, ભરો છો સાથમાં ભાથું !
મજલ મ્હોટી તણું ભાથું, બિરાદર બાંધશો ક્યારે ?
તમારા આપ્તમંડળ સમ, અવરપર પ્યાર રાખીને !
ગરીબોને મદદ કરવા, હૃદય વિકસાવશો ક્યારે ?
કથે શંકર યથાશક્તિ, કરી નિષ્કામ કૈં સેવા !
અહાહા ! ! આંખમાં પ્યારા ! અમી ઉભરાવશો ક્યારે ?

* * * *

અનુભવ દુઃખનો ડંકો હૃદયમાં વાગશે જ્યારે !
પરાઇ પીડની પૂરી કદર દિલને થશે ત્યારે !

---

## કઠણ હૃદયવાળા ધનવાન !

શિખરણી-છંદ.

ધની પાસે જૈને, નિરધન બિચારો કરગરે !
અહંકારી થૈને, અરજ નવ તેની ઉર ધરે !
નિસાસા નાખીને, નિરધન પછી પંથ પળતો !
ધનીના હૈયાને, કઠણ હરિ તું કેમ કરતો ?

## ધનવાન અભિમાની સગાંઓને ઠપકો !

ગઝલ સોરઠી—( હરિગીતમાં પણ ગવાશે. )

આવ્યા તમારે આંગણે આવો ભલે કે'તા નથી;
કરિયે પ્રણામ સલામ પણ કૈં લક્ષમાં લેતા નથી !

કહો શેઠ કુશળ ક્ષેમ છે ? તમ બાળ બચ્ચાં કેમ છે ?
આ રંકના પર રે'મ છે ? ઉત્તર અરે ! દેતા નથી !

નવ બેસવા આસન કરો, નવ પાન સોપારી ધરો;
અવલોકતાં અવળા ફરો, સ્હામું જરા જોતા નથી !

જળપાત્ર નિજ હાથે ભરી, પ્હેલાં તમો સ્હામે ધરી;
વિવેકની વૃષ્ટિ કરી, પાતા અગર પી–તા નથી !

જળપાન વણ કહેવે કર્યું, અંતર અમારું હા ! બળ્યું;
ના ધ્યાનમાં આપે ધર્યું, નરમાશમાં ન્હાતા નથી !

કૈં વાત કરીએ જો અમે, પણ સાંભળો ના તે તમે;
ના બોલવું તમને ગમે, કિરતારથી બ્હીતા નથી !
દુઃખ-વાત તમ પાસે કહે, ના રે'મ તમ હૃદયે રહે;
અમ આંખથી આંસુ વહે, એ આંસુડાં લ્હોતા નથી !
ધનહીણ શું હલકા અમે ? ધનવાન તે ભારે તમે ?
તમને સદા ચહિયે અમે, અમને તમે ચ્હાતા નથી !
અંધા બનો અભિમાનમાં, ના વાત લ્યો કૈં ધ્યાનમાં;
છેવટ જવુંજ સ્મશાનમાં, પણ ગર્વને તજતા નથી !
છે રંક રાજા હારમાં, કિરતારના દરબારમાં;
કો ઉંચ નીચો-ધારમાં, જૂઠું અમે ગાતા નથી !

---

# જેવા દેવ તેવી પુજા !

—ગઝલ—

અમે મુફલિસ તે માટે, નકામા કાં સતાવો છો ?
દયા સાટે અયે આદમ ! તમે તો દમ–બતાવો છો ? અમે૦
અરે ! નિર્બળ અપંગોને, નથી ભોજન પુરૂં મળતું;
રખડતા હાલને દેખી તમે ક્યાં ગમ–બતાવો છો ? અમે૦
ભલે ના આપશો ભાઇ ! મગર ધક્કા નહિં મારો;
અરે ! એવું કરી અક્કલ તમારી કમ–બતાવો છો ! અમે૦
તમારા એક ધક્કાથી અમે નીચે પડી જઇએ;
અતિ બળવાન તે અમને, તમે તાલિમ–બતાવો છો ? અમે૦
ગની હો યા ગદા હો પણ પ્રભુ દરબારમાં સરખા;
જુલમ જગદીશની દ્રષ્ટે, અયે ઝાલિમ ! બતાવો છો ? અમે૦
મુકી ધનમાલને માયા, ગયા ચાલી હજારો કૈં;
જુઓ છો તે છતાં હુંપદ, તમે હરદમ–બતાવો છો ! અમે૦
ગરીબો છેક છે હલકા, ગણી અપમાન કાં આપો ?
તમારી જાતની હાથે કરી ન્હાનમ–બતાવો છો ! અમે૦
અમે તો માગવા લાયક, તમે છો આપવા લાયક;
કરીને કોપની દ્રષ્ટિ કટૂતા કયમ–બતાવો છો ? અમે૦
તમારે આંગણે આવ્યા, અમે આશા અતિ ધારી;
"અયે ! જા !" કર કરી લાંબો, જવું જહન્નમ બતાવો છો ! અમે૦
ભરીને ફંડમાં નાણું સખાવત–કાં બતાવો છો ?
અપંગો આશ્રયે આવે, અદાવત–કાં બતાવો છે ? અમે૦

# " એવી દયાને શું કરે ! "

—હરિગીત છંદ—

નિર્દોષ પક્ષી પાડવા ગોળી છુટી બંદુકથી,
પોકાર પાડીને પડયું પક્ષી બિચારૂં વૃક્ષથી;
નિરખી ત્રફડતું તેહને હણનારનું અંતર બળે,
**પાછળ પછાડે પૂછડું એવી દયાને શું કરે ? ૧**

અરજી સુણી પણ મેઘજી આવ્યા ન ચોમાસા વિષે,
દુનિયાં દુઃખી દુષ્કાળથી જન ભૂખથી મરતા દીસે;
પણ માઘ માસે મેઘજી લાવે દયા અવની પરે,
**પાછળ પછાડે પૂછડું એવી દયાને શું કરે ? ૨**

પૈસો ઘણો પ્યારો ગણી, બાળા વળાવી વૃદ્ધને,
બાળાપણે વિધવા થતાં આવી દયા દુર્બુદ્ધને;
દુઃખ દેખતાં દિકરીતણું રે ! આંખ આંસુથી ભરે,
**પાછળ પછાડે પૂછડું એવી દયાને શું કરે ? ૩**

રે ! નવિન વધુના બોધથી મૈયત પ્રિયાના પુત્રને,
બાળાપણે તરછોડીયો સમજ્યો નહિં ઘરસૂત્રને;
પત્તો મળ્યો ના પુત્રનો મનમાં મુંઝાઈને મરે,
**પાછળ પછાડે પૂછડું એવી દયાને શું કરે ? ૪**

ધનવાન હું પદમાં રહ્યો આપ્યું નહિં કંગાલને,
દુર્બળ હતો રે ! ભૂખથી પૃથ્વી પડયો તત્કાળ તે;

પડતાં મરણ પામ્યો ! દયા ધનવાનના દિલમાં ઠરે,
**પાછળ પછાડે પૂછડું એવી દયાને શું કરે ? ૫**

કબજે કરી કીલ્લો કતલ શાહે ચલાવી શહેરમાં,
હો બાળ વૃદ્ધ યુવાન પણુ સૌ કો કપાયા કે'રમાં;
પોકાર મરતાંનો સુણી અફસોસ કરતો શાહ રે !
**પાછળ પછાડે પૂછડું એવી દયાને શું કરે ? ૬**

શર સાંધીને મૃગ મારવા રે ! પારધી પુંઠે પડયો,
શર વાગતાં ધરણી ઢળ્યો પોકાર મૃગલીને કર્યો;
મૃગલી મરી શિર પટકીને ઘાતક દયાથી થરથરે,
**પાછળ પછાડે પૂછડું એવી દયાને શું કરે ? ૭**

બોટો ડુબાવા આગની દરિયે કર્યું તોફાનરે !
જોડાં વિછુટાં બહુ કર્યાં લીધા કંઈના પ્રાણુરે !
પસ્તાઈ તે પૂરો પછી રે ! શાન્ત થાતાં શું વળે ?
**પાછળ પછાડે પૂછડું એવી દયાને શું કરે ? ૮**

પ્હેલાં હૃદય કંપે નહિં એવી દયા શું કામની ?
મૃત્યુ થતાં આણે મયા રે ! એ મયા શું કામની ?
'શંકર' કહે છે શિર છેદી પાઘ બાંધે શું વળે ?
**પાછળ પછાડે પૂછડું એવી દયાને શું કરે ? ૯**



# ઢોંગી ધર્મગુરૂનું ધતીંગ !!!

—ગઝલ—

ગુરૂજી જો થયા છો તો તમે બસ જ્ઞાન–આપોને !
પ્રભુને ભેટવા ભક્તિ તણું રસ પાન આપોને !
અરે ! છે દેવ સૌ સરખા ગણીને માન–આપોને !
ખુલાસો પૂછીયે તે પર ધીરજથી ધ્યાન આપોને !

ગુરૂજી સ્વર્ગમાં જાવા બતાવો જ્ઞાનની ઘોડી !
અરે ! સંસારને તરવા બતાવો જ્ઞાનની હોડી !
રહ્યું અજ્ઞાન અંતરમાં ઝપાટે નાંખજો તોડી !
ગુરૂજી આપ છો મ્હારા કહું છું હાલ કર જોડી !

લગાવી તેલ ને અત્તર ફરો છો ફાંકડા ફક્કડ !
નથી કૈં નમ્રતા તમમાં અભિમાને રહો અક્કડ !
જમો મિષ્ટાન્ન ને મેવા પિવાને દૂધ ને સક્કર !
મઝા એ રાજ્ય વૈભવને ઘડીભર મારતી ટક્કર !

ચઢી ગાડી અને ઘોડે નથી ફરવા–તમે જન્મ્યા !
મઝા ને મૉજ સંસારે નથી કરવા–તમે જન્મ્યા !
કરી પધરામણી પૈસા નથી હરવા–તમે જન્મ્યા !
ગુરૂજી પારકે તુંબે નથી તરવા–તમે જન્મ્યા !

અમોએ જ્ઞાન મેળવવા–ગુરૂજી આપને કીધા !
અમારી બુદ્ધિ કેળવવા–ગુરૂજી આપને કીધા !
હૃદયમાં ભક્તિ ભેળવવા–ગુરૂજી આપને કીધા !
અરે ! ના ભક્ત ભોળવવા–ગુરૂજી આપને કીધા !

ગુરૂજી પારકા જર પર ગુજારો–આપ લૈ બેઠા !
જગતને ધૂતવાનો શું ઇજારો–આપ લૈ બેઠા ?
દગાથી દેવના નામે ધ્રુજારો–આપ લૈ બેઠા !
ઇલાજો દ્રવ્યને હરવા હજારો–આપ લૈ બેઠા !

અરે ! સમજુ જનો કેરી કરાજી–આપ લૈ બેઠા !
હતા જે અંધશ્રદ્ધાળુ હરાજી–આપ લૈ બેઠા !
મુકીને નમ્રતા નેવે મિજાજી–આપ લૈ બેઠા !
અરેરે ! ! ગર્વની ગાદી ગુરૂજી–આપ લૈ બેઠા !

ધ્વજા નિજ ધર્મની હસ્તે ધરીને–કલેશ કાં માંડો ?
પરાયા ધર્મની નીંદા કરીને–કલેશ કાં માંડો ?
અવરના ધર્મનું ગૌરવ હરીને–કલેશ કાં માંડો ?
ગુરૂજી પાપની પ્યાલી ભરીને–કલેશ કાં માંડો ?

ગુરૂ છો આપ ઘરબારી વિરાગી શિષ્યને કરતા !
પછી ધનમાલ લૈ તેનો સુખે ભંડારમાં ભરતા !
નથી લાયક તમોને એ અરે ! કાં લોભ ના તજતા !
ગુરૂજી આપ જંજાળી જરા ભગવાન ના ભજતા !

અહા ! ધનવાન જો આવે ખુશીથી માન–આપો છો !
દઇ પરસાદના પડીયા ઉપરથી પાન–આપો છો !
ધકેલા ખાય નિર્ધનીયા છતાં ક્યાં ધ્યાન–આપો છો ?
સુખે ફટકા મરાવીને અરે ! અપમાન–આપો છો !

ભલું ના આપનું ઇચ્છો અવરનું શું કરી–શકશો ?
રહ્યું અજ્ઞાન અંતરમાં અવરનું શું હરી–શકશો ?
અરે ! કાગળ તણે નાવે ગુરૂજી શું તરી–શકશો ?
ડુબો છો આપ પોતે તો અમોને શું ધરી–શકશો ?

ગુરૂજી જો ચ્હડે ગુસ્સો મયાથી માફ–હા ! કરજો !
વિકારો વેગળા મુકી હવે દિલ સાફ–હા ! કરજો !
ખરા ખોટા તણો ખંતે અરે ! ઇન્સાફ–હા ! કરજો !
વદે શંકર જગત્કર્તા તણો બસ જાપ–હા ! કરજો !

## ઢોંગી વૈરાગીને !

(—મુખડાની માયા લાગીરે—એ રાહને મળતો—)
ઓરા આવો વૈરાગીરે ! વાત સુણાવું. (૨)
સંસાર શાને છોડયો ? ગૃહસ્થાશ્રમને કાં તોડયો !
જીવ જોગવટામાં જોડયો રે ! વાત સુણાવું. ઓરા૦
શા કારણ ઝાલી ઝોળી ? અંગે વિભૂતિ ચોળી;
ભરમાવો દુનિયાં ભોળીરે ! વાત સુણાવું. ઓરા૦
ગલીએ ગલી ફેરા ફરતા, ભટકીને પેટજ ભરતા;
કલ્યાણ ન કોનું કરતારે ! વાત સુણાવું. ઓરા૦
વનમાં જૈને ના વસ્તા, ભાવે ના ભૂધર ભજતા;
સંસાર હજુ ના તજતારે ! વાત સુણાવું. ઓરા૦
છે કામ ક્રોધ તમ સાથે, રે ! મોહ લોભ સંગાથે;
માયા ફરતી તમ માથેરે ! વાત સુણાવું. ઓરા૦
જો જોગવટાને જાણો, ગિરનારે તંબુ તાણો;
ભક્તિમાં મૉજજ માણોરે ! વાત સુણાવું. ઓરા૦

# યોગીને આમંત્રણ !

( તોટકમાં ભળતો રાહ. )

ઓ યોગીજી તમે આવોને !
તમ યોગની રીત બતાવોને !
કાં ભક્તિ સુધારસ પાવોને !
કાં પાપ જળે ન્હવરાવોને ! ઓ યોગીજી !

કાં સદ્ગુણુ શૉખર ચઢાવોને !
કાં દુર્ગુણુ માંહી ડુબાવોને !
કાં અલખની જ્યોત જગાવોને !
કાં સ્વાર્થની ધૂન લગાવોને ! ઓ યોગીજી !

કાં સ્વર્ગનું સુખ બતાવોને !
કાં નર્કનો સ્વાદ ચખાવોને !
કાં ભુધર ભેટ કરાવોને !
કાં રામનું નામ ભૂલાવોને ! ઓ યોગીજી !

કાં વિદ્યા વ્યસન લગાડોને !
કાં ચડસને ગાંજો ચઢાવોને !
કાં હરિકિર્તન ગવરાવોને !
કાં નિંદા સ્તોત્ર સુણાવોને ! ઓ યોગીજી !

જો પહેલો ગુણુ ધરો યોગી !
તો આવોજી ! ભલે આવોને !
જો બીજો ગુણુ ગ્રહો બાવા !
તમ યોગમાં આગ લગાવોને ! ઓ યોગીજી !

# " ઝખ મારવા ! "

ગઝલ સોરઠી—( હરિગીતમાં પણ ગવાશે. )

જો ઇશને સમરે નહિં, જનમ્યો વૃથા 'ઝખ મારવા' !
પરમાર્થને પોષ્યો નહિં, જીવ્યો જગે 'ઝખ મારવા' ! જો.

ખાધું પીધું હા ! ખંતથી, જાડા થયા પાડા સમા;
પર પીડને પોષ્યો નહિં, જાડા થયા 'ઝખ મારવા' ! જો.

મોજો હજારો મારતા, ગાડી અને ઘોડે ચ્હડી;
સત્કર્મ કૈં કીધું નહિં, મૉજો કરે 'ઝખ મારવા' ! જો.

રાજા થયા કૈં દેશના, પીડા પ્રજાને આપતા;
રૈયત સદા રડતી રહે, રાજા થયા 'ઝખ મારવા' ! જો.

સુખ મેળવે રૈયત સદા, ના રાજ્યને રહેતી વફા;
ટંટો બખેડો જો કરે, રહે રાજ્યમાં 'ઝખ મારવા' ! જો.

બાવા અને યોગી બની, માયા મૂકી ના વેગળી;
ઢોંગી થઇ જગ ધૂતતા, બાવા બને 'ઝખ મારવા' ! જો.

વિદ્યા ભણી કૈં કૈં શીખ્યા, પંડિત ને જ્ઞાની બન્યા;
ના જ્ઞાન આપ્યું અવરને, જ્ઞાની થયા 'ઝખ મારવા' ! જો.

નખરાં કરે છે નવ નવાં, નિજ નાથને સંતાપતી;
સંતોષતી ના સ્વામીને, નખરાં કરે 'ઝખ મારવા' ! જો.

અતિ કષ્ટથી ઉછેરીને, ડાહ્યા બનાવ્યા દિકરા;
માબાપને માને નહિં, પેટે પડયા 'ઝખ મારવા' ! જો.

જો પૂરતું આપે નહિં, જાલિમ ! જૂલમથી કામ લે;
એ શેઠીયા કે શઠ છે ? જૂલ્મો કરે 'ઝખ મારવા' ! જો.

ખાઇ નિમક નિજ શેઠનું, હલાલ ના હેતે કર્યું;
એ ચાકરો કે ચોરટા ? ખાતા નિમક 'ઝખ મારવા' ! જો.

વાણી ઉચારી 'શંકરે' સર, નાઈટ, ને જે-પી થયા;
જો દેશ સેવા નહિ કરે જે-પી થયા 'ઝખ મારવા' ! જો.

## કન્યાવિક્રય વિષે !

લાવણી. ( મુજ ઉપર ગુજરી-એ રાહ. )

હે આર્ય બંધુઓ સુણો, શિખ આ સારી;
" કન્યાવિક્રય " કરો બંધ વિનંતી મ્હારી ! ૧

જે જન લઈ પૈસા નિજ પુત્રીને દેશે;
તે પાપ તણો લઇ પુંજ દુઃખ ભોગવશે. ૨

પસાના લોભે જુએ નહિં વર સારો;
પછી તે કન્યાનો બળી જાય જન્મારો. ૩

સાસરીયે જાતાં સુખવૃત્તિ નહિં આવે;
જીવ રહે અતિ ઉદાસ દુઃખ બહુ લાવે. ૪

હોય બુઢ્ઢો પણ ધનના લોભે પરણાવે;
એ રંક સુતાને સુખ કદિ ના આવે. ૫

એ બુઢ્ઢા સાથે ઘર શી રીતે માંડે ?
પ્યારી પુત્રી તે ન્હાની વયમાં રાંડે. ૬

પામે નહિ સુખ સંસાર તણું તે પ્યારા !
કરો બંધ તમે "કન્યાવિક્રય" ના ધારા. ૭

દે શ્રાપ પછી "માબાપો મ્હારાં મરજો !
હે પ્રભુ ! તેમનો નરકે વાસો કરજો." ૮

થાય પુખ્ત ઉમ્મરે તે તનયા તો જ્યારે;
કરે વ્યભિચાર ને અનાચાર તે ભારે. ૯

શાસ્ત્રોની વાતો ધ્યાન મહીં તો ધારો;
પૈસાના લોભે કરો ન વિક્રય યારો ! ૧૦

તે પૈસા તમને પચન થશે નહિં ભાઇ !
લેશો તે કરતાં જશે વિશેષ તણાઇ. ૧૧

'કન્યાવિક્રય'થી લાભ નથી કંઇ યારો !
પુત્રીનો પૈસો ગાયરૂધિર સમ ધારો. ૧૨

'કન્યાવિક્રય' કરનાર અતિ દુઃખ પામે;
ફૂટ ફૂટ ! દુનિયામાં થાય આબરૂ વામે. ૧૩

'કન્યાવિક્રય'થી દેશ થયો બેહાલ;
હે મિત્ર માહરા ! નજરે તે તું ન્યાળ. ૧૪

વદે વાણી 'શંકરલાલ' મિત્ર ઓ મારા !
કરો બંધ તમે 'કન્યાવિક્રય'ના ધારા. ૧૫



# " તો શું કરે ! "

ગઝલ—સોરઠી. ( હરિગીતમાં પણ ગવાશે. )

આ કાષ્ટની માળા અરે ! તુ ફેરવીને શું કરે ?
  ફિરતાર ના અંતર વિષે હસ્તે ધરી–' તુ શું કરે ? '
નિત્ય ન્હાય નિર્મળ નીરથી સરિતા સરોવરમાં જઇ !
  પણ મેલ ના મનનો મટયો જળ વાપરી–' તુ શું કરે ? '
ટીલાં અને ટપકાં કરી, છે ભસ્મ સૌ અંગે ભરી !
  પણ શરીરમાં શયતાન છે, ભભૂતી ભરી–' તુ શું કરે ? '
બસ રામ રામ પુકારતો, પણ પ્રેમ ના પ્રભુના પરે !
  ના રે'મ તુજ હૃદયે રહે, ઈશ છેતરી–' તુ શું કરે ? '
રે ! દેવદર્શન માટ તુ ફરતો ફરે સૌ મંદિરે !
  આકીન ના અંતર વિષે, ફોકટ ફરી–' તું શું કરે ? '
તું નેત્ર ઢાંકીને સદા, બસ ધ્યાન ધરતો ઢોંગથી !
  પણ ચિત્ત તુજ ચંચળ રહે, ફતવા કરી–' તું શું કરે ? '
ધારણુ કર્યા છે શ્વેત વસ્રો, શ્વેત દિલ કીધું નહિ !
  દેખાઓ છો સુતકી સદા, ધોળાં ધરી–' તુ શું કરે ? '
એકાદશી ને અન્ય કૈં, ઉપવાસ કરતો કષ્ટથી !
  પણ ભ્રષ્ટ છે તુજ ભાવના, ભૂખે મરી–' તુ શું કરે ? '
જે ડાળ રાખે બ્હારનો, તે હોય જો હૈયા વિષે !
  હરિ હાથ છે "શંકર" કહે, ખટપટ કરી–' તુ શું કરે ? '

# " તો શું ? "

—ગઝલ—

કદર વણ નોકરી કો'ની કરી યા ના કરી 'તો શું ?'
યકિન વિણ હસ્તમાં માળા, ધરી યા ના ધરી–'તો શું ?'

મહોબત વીણ મહબુબની, કદી સંગાથ બેસીને !
શરાબોની સરસ પ્યાલી, ભરી યા ના ભરી–'તો શું ?'

મહા મહિના તણી મોસમ, ગગનમાં વાદળી ગાજે !
અરે ! એ વાદળી ભૂ પર, ઝરી યા ના ઝરી–'તો શું ?'

ચતુરાને નથી વ્હાતો, ચતુરા ના મને વ્હાતી !
કદી એ સ્નેહ વણ સાદી, ઠરી યા ના ઠરી–'તો શું ?'

અનીતિ કાર્ય આદરતાં, અવલથી ના ડરી રામા !
બનીને ભ્રષ્ટ ભુંડી તે, ડરી યા ના ડરી–'તો શું ?'

મનુષ્યોથી ભરી હોડી, ડુબી જૈ મધ્ય દરિયામાં !
પડી ઉંધી તરી પાછી, તરી યા ના તરી–'તો શું ?'

નથી મન મોહમાં રમતું, કદી ના કામની ઇચ્છા !
અરે ! કુબ્જા મળી 'તો શું ?' મળી જો ગુલપરી–'તો શું ?'

ગઇ ઘરને તજી રામા, અવરથી સ્નેહ છે સાંધ્યો !
પછી પસ્તાઇને પાછી, ફરી યા ના ફરી–'તો શું ?'

કમાયો કષ્ટથી પૈસા, કદી કોડી નહિં ખરચી !
મુરખ મુફલિસ રહ્યો 'તો શું ?' અગર દોલત મળી–'તો શું ?'

કહે 'શંકર' ધરીને જન્મ જો પરમાર્થ ના પોષ્યો !
જીવે જગમાં કદી 'તો શું ?' ગયો તે જો મરી–'તો શું ?'

# ક્રોધ વિષે !

**પ્લવંગમ છંદ.**

ક્રોધ ફણીધર નાગ ! કદી ના પાળશો !
ક્રોધ કરાવે રાગ, વૃથા ચિત્ત બાળશો !
ક્રોધ કરાવે વેર, સુબુદ્ધિ કાપશે !
ક્રોધ હળાહળ ઝેર, રગે રગ વ્યાપશે ! ૧

ક્રોધ કરે યશ જાય, પલકમાં આળ દે !
ક્રોધ કરે દુઃખ થાય, અરે ! અપવાદ દે !
માટે મ્હારા મિત્ર, તજો એ ક્રોધને !
થાજો સદા પવિત્ર ! સુણી આ બોધને ! ૨

# " તે દુનિયાંના દેવતા ! ! ! "

—સોરઠા—

નારાયણનું નામ, અંતરથી અળગું નહિ;
હરદમ રટતા રામ, ' તે દુનિયાંના દેવતા ! ' ૧

પરમારથમાં પૂર, પરહિત માટે પ્રાણ દે;
દયા થકી ના દૂર, ' તે દુનિયાંના દેવતા ! ' ૨

જુઠ તણી ના જાણ, સત્ય સદા જે બોલતા;
છે સદ્ગુણની ખાણ, ' તે દુનિયાંના દેવતા ! ' ૩

પરધન પરની નાર, પેખીને લલચાય ના;
ગણે અસિની ધાર, 'તે દુનિયાંના દેવતા!' ૪

અંતર ના અભિમાન, જ્ઞાન હૃદયમાં ગરજતું;
દે સૌને સન્માન, 'તે દુનિયાંના દેવતા!' ૫

અપંગનો આધાર, ભુખ્યાને ભોજન દીયે;
દુખીયાંનો દાતાર, 'તે દુનિયાંના દેવતા!' ૬

લોભ, ક્રોધ ને કામ, અંતરથી અળગાં કરે;
મોહ તણું ના નામ, 'તે દુનિયાંના દેવતા!' ૭

પર દુઃખ દેખી આપ, આંસુડાં આંખે ભરે;
દિલે દયાની છાપ, 'તે દુનિયાંના દેવતા!' ૮

નિર્મળ આપે ન્યાય, પક્ષપાત પ્યારો નહિં;
સાચાને જે સ્હાય, 'તે દુનિયાંના દેવતા!' ૯

સ્વદેશની જે સેવ, કરતા સ્નેહ થકી સદા;
'તે દુનિયાંના દેવ,' શાખ લખો 'શંકર' તણી. ૧૦

## બેવડા મંડળીના મેનેજરની આમંત્રણ પત્રિકા!

### ગઝલ-સોરઠી.

મિજલસ અમારી આજ છે! મોજો ઉડાવા આવજો!
રે! બેવડાની બાટલી! દમભર સ્હડાવા આવજો!

છે શુદ્ધ જળ એ ફળ તણું !
હા ! પાક પાણી આપણું !
બસ એજ ગંગાજળ ગણું !
તે ગટગટાવા આવજો !

દોષિત દિવાનાઓ ગણે !
નાદાન તે નિંદા કરે !
બસ બેવકુફી વાપરે !
ભર જામ પીવા આવજો !

લહેઝત શરાબે જે રહી !
પીનાર તો જાણે સહી !
અંજાણુ તે જાણે નહિ !
ગમ્મત જમાવા આવજો !

અમૃત અમારૂં એજ છે !
પકવાન્ન પ્યારૂં એજ છે !
બસ સ્વર્ગ બારૂં એજ છે !
એ લાભ લેવા આવજો !

પઈશું અને પીશું અહા !
મસ્તાન તો બનશું અહા !
મનની મઝા કરશું અહા !
ગુલતાન થાવા આવજો !

મુફલિસ થૈશું બેધડક !
છો આવતા દુઃખના ખડક !
પણ બેવડો પીશું કડક !
સૌ પાપ ધોવા આવજો !

રે ! આવજો ! રે ! આવજો !
દિલજાન દોસ્તો લાવજો !
આવી સભા શોભાવજો !
આનંદ કરવા આવજો !

મિજલસ અમારી આજ છે ! મૉજો ઉડાવા આવજો !
રે ! બેવડાની ખાટલી ! સ્નેહે સ્હુડાવા આવજો !

## બાળલગ્ન વિષે.

ચોપાઈ—( તુલસીદાસની ચોપાઇનો રાહ. )

હે મમ વીર અર્જ ઉર ધારો, બાળલગ્નનો ચાલ નઠારો.
અણુસમજુ બાળક પરણાવો, લે સંસાર તણો શો લ્હાવો ?
લગ્નફરજ કરી લગ્ન ન જાણે, પ્રેમ ચીજ શું ? તે ન પિછાણે.
રમત ઢીંગલા તણી રમાડો, બાળકનો અવતાર બગાડો.
બાળલગ્નથી બાળ સુકાયે, વિદ્યાભ્યાસ પુરો નવ થાયે.
તથ મનની અતિ થાય ખુવારી, સુખ ના પામે તે નરનારી.
નિર્બળ સંતતિ તે પ્રકટાવે, રોગ કદી ઘર છોડી ન જાવે.
સુણી સુબોધ સમજ દિલ લાવો, સંતતિ પુખ્ત વયે પરણાવો.

# તંબાકુની "બીડી" વિષે !

કુંડળીયા.

બીડીમાં બહુ દોષ છે, અવગુણમાં આબાદ,
રક્તતણું પાણી કરે, મધુર નથી કૈં સ્વાદ;
મધુર નથી કૈં સ્વાદ, છતાં સૌ લોક પીયે છે,
ખાંસીને ક્ષય થાય અરે ! પણ કોણ બ્હીયે છે ?
કહે દ્વિજ શંકરલાલ વ્હડો ના રોગ સીડીમાં,
પૈસા પાણી થાય, ગુણ નથી કૈં 'બીડીમાં.'

# દારૂના દોષ વિષે !

ગઝલ—( સરકાર રજા દીજીએ—એ રાહ. )

દારૂથી હજારો લોક, થઈ ગયા ખરાબ;
માટે મિત્ર માહરા, પીશો નહિ શરાબ. ૧

દારૂથી અનેક દુઃખ આવીને પડે;
લાજ લોક માંહી જાય બહુજ તે નડે. ૨

દારૂના પ્રતાપે વળ્યો, યાદવોનો ઘાણ;
શીકંદર શૂરાનો ગયો દારૂનાથી પ્રાણ. ૩

દારૂના પીધાથી ગયું રજપૂતોનું રાજ;
કેંક તેથી મર્ણ પામ્યા બગડયાં કંઇનાં કાજ. ૪
દારૂના પીધાથી ભાન નવ જરી રહે;
આબરૂ પિતાની ઉપર પાણી તો વહે. ૫
આટલી આ શિખ સૌ ઊરે તમે ધરો;
'શંકર' કહે છે સહુ દારૂ પરહરો. ૬

## દારૂના દુર્ગુણ વિષે !

એકત્રીસો સવૈયો.

દારૂમાં દુર્ગુણ છે ઝાઝા, તેમ છતાં નવ કેમ તજાય ?
દ્રવ્ય અને કીર્તિની હાની, ડાહ્યો પણ ગાંડોજ ગણાય;
સ્વાદ નથી ન સુવાસ મળે કૈં, પણ પીધે મુખડું ગંધાય,
શરીર સંપત્તિનો ક્ષય થાયે, માન ભંગ એથીજ થવાય. ૧
છપ્પન કોટી યાદવ કેરો, મદ્યપાનથી નિકળ્યો ઘાણ,
શૂરા સિકંદર રાજાએ પણ, દારૂથીજ ગુમાવ્યો પ્રાણ;
કૈં રજપૂતો શરાબ પીને, થયા ખરાબ નથી અણુજાણ,
માટે મિત્રો શિખ સુણીને, તજો તમે એ અવગુણ ખાણ. ૨



# મદ્યપાન નહિં કરવા વિષે.

લાવણી—( ભલાજી મેં બાલકડી હોતી—એ રાગ. )

સુણો હે ભ્રાત વાત મારી, (૨)
વ્યસન મદ્યનું આ જગમાં છે અતિશય દુઃખકારી.

વ્યસન એ જે જનને વળગે, (૨)
તેના દિલમાં ગુપ્તજ લાહ્યો અહોનીશ સળગે.

ખબર નહિં તે જનને પડશે, (૨)
થોડે થોડે મિત્ર માહરા તે દુઃખ તો નડશે.

આબરૂ લોક વિષે જાયે, (૨)
ઉંચ જ્ઞાતીના જન થઈ આવું વ્યસનજ ના થાયે.

કરે નહિં વિશ્વાસજ કોઈ, (૨)
કહેશે આ તો છે છટકેલો સર્વ આબરૂ ખોઈ.

વળી સહુ લોક કહે ગાંડો, (૨)
મિત્ર માહરી શિખ સુણી એ વ્યસન હવે છાંડો.

# મિત્રતા ઉપર જળ અને દૂધનું દૃષ્ટાંત!

—ઇંદ્રિ વિજય છંદ.—

પ્રીત કરો જન જોઈ જરા, કદી કામ પડે ન તુટેજ કદાપિ,
બીરૂ બને ભયમાંજ સદા, તન ને ધન દે પળમાં પણ આપી;
મોજ કરે સુખમાં રહી સંગ, પડે દુઃખ તો ન શકે ભય કાપી,
સ્વારથ સાધક મિત્ર તજો, કદી હિમ્મત લેશ શકે નવ આપી!

વારિ અને પયને પ્રીત છે કહીં દૂધ વિષે જળને જન નાખે,
રૂપ અને દઇ સ્વાદ સદા દૂધ હેત થકી નિજમાં જળ રાખે;
દૂધ ત્હુલે ત્હડતું નિરખી બળી અંતરમાં મુખથી જળ ભાખે,
આશ્રય લેઇ અરે! તુજમાં જીવવું ક્યમ હોય! ગમે તુજ પાખે!
એમ કહી પય પાસ રહી જળ બાળતું ત્હેલ કરી નિજ કાયે,
દેખી અતિ દુઃખ મિત્ર તણું દૂધ અગ્નિ વિષેજ પછી ઉભરાયે;
કોઇ લઇ જળને નીરશે પયમાં કહીં જો પય તો ખુશ થાયે.
મિત્ર મળે સહુ કષ્ટ તજી પય શાન્ત પડી ઉભરોજ સમાયે!

## વચન પાળવા વિષે!

ગઝલ—( હરિગીતમાં પણ ગવાશે. )

બોલી વચન પાળે નહિં ને કૉલ તોડે આપનો;
વિશ્વાસ કો તેનો કરે સારો ભરૂસો સાપનો! બો.
હોયે ખરો કુળવાન તે નિજ ટેકને છોડે નહિ;
શિર જાય તો પણ શું થયું? દઇ કૉલને તોડે નહિ! બો.
સરતો કરે છે સ્નેહથી, આવે સમય જો હારવા;
બે બોલ થાયે બાયલા સરતો કરે ઝખ મારવા! બો.
આપે શિખામણ અન્યને પણ બોલ બોળે આપનો;
તે જીંદગીમાં ધુળ છે, જો કૉલ તોડે બાપનો! બો.
આપ્યું વચન તે પાળવા, હરિશ્ચંદ્ર દુઃખ પામ્યા ખરે;
વિક્રય કરી સુત નારનો, પોતે રહ્યા નિચના ઘરે! બો.

આપ્યું વચન નીભાવવા, બળીરાય પાતાળે વસ્યા;
પાંડવ ગયા વનવાસ પણ, તે સત્યથી ડગ ના ખસ્યા. બો.
આપ્યું વચન તે પાળવાને, પ્રાણ છોડયો દશરથે;
ગુણો ગવાયા સૃષ્ટિમાં, કવિઓ કવિતામાં કથે. બો.
વાણી વદે શંકર સદા, જો બોલ બોલ્યો પાળશે;
કિરતાર કરશે સ્હાય, જો નિજ ટેકને સંભાળશે. બો.

---

## જરા પણ વિવેકભ્રષ્ટ થયેલો માણસ ફરી વધુ ને વધુ વિવેકભ્રષ્ટ થતો જાય છે; એ ઉપર ગંગાનદીનું દ્રષ્ટાંત.

---

### શાર્દૂલ વિક્રિડિત-છંદ.

સ્વર્ગે શ્રી હરિ પાદથી નિકળીને,
ગંગા પડયાં હર શિરે !
ત્યાંથી હીમગિરી પરે જઇ પડયાં,
નીચે પડે હા ! અરે !
રે ! હીમાલયથી પછી પ્રસરીને,
પૃથ્વી સમુદ્રે પડે !
નીચું સ્થાન સ્વિકારતો સુજન હા !
ઉંચે ફરી ના ચ્હડે !

---

## ગર્વ વિષે !

ઝુલણા-છંદ.

તજ અરે ! માનવી ! તુચ્છ અભિમાનને,
સાર કૈં ના મળે ગર્વ કીધે !
દુઃખનું વારી તું ગર્વ ગણજે સદા;
નાશ સુખ સૌ થશે તેહ પીધે !
ગર્વ છાજ્યો નહિં, રાય રાવણ તણો,
સંપતિ સંતતિ હા ! ગુમાવી !
પ્રાણ અર્પણ કર્યો ગર્વની ધૂનમાં,
લ્હાણુ કાઢયું નહિં ગર્વ લાવી !

## " તો શું થયું ? "

ગઝલ સોરઠી--( હરિગીતમાં પણ ગવાશે. )

હરિ ભજન કર ! હરિ ભજન કર ! હરિ ભજનમાં હિત છે રહ્યું !
કિરતાર નામ ઉચ્ચારતાં આયુ વહ્યું—' તો શું થયું ? '
નીતિ નિયમને પાળતાં !
અનીતિ ઊંડેરેથી ટાળતાં !
સત્સંગને સંભાળતાં !
દુઃખ જો સહ્યું—' તો શું થયું ? '

થઈ સત્યનો સાથી સદા !
જુઠું ઉચ્ચરવું ના કદા !
આવી પડે જો આપદા !
સુખ સૌ ગયું—' તો શું થયું ?'

પરમાર્થમાં ધન આપતાં !
વળી કષ્ટ કૈંનાં કાપતાં !
સ્થળ સ્થળ સદાવ્રત સ્થાપતાં!
કૈં ના રહ્યું—' તો શું થયું ?'

તુચ્છ લોભ લાલચ ટાળતાં !
કટુ કામ ક્રોધ વિદારતાં !
મન મોહ માયા મારતાં !
મૃત્યુ થયું—' તો શું થયું ?'

પરકાજ કષ્ટ ઉઠાવતાં !
સુખ સૌ તજ્યાં મન ભાવતાં !
નિજ દેશ સેવ બજાવતાં !
શિર જો ગયું—' તો શું થયું ?'

હરિ ભજન કર ! હરિ ભજન કર ! હરિ ભજનમાં હિત છે રહ્યું !
કિરતાર નામ ઊચ્ચારતાં, આયુ વહ્યું—' તો શું થયું ?'



# યોગી કે ઢોંગી ?

—ગઝલ—

જલાવી દે ! જલાવી દે ! અયે યોગી ! જટા ત્હારી !
અરે ! સંસાર છોડયો છે છતાં માયા અતિ પ્યારી !

પિતા માતા તજ્યાં છોરૂ નિસાસા નાંખતી નારી !
સગાં સ્નેહી તજી દીધાં અહા ! ભગવાં તને ધારી !

કમાવું ના ગમ્યું ત્યારે બની બાવા તમે બેઠા !
પડયા સંસારને માથે કપટ પડદા વિષે પેઠા !

શરીરે ભસ્મ ચોળી છે ભલાં લોકો ભમાવાને !
અહાહા ! ! સ્કંધ ઝોળી છે ખરેખર ! જર જમાવાને !

બતાવો મંત્ર ને જાદૂ ચમત્કારે તમે પૂરા !
ઉપાધિ એ તમારે શી ? કપટછળમાં રહો શૂરા !

ભગાવો ઘર તમે કૈંનાં અરે ! બુદ્ધિ બગાડો છો !
ઘલાવો વ્હેમ કો' ઘરમાં, ભમાવી ભૂત કાઢો છો !

અહા ! અલમસ્ત છે કાયા ! હરામી કાં થઈ બેઠા ?
જગતને ધૂતવાનો શું ! તમે ધંધો લઇ બેઠા !

ભમીને ભીખ માગો છો ઉદર એથી ભરો યોગી !
ગયા છે હાથ શું ભાગી ? અરે ! ધંધો કરો યોગી !

અયે ખાકી ! અયે ખાકી ! કરી લે ખાકથી યારી !
જલાવી ખાક કર માયા પછી એ અંગ લે ધારી !

પડે ના પાસ માયાનો તહાં કર વાસ હે સાધુ !
અલખ ધુનમાં રહે રાચી તજી સૌ આશ હે સાધુ !

# કન્યા વિક્રયનો કબાલો !

—ગઝલ—

કન્યાનો પિતા—

અમારી લાડકી લેવા, ભલે જરદાર આવોને !
અમારૂં મન મનાવાને 'મની' કલદાર લાવોને ! અમારી.
અમે ના રૂપને જોતા, નથી કુળવાનને મ્હોતા !
કરન્સી બેંકની નોટો અવલ અમને અપાવોને ! અમારી.
ભણેલા કે અભણુ આવો, ભલે અજ્ઞાનીને લાવો !
અમારો દામ પર દાવો, લઇ દિકરી ઉઠાવોને ! અમારી.
ભલે ભુંડો અગર ગાંડો, ભલે રાખે ઘણી રાંડો !
ભલે પરણ્યા પછી છાંડો, નગદ દમડા અપાવોને ! અમારી.
જુવાનીને નથી જોતો, બુઢાપાને નથી રોતો !
નથી જોવો ખરો ખોટો, ખરીદીને ખટાવોને ! અમારી.
હશે કન્યા થકી ન્હાનો, છતાં ના રાખશો છાનો !
કજોડાનો નથી વાંધો, વસૂ વેગે વસાવોને ! અમારી.
ભલે દર્દી દિવાનો હો ! કુટિલ યા અંધ કાણો હો !
અગર શયતાન શાણો હો ! ખરે ખીસ્સાં ભરાવોને ! અમારી.
રૂપાળી લાડકી મ્હારી, વયે મ્હોટી મનોહારી !
થવું જો હોય ઘરબારી, અમારૂં મન મનાવોને ! અમારી.
નહિં કન્યા મળે સોંઘી, અમારી માગણી મોંઘી !
વગર ધનના બધા ઢોંગી, અહીંથી દૂર જાવોને ! અમારી.

થવું જો હોય વરરાજા, પ્રથમ અમને કરો તાજા !
પછી વગડાવજો વાજાં, હજારી પાંચ લાવોને ! અમારી.
અમોને રૂપિયા દેશો, છતાં ના કોઇને કે'શો !
હૃદયમાં જાળવી રે'શો, વ્હીવા વ્હાલે વધાવોને ! અમારી.
તીજોરી કોઈની ફાડો, અગર દેવું કરી કાઢો !
ગીરો ઘર કે મુકો વાડો, ભલા અક્કલ લડાવોને ! અમારી.
અમારી લાડકી બેટી, ઉછેરી આપદા વેઠી !
હવે પૈસે ભરો પેટી, પછી પલ્લુ કરાવોને ! અમારી.
અમારી માગણી એ છે, તમારૂં દિલ શું કે' છે ?
"કબાલો" આ કબુલ છે કે ? વિચારીને જણાવોને ! અમારી.

* * * *

સુણી "શંકર" કહે સ્વાર્થી ! તમારૂં ધીક છે જીવ્યું !
કમાવા હોય ના સત્તા ! ભલે માથું મુંડાવોને !

નૈતિક-કાવ્ય સમાપ્ત.

## કન્યાવિક્રયનો "કબાલો"! (પેજ ૭૪)



"અમારી લાડલી લેવા! ભલે જરદાર આવોને!
અમારૂં મન મનાવાને, મની કલદાર લાવોને!"
"મણિકાન્ત."

## સ્વરૂપ પ્રશંસા (પેજ ૭૫)



"સરસ બદન ચંદ્ર વદન, તદન તેજ વાળું!
શ્યામ બાલ લાલ ગાલ, ટીલડી ભાલ ભાળું!"

"મણિકાન્ત"

# શૃંગારિક-કાવ્ય.



## મહીદીપ છંદ.



સરસ બદન ! ચંદ્રવદન ! તદન તેજવાળું !
શ્યામ બાલ ! લાલ ગાલ ! ટીલડી ભાલ ભાળું !
નમણું નાક ! અજબ આંખ ! ચાંખતાં જણાયે !
મુખ હિસંત ધવલ દંત ! ખંતથી ગણાયે !
ડોક સરસ ! કનક કળશ ! છાતીએ છુપાવે !
ઉદર ઉપર અજબ નાભી ! નિરખી ફેર આવે !
કદળી સ્થંભ ! સરખી જંઘ ! અંગમાં જણાયે !
કનક રંગ ! અવર અંગ ! ના હવે ભણાયે !
હસ્ત ચરણ ! કરણ તર્ણી ! કૃતિ પ્રીય લાગે !
હંસ ગમની ! રસીક રમણી ! જોઇ પ્રેમ જાગે !
વચન મધુર ! ચપળ ચતુર ! પતિવ્રતા સગુણી !
પૂર્વનાંજ પુણ્ય હોય ! એ મળે સગુણી !

"મણિકાન્ત."

# " અલબેલું યૌવન આવે છે ! "

( માત્રામેળ-તોટકછંદ-સખી સ્વપ્ન મહીં મોહન મેંને મળતો. )

વધતાં વય કન્યા શરમાયે ! બહલાતું બાળાપણ જાયે !
રે ! રમત ગમત વિસરાવે છે ! અલબેલું યૌવન આવે છે !
મન નવિન વિચાર વિષે રમતું !
ભણવા ગણવાનું ના ગમતું !
ચંચળ ચિતડું ચમકાવે છે ! અલબેલું યૌવન આવે છે !
સ્તન નિતંબ ગુરૂતાને ધરતાં !
કટિ લચકાયે હરતાં ફરતાં !
સ્મિત હાસ્ય ધ્વજા ફરકાવે છે ! અલબેલું યૌવન આવે છે !
બસ મદન અગન તનમાં લાગે !
યૌવનની વાંસલડી વાગે !
તન અવય સકળ વિકસાવે છે ! અલબેલું યૌવન આવે છે !
મન થાય અલૌકિક રસવાળું !
તજી ઓઢણું અંગ ધરે સાળું !
રતિ રંગ હૃદય રેલાવે છે ! અલબેલું યૌવન આવે છે !
ભરથાર તણો મન મંત્ર ભણે !
ચતુરા ચીંતાનો કોટ ચણે !
વિરહાનળ શોર મચાવે છે ! અલબેલું યૌવન આવે છે !
તન રંગ સુવર્ણ સમો થાયે !
મુખમંડળ રક્ત બની જાયે !
ચક્ષુને ચપળ બનાવે છે ! અલબેલું યૌવન આવે છે !
અલબેલું યૌવન આવે છે !
તે મોહક મન જપાવે છે !
રસઘેલું ! યૌવન આવે છે ! અલબેલું યૌવન આવે છે !



# મોહક મુરલી !

( દાસપરે દયા લાવોરે—એ રાહ. )

મોહક મુરલી વાગીરે ! (૨)
મોહક વરની—મોહક મુરલી વાગી !
સૂતી'તી શાન્ત બનીને, નિદ્રામાં નાદ સુણીને;
રજનીએ ઝબકી જાગી જાગીરે ! મોહન વરની૦
સૂનાં ઘરબાર છોડી, મુરલી સાંભળવા દોડી;
લગની લાલની લાગી લાગીરે ! મોહન વરની૦
આધારે ચાલી સ્વરને, ભેટી હું ભૂધરવરને;
આ ભવની ભાવટ ભાગી ભાગીરે ! મોહન વરની૦

# મનહર મુરલી !

આશા ગોડી.

મનહર મુરલી વાગી ! કનૈયાની મનહર મુરલી વાગી !
સુતી હતી તું ભર નિંદ્રામાં, શબ્દ સુણીને જાગી ! કનૈયાની૦
બની બ્હાવરી બંસી નાદે, ઉઠી હું આળસ ત્યાગી ! કનૈ૦
મોહિત થૈ હું મુરલી સ્વરમાં, મુરલીધરની રાગી ! કનૈ૦
મનહર મોહનને મળવાની, લગન અલૌકિક લાગી ! કનૈ૦
કહે દીન 'શંકર' શ્યામ મળેથી, ભવની ભાવટ ભાગી ! કનૈ૦

( ૭૮ )

# " વનમાં વાંસલડી વાગે છે ! "

તોટક-છંદ—( માત્રામેળ. )

( સખી સ્વપ્ન મહીં મન મોહનમેં એ રાગમાં પણ ગવાશે. )

મધુરો સ્વર ક્યાં થકી આવે છે ?
અમૃત વૃષ્ટિ વરસાવે છે !
અતિ પ્રીય શ્રવણને લાગે છે !
" વનમાં વાંસલડી વાગે છે ! "

રે ! ગાય ગોપ સૌ સ્તબ્ધ રહ્યાં !
યમુના જળ જોને શાન્ત થયાં !
પશુ પક્ષી વિચરવું ત્યાગે છે !
" વનમાં વાંસલડી વાગે છે ! "

મમ અંતરમાં કૈં થાયે છે !
મોહન મળવા મન ચ્હાયે છે !
રે ! ભૂખ તરસ પણ ભાગે છે !
" વનમાં વાંસલડી વાગે છે ! "

જો ! તપ ધારીએ તપ મુક્યાં !
ધ્યાની યોગી નિજ ધ્યાન ચુક્યા !
નર નાર નિંદથી જાગે છે !
" વનમાં વાંસલડી વાગે છે ! "

સખી મોહનને મળવા ચાલો !
મધુવનમાં નંદ તણો લાલો !
મન ભૂધર ભક્તિ માગે છે !
" વનમાં વાંસલડી વાગે છે ! "

# કૃષ્ણની બાળ લીલા !

—હોરી—

સખીરી મોહન માન મુકાવે (૨)
કામળી કાંધે, લાકડી હાથે, વન વન ધેનુ ચરાવે !
મહીંયારણુનાં મહીં ઉતરાવે, ખાય અને ખવરાવે !
ગોવાલણુને ગભરાવે ! મોહન માન મુકાવે—સ૦
શરદ પુનમની, શુભ રજનીમાં, રસીયોજી રાસ રચાવે !
એક એક ગોપીને, એક એક કાન્હો ! થન થન નાચ નચાવે !
મધુરીશી મુરલી બજાવે ! મોહન માન મુકાવે—સ૦

# ગોપીની ફરિયાદ.

( સૈયાં પડું મેં તોરે પૈયાં—એ રાહ. )

ગઇતી ઘાટે, મોહન મળ્યો વાટે, બોલાવીને અટકાવી. ગઇતી૦
મને કહે છે તારૂં શું નામ શાણી ? નામ આપી સુખેથી જાઓ પાણી;
સુખેથી જાઓ પાણી, મુરલીધર વધો વાણી;
મનમાંહી, બીક આણી, ગભરાણી, શરમાણી ! ગઇતી૦
નામ દીધું પછી નામ દીધું મેં, રસિયો હસીયો શબ્દ સુણીને;
કાનુડો કામણુગારો ! મોહનજી મુરલીવાળો !
શંકરનો, છોગાળો ! ગોવાળો ! હઠવાળો ! ગઇતી૦

# " અહાહા !! આજ છે હોળી ! "

—ગઝલ—

કસુંબે ચુંદડી બોળી અહાહા !! આજ છે હોળી !
જમાડું શેવ ને પોળી, અહાહા !! આજ છે હોળી ! કસુંબે.
ધરી ધોળાં તને વસ્ત્રો, બનું હું પ્રેમની જોગણ્ય;
ગુલાલે હા ! ભરૂં ઝોળી, અહાહા !! આજ છે હોળી ! કસુંબે.
વસાવો કંથ કેસુડાં, ભરીશું રંગનાં કુંડાં;
રમાડું રંગમાં રોળી, અહાહા !! આજ છે હોળી ! કસુંબે.
સિતારે ચિત્ત સાંધીને, વગાડું પ્રેમથી વ્હાલા;
સુણાવું રાગ હા ! હોળી, અહાહા !! આજ છે હોળી ! કસુંબે.
મગાવો રેશમી મલમલ, વળી મજલિન જે મોંઘી;
કરાવો ચુંદડી ચોળી, અહાહા !! આજ છે હોળી ! કસુંબે.
હશે નરનાર નિર્લજ જે, ઉઘાડા ફાગ તે ગાશે;
શરીરે રાખને ચોળી, અહાહા !! આજ છે હોળી ! કસુંબે.
બને છે કેંક જન ઘેલાં, બજારે ભાખતાં ભૂંડું;
મળી દશ વીશની ટોળી, અહાહા !! આજ છે હોળી ! કસુંબે.
ભરે છે ધૂળ માથે કૈં, રમે છે છાણ્ય માટીથી;
ભલા એ ભીલ કે કોળી ? અહાહા !! આજ છે હોળી ! કસુંબે.
હશે સજ્જન અને ડાહ્યા, હરિને હેતથી ગાશે;
હ્રદયને ભક્તિમાં રોળી, અહાહા !! આજ છે હોળી ! કસુંબે.

"અહાહા!! આજ છે હોળી! (પેજ ૮૨)



"કસુંબે ચુંદડી બોળી અહાહા!! આજ છે હોળી!
જમાડું શેવ ને પોળી, અહાહા!! આજ છે હોળી!"
"મણિકાન્ત."

# પ્રેમ ચેષ્ટા !

(પેજ ૮૩)



"ભલે મમ નેત્ર તું ઢાંકે! છતાં હ્રદયે રમી-રહી છું !
મધૂરી પ્રેમની મુર્તિ ! જીગરને તું ગમી-રહી છું !"
"મણિકાન્ત."

# પ્રેમ ચેષ્ટા !

—ગઝલ—

ભલે મમ નેત્ર તું ઢાંકે !
છતાં હૃદયે રમી-રહી છું !
મધૂરી પ્રેમની મૂર્તિ !
જીગરને તું ગમી-રહી છું !
હૃદયને ના શકે રોકી !
દબાવે આંખ કાં ખાલી ?
સુકોમળ હસ્તના સ્પર્શ !
અહા ! મ્હેં ઓળખી વ્હાલી !
હૃદય ધડકે મધુર ત્હેના !
પડે પડઘા જીગર મ્હારે !
છતાં શું ના પિછાનું હું ?
મ્હને બસ મૂર્ખ તું ધારે ?
ચતુર ચોર પકડાયો !
હવે તુજ હસ્ત દે છોડી !
સલુણી ભેટ ! બસ સ્નેહે !
જીગર સાથે જીગર જોડી !

" મણિકાન્ત "

# રાધા વિયોગી કૃષ્ણ!

—હોરી—

શોચત હે ગિરિધારી, રાધે બિન શોચત હે ગિરિધારી !
રાધેકું શોધત કૃષ્ણ મુરારી, ગલી ગલી રાધે પુકારી,
ઢુંઢ ફીરા પત્તા નહિ પાયા, કહાં ગઇ રાધે પ્યારી ?
અયે બ્રખુભાન દુલારી ! શોચત હે ગિરિધારી ! રાધે૦
બિનતી સુનો સબ યે પુરબાસી જહાં મીલે રાધે પ્યારી,
જાકે કહો કે કૃષ્ણ ઢુંઢત હે, ગલી ગલી રાધે પુકારો;
કહાં ગઇ એ બ્રીજનારી ? શોચત હે ગિરિધારી ! રાધે૦
યહી બિધિ શોચત, પલપલ કૃષ્ણ-ગોવિંદવર ગિરિધારી,
કહત હે શંકર સુનો સબ પ્યારે, લીલા હરિકી ઊચારી;
ગતી ગોવિંદકી ન્યારી ! શોચત હે ગિરિધારી ? રાધે૦

# હોળી વિષે!

—હોરી—

અહા ! આઇ રસીલી હોળી !
દીઓ અંગ રંગે ઝબોળી ! આઇ૦
ઠામ ઠામ સબ ભરી પીચકારી,
છાંટત રંગમેં બોળી;

રંગ ગુલાલસે ધૂમ મચત હે,
નાચત ગાવત હોરી;
જમે સેવ સાકર પોળી ! આઇ૦
હોળીમેં ગાન કરો હરિ હરકો,
ગાઓ ન ફાગ નઠોરી;
ક્યું ધૂળ પાનીમેં અંગકું રોળો ?
શરમ હૃદયમેં ધરોરી;
કહા શંકરકા કરોરી ! આઇ૦

## પ્યારાને આવકાર !

( દેખુંગી અબ્બાકા મુખડા—એ રાહ. )
આવોને પ્રીય સુંદિર સુભાગી ! (૨)
ભાવો ! ભાવો ! ભાવો ! ભાવો ! ભાવોરે;
મુજ મનને સુભાગી ! આવો૦
લહેરી લાલા ! છો લટકાળા ! (૨)
લગની ત્હારી ! લાગી ! લાગી ! લાગીરે !
ઓ શાણા સુહાગી ! આવો૦
ઓ વ્હાલા હું તુજ ગુણ રાગી ! (૨)
પ્રેમની જ્યોત છે, જાગી ! જાગી ! જાગીરે
હવે જાઓ ન ત્યાગા આવો૦

## 'બંસી બજાનેવાલા !' (શ્રીકૃષ્ણને)

( લ્યો ફુલ જાની વે—એ રાહ. )

'બંસી બજાને વાલા'! (૨)
બંસી બજાઓ લાલારે ! બંસી૦

બંસી મધૂરી વાગે, મીઠી શ્રવણુને લાગે !
સુણતાં ત્રિભુવન જાગેરે ! બંસી૦

કામણુ ભર્યું મુરલીમાં મોહ્યો મધૂર મુરલીમાં !
ગાંડો બન્યો મુરલીમાંરે ! બંસી૦

બંસી હૃદય લલચાવે; મુરલી નામ જપાવે !
ગુણુગાન શંકર ગાવેરે ! બંસી૦

# પ્રિયાના રૂપની પ્રશંસા !



—ગઝલ—

ગમે છે ગુલ બદન હારૂં, ચતુરા ચિત્ત ચટકે છે;
અરે ! વિયોગથી વ્હાલી, ખરેખર દિલ ખટકે છે ! ગ૦

અતિશે કેશ લાંબા છે, સુંવાળા શિરપરે શોભે;
અહેખો અંતરે થૈને, ફણીધર શિશ પટકે છે ! ગ૦

લલાટે ચાંદલો શોભે, નિહાળી નેત્ર લોભે છે;
શશી છે એમ ધારીને કુમુદની મુખ મટકે છે ! ગ૦

હરણુ સમ નેત્ર છે હારાં વળી વિશાળને કાળાં;
નયન નથથી નથાયો તે, નહિં કો કાળ છટકે છે ! ગ૦

ગુલાબી ગાલ છે ગોરા, સુશોભિત નાકમાં નથની;
અહા ! નથની તણું મોતી, અધર પર છેક લટકે છે ! ગ૦

મનોહર મુખ હારૂં છે, તરૂણી તેજ વાળું છે;
શશી શરમાઇને ગગને, ગુમાવી ગર્વ ભટકે છે ! ગ૦

સુવાસીત મુખમાં દાડમ, કળી સમ દાંત શોભે છે;
હશે તે મોતી માનીને, ઝવેરી સ્હેજ અટકે છે ! ગ૦

પ્રવાળાં પાળ છે કે ઓષ્ટ ? તેની ગમ નથી પડતી;
અધરનું પાન કરવાને, હૃદય તુજ પાસ સટકે છે ! ગ૦

અહા ! શું ડોક ઉંચી છે ! રહ્યા બે છાતીએ કંદૂક;
  ઉદર સુંદિર નિહાળીને, વિલાસી જીવ ફટકે છે ! ગ૦
કટીથી સિંહ શરમાઇ, વને વૈરાગ્ય લઈ વસતા;
  જઘન છે કેળના જેવી, હવે બસ વાત અટકે છે ! ગ૦
ચરણને હસ્ત તો જાણે, રૂપેરી રંગના લાઠા;
  હીરાની વીંટી આંગળીએ, અનુપમ તેજ ઝળકે છે ! ગ૦
ઠમકતી ચાલ ચાલે છે, અહાહા ! ! હંસના જેવી;
  લલિત લટકો નિહાળીને, ભ્રમિત થૈ ચિત્ત ભટકે છે ! ગ૦



# વિરહી વામાનું ખટરૂતુનું અવલોકન !



ગઝલ--સોરઠી. ( હરિગીતમાં પણ ગવાશે. )

પરદેશમાં પ્રિયતમ ગયા, નારી તજી ન્યારા થયા;
  રે ! વાયદા જાયે વહ્યા, ભરથાર—કાં આવ્યા નહિ ?
આવી વસંત રૂતુ રૂડી, ફુલ પાન વૃક્ષે લાવતી;
  ના ભાવતી દિલ દાહ છે, દિલદાર—કાં આવ્યા નહિ ?
કલ્લોલ સૌ પક્ષી કરે, કોયલ કરે ટૌકારરે;
  સંતાપતા એ શબ્દ હા ! સુખકાર—કાં આવ્યા નહિ ?
ગ્રીષ્મે ઘણી ગરમી પડે, બળતું હૃદય ઝાઝું બળે;
  પણ પ્રેમ પાણી પ્રીતથી, પાનાર—કાં આવ્યા નહિ ?

## સૌન્દર્ય વર્ણન

(પેજ ૮૮)



કટીથી સીંહ શરમાઈ! વને વૈરાગ્ય લઈ વસતા!
જઘન છે કેળના જેવી હવે બસ! વાત અટકે છે!

"મણિકાન્ત."

## વિરહી વામા ! ( પેજ ૮૯)



આવ્યા દિવસ હોળી તણા, મોહન પધાર્યા મંદિરે !
વામા ગળે વળગી પડી, વ્હાલા ! ભલે આવ્યા અહીં !

મણિકાન્ત.

પંખા પવન ગમતાં નથી, અત્તર સુગંધી શું કરે ?
 વાલમ વિના વસમું બધું, વરનાર—કાં આવ્યા નહિ ?
વર્ષા વિષે વારી પડે, હરિયાળી સૌ પૃથ્વી કરે;
 નવ શાન્ત હું મમ શરીરના, શણુગાર—કાં આવ્યા નહિ ?
આકાશ ચમકે વીજળી, ગગડાટ વાદળ ગાજતાં;
 બોલે પપૈયા મોર પણ, દુઃખહાર—કાં આવ્યા નહિ ?
આસો પુનમની ચાંદની, રૂતુ શરદમાં શોભે ઘણી;
 પણ અધર રસ પાનાર ને, પીનાર—કાં આવ્યા નહિ ?
પંથી ઘરે પાછા ફર્યાં, દિપોત્સવી દિન આવીયા;
 વિરહી હૃદયમાં વ્હાલથી, વસનાર—કાં આવ્યા નહી ?
હેમંતમાં સૌ હોંશથી, નરનારીઓ ક્રીડા કરે;
 ચતુરા કહીને ચિત્તથી, ન્હાનાર—કાં આવ્યા નહિ ?
ઠંડી પડે થરથર ધ્રુજું, બાળા બની છું બ્હાવરી;
 પકવાન સાથે પ્રેમથી, જમનાર—કાં આવ્યા નહિ ?
વાયુ શિશીરે વાય છે, વામા ઘણી ગભરાય છે;
 મમ કષ્ટને હરનાર એ, સરદાર—કાં આવ્યા નહિ ?
ફુલપાન પણ વૃક્ષો થયાં, ભયકાર આ ભવ ભાસતો;
 અકળાઉં છું અબળા તણા, આધાર—કાં આવ્યા નહિ ?
**આવ્યા દિવસ હોળી તણા, મોહન પધાર્યા મંદિરે;**
 **વામા ગળે વળગી પડી, વ્હાલા ભલે આવ્યા અહીં !**



# અલૌકિક-પ્યારમાં મસ્તાન !



—ગઝલ—

બનીને પ્યારના જોગી, જગે અલહક-જગાવીશું;
અમે બસ પ્યારના નામે સુખે ગરદન-કપાવીશું !
હજારો માલ મિલકત હૈં, વળી જાહોજલાલી હૈં;
અમે દિલદારના બોલે, બધું પળમાં-ખપાવીશું !
અમોને ઝેરનું પ્યાલું, ભરી કો' પ્યારથી આપે;
અમે શંકા વિના શરબત, ગણીને-ગટગટાવીશું !
કિતાબો જ્ઞાનની જોવા, જરા અમને નથી ગમતી;
અમે કોરી કિતાબે પ્યારની બેતો છપાવીશું !
અમે શાળા સ્થપાવીને, ભરીશું પ્યારના ચેલા;
તહાં બસ પ્યારના જાપો, અમે હરદમ-જપાવીશું !
તપાવી લાલ કીધેલા, ઉન્હા લોખંડના સ્થંભે;
કહે કો પ્યારને ભેટો ! મળી કાયા-તપાવીશું !
અમે મસ્તાન મ્હોબતમાં, દિવાના ખાસ દિલબરમાં;
દિલાસો જો નહિ દેશે, કદમ ગરદન-ઝુકાવીશું !
દિવાનો છો કહે દુનિયાં, નથી દરકાર દુનિયાંની;
અમે બસ પ્યારના બંદા ! બની સેવા-બજાવીશું !
અમારા દર્દના માટે, દવા ના કામ હૈં આવે;
અમોને પ્યારની પરવા ! મળે મોજો-ઉડાવીશું !

ભયાનક ઝ્હાડ તોડીશું, લડીશું શેરની સાથે;
અમે તો પ્યારના મંત્રે, મહા મહેનત-ઉઠાવીશું !
અમારો પ્રેમ છે કાતિલ, નથી કાચો જરાએ કૈં;
કહો તો પ્યારની ફૂંકે, ફના દુનિયાં-બનાવીશું !
રહીશું પ્યારની સાથે, મરીશું પ્યારના માટે;
અમે આ જીંદગી દિલદારની પાછળ-લૂંટાવીશું !

## વફા પર જફા !

—ગઝલ—

સનમ ત્હારી જુદાઈમાં, જળુ છું હું મરૂં છું હું;
તને તેની નથી પરવા, કદમ બોસી કરૂં છું હું !
વિરહના તાપમાં ત્રફડું, છતાં કાં જાય તરસાવી ?
કદમબોસી અમારી કૈં; અરેરે ! ! કામ ના આવી !
પજારી હું પડું પાયે, દયા દેવી ન તું લાવે;
અમારી બંદગી બિલકુલ, નજરમાં હાય ! ના આવે !
ખુદાની બંદગી કરતાં, ખુદા, બિહિસ્ત બક્ષે છે;
નગુણી નાર છે તું તો, અગર શયતાન પક્ષે છે !
અરે ! ના થા અભિમાની, ખુદાને એ નહિં ગમશે;
પ્રભુ પ્રેમી પરે રાજી, તુમાખી આખિરે નમશે !

અયે દિલબર ! દિવાનો હું બન્યો છું પ્રેમમાં ત્હારા;
રહમ કર તું ! રહમ કર તું ! સુખન આ સાંભળી મ્હારા !

નથી દૌલત તણી પરવા ! નથી ગુલઝાર વણુ ગમતું;
હૃદય દિલદારના દિદારના દર્શન વિષે ભમતું !

હવે તલસાવ ના પ્યારી, હવાલે જીવ હું આપું;
કહે તો તીવ્ર તલવારે, સનમ મુજ શીષ હું કાપું !

પિવાડયો જામ મ્હોબતનો, હવે પ્યારી પચાવા દે;
સનમ મસ્તાન મનડાને, મઝા મૉજો મચાવા દે !

સનમ ત્હારી જુદાઈમાં, અમારી જીંદગી ખારી;
સનમ ત્હારી જુદાઈમાં, અમારી મ્હોતની વારી !

સનમ જે ન્હાય આપણુને, છતાં તેને નહિં ચહિયે;
અરે ! ઈન્સાફની રાહે, સદા ત્હેના થઈ રહિયે !

**સફા** થઇ ઇશ્ક વ્યાપારે, **નફાનું** નામ ના જોયું;
"વફા પર ના જફા" કર તું, ખફા થાતાં બધું ખ્હોયું !

પ્રથમ જો પ્રેમ આપો તો, દઇને લૂટશો ના ! ના !
મગર મરજી તમારી તો અવલથી આપશો ના ! ના !

અરે ! એ પ્રેમ તૂટયાથી, જીગર બસ તુટશે ત્હેનું !
જહાંથી તે થશે બાતલ, ઝવાહિર ખુટશે ત્હેનું !

રમત ના પાલવે એવી, અરે ! એ હાસ્ય ના કરવું;
સનમ ભયભિત એ સૉદો, સદા એ રાહથી ડરવું !

અમી તુજ આંખમાં રાખી, ભ્રમરને ભેટવા દેને;
અધર પર મધ રહેલું તે લબોથી ચુસવા દેને !

દુઃખી આ જીંદગી મ્હારી, સુખી ત્હેને થવા દેને;
સનમ બેહાલ દર્દીને દવા દેને ! દવા દેને !

સનમ તું બોલ બોલે તે, સુખન છે શાસ્ત્રના મ્હારે;
ચતુરા હું બનું ચેલો, ગુરૂપદ તું ભલે ધારે !

"દિવાનો" છો કહે લોકો, નથી પરવા મ્હને ત્હેની;
ઉદાસી આશ્રયે આવ્યો, ઉડાવી દેજ બેચેની !

હવે તો હદ થઇ હાયે ! હઠીલી હઠ ધરી ખ્હોશે;
કજા મ્હારી થશે એથી, ભરીને પેટ તું રોશે !

પછી અફસોસ તું કરશે, નહિં આશક મળે આવો;
સનમ તું ભોગવી લેને, ભલા ! મમ પ્રેમનો લ્હાવો !

---

## સ્ત્રીમાં વશીકરણ છે !

( એક નારી જગતમાં પ્યારી–એ રાહ. )

છે વશીકરણુ વનિતામાં (૨)
મ્હોટા નર પણુ માન મુકીને, પડયા પ્રેમ સરિતામાં ! છે૦

પરાશર પ્રભુતાને ત્યાગી, મોહ્યા મચ્છગંધામાં;
ઇંદ્ર, ચંદ્ર સરખા લલચાયા, ગૌતમની ભામામાં ! છે૦

શિવજી પણ જપ તપ ભૂલીને, ભમ્યા ભીલ શણીમાં;
બ્રહ્મા જેવા નર પણ ભૂલ્યા, ગયું જ્ઞાન પાણીમાં ! છે૦

ભલા ભલાનાં પણ મુકાવ્યાં, નેત્ર તણા મટકામાં;
મ્હોટા મ્હોટા મુનીવર મોહ્યા, લલનાના લટકામાં ! છે૦

લટકે મટકે મધુર વચનથી, નરને લે પાસામાં;
પતંગ સમ પુરૂષો લલચાઈ, પડે પ્રેમ ફાંસામાં ! છે૦

લોહચુમ્બકનો ગુણ રહ્યા છે, સત્ય કહું શ્યામામાં;
કહે 'શંકર' ધન્ય છે તે નરને, ભમે નહિં ભામામાં ! છે૦

---

## પાનની બીડી !

—ગઝલ—

કપૂરી પાન પુનાનું સમારી સાફ મ્હેં કીધું;
કળીના કેશરી ચુના થકી તે ચોપડી દીધું !

સુગંધીનો મુકી કાથો લવીંગે તે હોંધું બીડી;
પતિ પ્યારા સ્વિકારોને પ્રિયાની પાનની બીડી !

મુકી છે કાતરી સ્વામી સુડીથી કેળ સોપારી;
વળી વીણી ભરી ભાવે ધરીને વ્હાલ વરિયાળી !

અહાહા ! ! એલચી મેલી ધરે છે પ્રેમ પંખીડી;
પતિ પ્યારા સ્વિકારોને પ્રિયાની પાનની બીડી !

પિયૂ આ પાનની બીડી ભલું ભોજન પચાવે છે !
વળી વાયૂ અને વ્યાધી અજીરણુથી બચાવે છે !
મહા સંગ્રામ શરદીને હઠાવાને મચાવે છે !
પતિ તે કારણે લોકો જમીને પાન ચાવે છે !

વદન પ્રીકાસ હરનારી–જમોને પાનની બીડી !
અધરમાં રક્ત ભરનારી–જમોને પાનની બીડી !
કટૂતા દૂર કરનારી–જમોને પાનની બીડી !
મધુરો સ્વાદ ઝરનારી–જમોને પાનની બીડી !

અનુપમ પાનની બીડી બનાવી લાલ હું લાવી !
મુકીને કામ સૌ અળગાં ઉમંગે આપવા આવી !
સ્વિકારો સ્નેહથી સ્વામી પ્રશંસા શું હવે ગાવી ?
અહોનીશ પ્રેમ માગું છું પતિ દ્યો વ્હાલ વરસાવી !

**શૃંગારિક–કાવ્ય સમાપ્ત.**

# કનૈયાની બંસી !

—ગઝલ—

કનૈયા કા'ન ઓ મ્હારા ! બજાવો બાંસરી પ્યારા ! ટેક.
મધુરી બાંસરી વાગે, સુકોમળ કાનને લાગે,
રસીક હું બાંસરી રાગે, અજબ જ્યોતી હ્રદય જાગે;
હળે અંતર અગાધારા ! બજાવો બાંસરી પ્યારા !–કનૈયા.

ભૂલીને ભાન હું ભટકું, સુણાયો શબ્દ આ ક્યાંથી ?
દિવાની થૈ ફિરી દોડું, ચમકતો નાદ એ જ્યાંથી;
દિયો દર્શન દયાવાળા ! બજાવો બાંસરી પ્યારા !–કનૈયા.

કહે છે લોક કાનુડો, અજબ જાદુ જરૂર જાણે,
અહાહા !! બંસીના નાદે, નગર નરનારીને તાણે;
ત્રિકમ તાબે–બનું તારા ! બજાવો બાંસરી પ્યારા !–કનૈયા.

ગમે તે લોક છો બોલે, તમો પર પ્રેમ છે મ્હારો,
ઉગારો આપની દાસી, ભરૂસો છે મને તારો;
નરોત્તમ ના થશો ન્યારા ! બજાવો બાંસરી પ્યારા !–કનૈયા.

કહે શંકર કનૈયાની, સુણીને 'બંસી' હા ! સુંદિર !
બની ઘેલી સકળ ગોપી મધુરો નાદ એ મનહર !
વિભૂ વસજો હ્રદય મ્હારા ! બજાવો બાંસરી પ્યારા !–કનૈયા.

"મણિકાન્ત."

# કનૈયાની બંસી ! (પેજ ૯૬)



"કનૈયા કા'ન હે મ્હારા ! બજાવો બાંસૂરી પ્યારા !
બજાવો બાંસૂરી પ્યારા ! બજાવો બાંસૂરી પ્યારા ! કનૈયા !

"મણિકાન્ત."

## માયાનો ત્યાગ ! ( પેજ ૯૫ )



" મ્હને બસ છોડ એ માયા ! હવે વનવાસ જાવા દે !
ગુફા ગિરનારની ગોતી ! અહા ! અહલક જગાવા દે !"
"મણિકાન્ત"

# વૈરાગ્ય-કાવ્ય.

—ગઝલ—

મ્હને બસ છોડ ઓ માયા! હવે વનવાસ જાવા દે!
ગુફા ગિરનારની ગોતી અહા! અહલક જગાવા દે!

તજી સંસાર ફળ ખાટું મધુર ફળ માઈ ખાવા દે!
હરિના નામની હરદમ લલિત ધુન તો લગાવા દે!

સગાંના સ્નેહને છોડી પ્રભુથી પ્રીત થાવા દે!
શરીરે ભસ્મ ચોળીને હવે ધૂણી ધખાવા દે!

અરે! સંસાર છે ખોટો છતાં ફોગટ ફસાવા દે!
જુઠી જંજાળને છોડી હરિના ગુણ ગાવા દે!

અહોનિશ પ્હાડથી ઝરતાં ઝરણ જળમાંજ ન્હાવા દે!
મીઠાં ફળફૂલ વૃક્ષેથી સ્વહસ્તે લેઈ ખાવા દે!

તજી પરતંત્રની બેડી સ્વતંત્ર સહાય થાવા દે!
વહે શંકર વિભૂના નામની બંસી બજાવા દે!

" મણિકાન્ત. "

# " પીંવા દે ! જ્ઞાનની પ્યાલી ! "



—ગઝલ—

અલૌકિક મીષ્ટ રસવાળી ! પીંવા દે જ્ઞાનની પ્યાલી !
અહા ! અજ્ઞાનને ટાળી ! પીંવા દે જ્ઞાનની પ્યાલી !

જગતમાં બેઉ બાજુ છે, અરે ! કાળી અને ધોળી;
ગ્રહી ધોળી તજી કાળી, પીંવા દે જ્ઞાનની પ્યાલી !

કુટાયો હાય ! અંધારે, જરાએ જ્યોત ના ઝાંખી;
હવે જો જ્યોત છે ભાળી, પીંવા દે ! જ્ઞાનની પ્યાલી !

અબોધે ખૂબ અથડાઇ, ભુલી ભવસાગરે ભટકયો;
નકામી જીંદગી ગાળી, પીંવા દે ! જ્ઞાનની પ્યાલી !

અનીતિ ખર સદા છોડી, નીંતિના અશ્વ પર બેસી;
દઇ દુર્બુદ્ધિને બાળી, પીંવા દે ! જ્ઞાનની પ્યાલી !

મળ્યો છે સદ્‌ગુરૂ સાચો, બતાવ્યો નેક આ રસ્તો;
ઝલાવી જ્ઞાનની ડાળી, પીંવા દે ! જ્ઞાનની પ્યાલી !

પ્રભુનો પ્રેમ દેનારી ! બતાવે મોક્ષની બા'રી !
અહાહા ! હસ્તમાં ઝાલી ! પીંવા દે ! જ્ઞાનની પ્યાલી !



# મસ્તાન ફકીર !



—ગઝલ—

અરે ! કો' ઝેરની ફાકી ખુદાનો લાલ લાવો ને !
ફકાવી ફેંસલો લાવો ! મ્હને મુરદું બનાવો ને !

નથી નેકી ! મગર બદી તણો અન્જામ આવ્યો છે;
જહાંથી કુચ કરવાનો જુઓ પયગામ આવ્યો છે !

અયે ! કમબખ્ત નાદાની ! બુરાઈ યાદ આવે છે;
જીગરને ચાક કરવાને જુઓ જલ્લાદ આવે છે !

નથી ખયરાત કીધી તે ખુદાથી માગવાનો છું;
તજીને રાહ જીન્નતનો અરે ! જહન્નમ જવાનો છું !

અરે ! ઇસ્લામ મજહબમાં મના છે હા ! શરાબીની;
મગર તેનો બન્યો બંદો ! કસુર ખાના ખરાબીની !

જુગારે જર ગુમાવીને ગનીનો છું ગદા આજે;
ફકીરી હાલ આ મ્હારો અરેરે ! ! પેટને કાજે !

ભરીને જામ પીતાં હું ખુદાઇ રાહને ભૂલ્યો;
નતીજો આ મલ્યો ત્હેનો જહાંના શાહને ભૂલ્યો !

તજી મસજીદ હું હરદમ જતો'તો હાય ! મયખાને;
ખુદાની બંદગી કરવા ભૂલાવ્યો હાય ! શયતાને !

ભૂલી ઇન્સાનનો દાવો, બન્યો હયવાન હું હાયે !
નશા ને નાચ મુજરામાં રહ્યો ગુલતાન હું હાયે !
ગુલોના બાગને છોડી ગટરની છે હવા લીધી !
ખુદાના નૂરને છોડી શરાબી જામ મ્હેં પીધી !
બિરાદર કોઇ આવોને ! ડુબૂં છું હું બચાવોને !
કદમ પર સર ઝુકાવું છું અદલ રસ્તો બતાવોને !

*　　*　　*　　*

**ભલાઈ કર અયે આદમ ! રહે આ-દમ જહાં સુધી !**
**ખુદાનું નામ લે હરદમ ! રહે હર-દમ જહાં સુધી !**



# વૈરાગી થતા મિત્રનો સંસારી મિત્ર સાથે સંવાદ !



( શા માટે શ્રમ કરે સતી તુજ પતિ ભક્તિ સાચી-એ રાહ. )

**સંસારી**-શા સારૂ સુખ તજો, અરે ! કાં ભેખ તમે ધારો ? (૨)
અહા ! સંસાર અતિ પ્યારો ! (૨)

**વૈરાગી**-અનુભવ લીધો મ્હેં અતિ, આ સંસાર અસાર;
સગાં સહોદર સર્વ છે, સ્વાર્થ તણાં સરદાર.
ગરજ પડે સૌ કો' બોલાવે, અંત સમે કો' કામ ન આવે,
તે સારૂ સૌ તજી, અમોએ યોગ ગણ્યો પ્યારો ! (૨)
અરે ! સંસાર અતિ ખારો ! (૨)

**સંસારી**–સુત ભગિની પિતુ માત તજીને, વામાની માયા વરજીને;
શું સન્યાસી બનો ? હૃદયમાં રે'મ જરા ધારો ! (૨)
અહા ! સંસાર અતિ પ્યારો ! (૨)

**વૈરાગી**–સુત ભગિની પિતુ માત સૌ, આ જગની જંજાળ
ત્રીયા તજે પળવારમાં, કષ્ટ પડે તત્કાળ.
સુખમાં સૌ કો સ્નેહ બતાવે, વિપદ સમે દઇ કષ્ટ સતાવે,
શું સમજી મમ મિત્ર, તમે સંસાર ગણો સારો ? (૨)
અરે ! સંસાર અતિ ખારો ! (૨)

**સંસારી**–મ્હેલ અને ધનમાલ તમારાં, અરે ! કરો કાં મિત્ર અકારાં?
સુખ સંપત્તિ પરહરી, હવે કાં હિમ્મત સૌ હારો ? (૨)
અહા ! સંસાર અતિ પ્યારો ! (૨)

**વૈરાગી**–મ્હેલ અને ધનમાલ સૌ, અચળ નથી નિરધાર;
લક્ષ્મી ના'વે સંગમાં, મર્ણ સમે આ વાર.
સકળ મુકી એકલડું જાવું, સુણો સ્નેહથી સૌ સમજાવું;
પાપ પુણ્ય લૈ સાથ, જવાનુ છે નિશ્ચય ધારો ! (૨)
અરે ! સંસાર અતિ ખારો ! (૨)

**સંસારી**–ધરી ભેખ જંગલમાં જાશો, મિત્ર કહોને ત્યાં શું ખાશો ?
ગમશે ના પળવાર, તમારો મમત હવે મારો ! (૨)
અહા ! સંસાર અતિ પ્યારો ! (૨)

**વૈરાગી**–ફળફૂલ જંગલમાં ઘણાં, તે જમશું સુખકાર;
પશુ પક્ષી મિત્રો ગણી, જૈ વસવું તે ઠાર.

ભજન કરીશું ભવતારકનું, ધ્યાન ધરીશું દુઃખહારકનું;
મોહ લોભ સૌ તજી, ભક્તિનો બાંધીશું ભારો ! (૨)
અરે ! સંસાર અતિ ખારો ! (૨)

**સંસારી**–રહીં સંસારે રામ ભજોને, ભગવાં કાઢી ભેખ તજોને;
આ છેવટની અરજ, અમારી ધ્યાન વિષે ધારો ! (૨)
અહા ! સંસાર અતિ પ્યારો ! (૨)

**વૈરાગી**–સંસારે રહીંને નહિં, માયા મોહ તજાય;
જંજાળી જીવડા થકી, ના ભગવાન ભજાય.
માફ કરો મુજને મમ બંધુ, નથી સાર છે ખોટું સંધુ;
જગનાયક જપવાજ, અમોએ જોગ ગણ્યો પ્યારો ! (૨)
અરે ! સંસાર અતિ ખારો ! (૨)

**સંસારી**–ધન્ય ! તમારો અચળ ટેક છે, ભમે નહિં એવોજ ભેખ છે !
સુખે સિધાવો મિત્ર, કરોને સફળજ જન્મારો ! (૨)
અહા ! સંસાર અતિ પ્યારો ! (૨)

## મનને ઉપદેશ !

### તોટક–છંદ.

રટવા રણછોડ તને ન ગમે,
ઘરકાજ મહીં મન તારૂ ભમે;
નવ એક ઘડી ઇશને સમરે,
જગમાં જનમી હરિને વિસરે !

સુત નાર અને ઘરબાર મહીં,
મન ત્હારૂં ફરે મશગૂલ થઈ;
યમનો ભય શિર પરે લટકે,
પણ મૂરખને ન જરા ખટકે!

ધન ધામ થકી મસતાન ફરે,
નવ નાથ તણી દરકાર કરે;
દુઃખ આવીં પડે વિભૂને સમરે,
સુખમાં કદીએ નવ યાદ કરે!

રઘુનાથ ભજે ભવ દુઃખ જશે,
સહુ પાપ ટળી મન શાન્ત થશે;
મનવા ભજને ભવતારકને,
જગનાથ વિના નવ કાજ બને!

હરિને સમરે સહુ દુઃખ ટળે,
ઇશને સમરે મન સ્હાય મળે;
રણછોડ વિના રણ કોણ હરે?
કિરતાર વિના કુણ હાથ ધરે?

સુણ શંકરની શિખ આ મનવા!
સુખ થાય હમેશ બતાવું દવા;
રટજે રસથી જગનાયકને,
કર યાદ સદા સુખદાયકને!



# પદભ્રષ્ટ થયેલો લૌકિક પ્યાર !

—ગઝલ—

તપાવેલા તવા જેવું, અરે ! અંતર અમારૂં છે;
તમારાં પ્યારનાં બીંદુ, પડયા પહેલાં બળી જાશે !
અમારી દિલ વાડીમાં, બોયાં ના પ્યારનાં રોપો;
સુકાશે ને સડી જાશે, ફળી ફળ ફુલ ના થાશે !
અમારા મન રૂપી મચ્છી, ન આવે પ્યારની જાળે;
કદિ સપડાય તો છેદી, સપાટામાં છુટી નાસે !
અમારૂં મન રૂપી મૃગલું, ફસે ના પ્યારના ફાંસે;
જશે નાસીજ જંગલમાં, નહિં કો' કાળ સપડાશે !
અમારા દિલના દરિયે, નહિં મળશે મીઠું પાણી;
ખરેખર ! છે બધું ખારૂ, પીશે તે તૂર્ત પસ્તાશે !
અમારા દિલનો શીશો, નથી શરબત શરાબોનો;
ઝરેલું ઝેર છે તેમાં, પીતામાં પ્રાણ તો જાશે !
અમારૂં મન નથી મેવો, ભરૂસે ના ભૂલી લેવો;
જમી ને દોષ ના દેવો, નહિં તે દુઃખ જોવાશે !
અમોને નાથ ના કે'શો ન અમને બાથમાં લેશો;
ઊજડ અંતર અમારૂં છે, ભયાનક દેખતાં ભાસે !
નથી દિલદાર પર દિલ આ, નથી મહબૂબમાં મોહ્યા;
તમારાં નાઝ નખરાંથી, નહિં મન પ્યારમાં ન્હાશે !
તમારી પ્યારની વાતો, અકારી કાનને લાગે;
અમારા કાન છે બ્હેરા, ભલે બુલબુલ પરી ગાશે !

કિતાબો પ્યારની એવા, જરા અમને નથી ગમતી;
  અમે તો પ્યારના દુશ્મન, ન કો' પ્યાલી ભરી પાશે !
અમે ના પ્યારના ચેલા, નથી માલીક મ્હોબતના;
  કરોડો કોસનું અંતર, પડયું પાછું ન સંધાશે !
"કૃતઘ્ની" લોક છો કે'તા; તમા–શી–લોકની અમને ?
  અમારામાં અમે રાજી, અમોને કોઈ ના ચ્હાશે !
સુનાં પીંજર અમારાં છે, મળે ના પ્યારની મેનાં;
  હતી તે હાથથી ગઈ છે, કદી પાછી ન દેખાશે !
અમે તો પ્યારને બાળી, બનાવી ખાખ ખાધી છે;
  કહિ લાખો ઇલાજોથી, સજીવન તે નહિં થાશે !
અમોને છે નહિ પરવા, સજીવન પ્યાર કરવાની;
  અમારી જીંદગી આખી, ખરેલા ઝાડ સમ જાશે !

---

## જીવ હંસ પ્રત્યે !

### માલિની છંદ.

સમજ સમજ હંસા ! કાળ જાયે નકામો,
વગર સમજ લીધો, વિશ્વમાં તેં વિસામો;
નવ પળ પણ એકે, વિશ્વના નાથ ગાયા,
ફૂલ સમ કરમાશે, હંસ તારી સુ કાયા ! ૧
બહુ વરસ કરેલો, સાગરે વાસ ભાઇ !
તદપિ નવ જણાયું, જ્ઞાન ત્હારેજ કાંઇ;

પય જળ નવ જુદાં, તુંજથી હાય ! થાય,
જળ સમ ઝટ ચાલ્યું, આયુ ત્હારૂજ જાય ! ૨

સ્મરણ કર સદાયે, તાપને પાપ જાયે,
વિપદ સહુ હણાયે, નાથને જો જપાયે;
ધર ! ધર ! ધર ! કાને, શંકરે શિખ દીધી,
સરસ વખત ખોયો, જ્ઞાન પ્યાલી ના પીધી ! ૩

# " પલકમાં પ્રાણ જાવાનો ! "

—ગઝલ—

હરિ હરદમ ભજો ભાઇ ! ' પલકમાં પ્રાણ જાવાનો ! '
 કરો સત્કર્મ તો કાંઇ, ' **પલકમાં પ્રાણ જાવાનો !**' હરિ.
સગાં સંસારનાં છોડી, જીવનના તારને તોડી;
 શરીર રૂપ કુંભને ફોડી, '**પલકમાં પ્રાણ જાવાનો !**' હરિ.
મુકી ધન માલ ને માળા, બગીચા બાગ ફૂલવાળા;
 તજી સંસારની શાળા, '**પલકમાં પ્રાણ જાવાનો !**' હરિ.
ત્રીયા તન માતને મેલી, પિતાના પ્રેમને ઠેલી;
 લઈ પુણ્ય પાપની થેલી, '**પલકમાં પ્રાણ જાવાનો !**' હરિ.
મૂરખને મીષ્ટ પય દીધું, હઠીલે નાથ ના લીધું;
 હળાહળ વીષ હા ! પીધું, '**પલકમાં પ્રાણ જાવાનો !**' હરિ.
ઘણી વ્હાલી ગણી માયા, હરિના ગુણ ના ગાયા;
 તજીને કારમી કાયા, '**પલકમાં પ્રાણ જાવાનો !**' હરિ.
નથી ત્હેં ક્રોધને ટાળ્યો, ન પાપી કામને બાળ્યો;
 બધો ભવ લોભમાં ગાળ્યો, '**પલકમાં પ્રાણ જાવાનો !**' હરિ.
મનુષ્યા દેહ છે મોંઘો, ગુમાવો કાં ગણી સોંઘો ?
 અરે ! શું ઉંઘમાં ઉંઘો ? '**પલકમાં પ્રાણ જાવાનો !**' હરિ.
સુણો ગોવિંદના ગા તું ! ભરી લે ભકિતનું ભાથું;
 ખરૂ ફળ ખંતથી ખાતું ! '**પલકમાં પ્રાણ જાવાનો !**' હરિ.
ઊરે લ્યો અર્જ અંતરની, સ્વિકારો શિખ શંકરની;
 કરોને ભકિત ભૂધરની, '**પલકમાં પ્રાણ જાવાનો !**' હરિ.

# " બસ એક દિને મરવુંજ ખરે ! "



ચઢ ઉતર તોટક છંદની ચાલ, (સખી સ્વપ્નમહીં મનમોહનમેં.)

મન હીત તણી શીખ આ સૂણજે, દિલ ચ્હાય ભલે પ્રિય તો ગણજે;
કિરતાર નહિ ક્યમ યાદ કરે ? 'બસ એક દિને મરવુંજ ખરે!'

ધન માલ અને ઘરબાર તજી !
પડશે જવું હાય ! વિના મરજી !
સુત નાર કુટુંબ સદા વરજી !
પડશે તુજને જવું આખરજી !

જ્યમ દોર તૂટેજ પતંગ પડે, જ્યમ શુષ્ક થયેલું પુષ્પ ખરે !
ત્યમ માન અરે ! મન મુરખરે ! 'બસ એક દિને મરવુંજ ખરે !'

જન જે નિજ હુંપદમાં ફરતા !
મન ચ્હાય સુ મોજ સદા કરતા !
નવ કોઇની શિખ રૂદે ધરતા !
પરમેશ્વરથી પણ ના ડરતા !

જન તે પણ કાળ ઝપાટે ચ્હડે, જ્યમ તેતર ઉપર બાજ ફરે !
નવ યત્ન કરે પણ તે ઉગરે, 'બસ એક દિને મરવુંજ ખરે !'

ધર ધ્યાન સદા ધરણીધરનું !
નવ કાજ તું જાણ અરે ! પરનું !

પર કાજ વિષે જર વાવર તું !
પરનું હીત પ્રાણ જતાં કર તું !

શિખ શંકરની મન ધ્યાન ધરે, ફિરતાર નહિં ક્યમ રૂડાય કરે ?
જગ નાયકનો ભરૂસો કરરે ! 'બસ એક દિને મરવુંજ ખરે !'

## ત્યાગીના વિચાર !

( એક નારી જગતમાં પ્યારી (૨)-એ રાહ. )

જંગલમાં પ્યારા જઇશું (૨)
હિમગીરીના સુંદિર વનમાં, હવે હમે તો રહીશું ! જંગલમાં.

ગંગા નીરથી નિત્ય નહીશું, હરિગુણ હરનિશ ગઇશું;
હિમાલયનાં સુંદિર વનફળ, હેત ધરીને ખઈશું ! જંગલમાં.

આ દુનિયાની તજી ઊપાધી, ઈશ્વરને આરાધી;
સહુ દુઃખ ત્યાગી લઇ સમાધી, સુખી નિરંતર રહીશું ! જંગલમાં.

સદ્‌ગુણના શણગાર સજીશું, માયા મોહ તજીશું;
ભાવ ધરી ભગવાન ભજીશું, સદા સ્વતંત્રજ થઈશું ! જંગલમાં.

શંકર વાણી સદા સુખાણી, અંતરમાં પ્રભુ આણી,
એ સુખ આપો સારંગપાણી ! ચરણ કમળ સુખ ચહીશું ! જંગલમાં.

# માયાનો તિરસ્કાર !

શાર્દૂલ વિક્રિડિત-છંદ.

લાગી છે હરિ નામની લગન તે, છોડી નહિં છૂટશે,
ભક્તિનો અતિ તેજ તાર પકડયો, તોડયો નહિં તૂટશે;
જા ! માયા ! ઝખમારતી દૂર હવે, ત્હારૂં નથી કામરે !
આરાધ્યું ઈશ નામ હેત ધરીને, હારૂં નહિં હામરે. ૧

પૂરીને દૂધપાક શાક તજીને, કો ખીચડીને જમે ?
ભક્તિનું ભલું ગાન તાન તજીને, ત્હારા થકી કો રમે ?
ઝાલીને કરમાં દીવો મૂરખ કો, જૈને કુવામાં પડે ?
મ્હોટા સાગરને મુકી નદી કુવે, મોતી કદી ના જડે. ૨

# મન સમજ !

—ગઝલ—

સમજ મન શિખ દઉં સારી,
વિભૂ ના મેલ્ય વિસારી;
ભજન કર ભાવથી ભાઈ !
ન સંગે આવશે કાંઈ !

ભજનથી પાપ સૌ કાપે,
વિદારી દુઃખ સુખ આપે;

પ્રભુની ભક્તિ કર પ્યારી,
અનીતિને સદા ટાળી !

કરે ભક્તિ કપટ વામે,
પ્રભુની પ્રીત તે પામે;
ન કર તું ચોરી ને ચાડી,
ભજન કર ભાઈ તું દા'ડી !

તજી પરનારની પ્રીતિ,
સકળથી રાખ તું નીતિ;
થશે ઇશ સ્હાય એ ભાઈ !
વળી પરમાર્થ કર કાંઇ !

કહે શંકર સૂણી પ્યારા !
મનન કર ચિત્તે તું મ્હારા;
હતું તે મ્હેં કહ્યું જે તે,
ચતુર જે હોય તે ચેતે !

# મરણ પથારી પર પશ્ચાતાપ !

—ગઝલ—

અરે ! આવ્યો હતો જ્યાંથી, હવે હું ત્યાં જવાનો છું;
તજી આ દેહ પીંજરને, નિરાકારી થવાનો છું ! અરે !
રહ્યો માયા વિષે રાજી, જીત્યો હું જુઠની બાજી;
જરા જગનાથ ના જાપ્યા, હવે ત્યાં હારવાનો છું ! અરે !
કરી કાળાં અને ધોળાં, ઉડાવી મોજ દુનિયાંની;
કર્યાં જે કર્મ તેનું હું, કટુ ફળ ચાખવાનો છું ! અરે !
**સગાંના સ્નેહને છોડી, પ્રિયાના પ્રેમને તોડી;**
**હવે કિરતારના દરબારમાં હાજર થવાનો છું ! અરે !**
પ્રભુને કૉલ દીધો’તો કરીશ સત્કર્મ સંસારે;
હરિ દરબારમાં તેનો, હિસાબજ આપવાનો છું ! અરે !
કમાયો ખુબ દોલત ને, વસાવ્યા મહેલ ને માળા;
અરે ! હું એકલો સઘળું, મુકી અહીંથી જવાનો છું ! અરે !
કર્યું પરમાર્થ ના કૈં એ, ભર્યું ના ભક્તિનું ભાથું;
પ્રભુની પાસ જૈને હું, હવે શું માગવાનો છું ? અરે !
જગતમાં જન્મ લેતાં હા ! હતી બાંધી મુઠી મ્હારી;
ઉઘાડી લેઇને હાયે ! હવે હું તો જવાનો છું ! અરે !

## મરણપથારીપર પશ્ચાતાપ (પેજ ૧૧૨)





"સગાંના સ્નેહને છોડી ! પ્રિયાના પ્રેમને તોડી !
હવે કિરતારના દરબારમાં હાજર થવાનો છું !"

"મણિકાન્ત"

પસ્તાવો ! ( પૂર્વ દર્શન ) ( પેજ ૧૩)



"નાચ રંગમાં રોજ રહ્યો ગુલતાનજો,
ત્રીકમજી ત્હારો છે મ્હારે આશરો !"
"મણિકાન્ત."

# પસ્તાવો !

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાહ. )

ત્રીકમજી તારો છે મારે આશરો,
નેહ નજરથી નિરખો નટવરલાલ જો;
ભવસાગરમાં ભુલો ભટકું ભૂધરા,
શરણે લેજો જાણીને નિજ બાળજો ! ત્રીકમજી.

નામ કદી નારાયણનું લીધું નથી,
નથી કર્યું મ્હેં પરોપકારી કામ જો;
જપ તપ તિરથ દાન ધર્મ કીધાં નથી,
માફ કરો રાધા વર શ્રી ઘનશ્યામ જો ! ત્રીકમજી.

માયામાં હું મસ્ત બનીને મ્હાલતો,
હુંપદમાં શ્રી હરિ વિસાર્યા છેક જો;
ધામ, ધરા, ધન, કાજ કપટ કૈં કૈં કર્યા,
જપ્યા નહિં જગદીશ્વરને પળ એક જો ! ત્રીકમજી.

ધનવંતાને માન દઇ બોલાવતો,
નિર્ધન જનનું કરતો હું અપમાન જો;
મેળવવાને મોજ બહુ ધન વાપર્યું,
નાચ રંગમાં રોજ રહ્યો ગુલતાન જો ! ત્રીકમજી.

સંત જનોની સેવાથી અળગો રહ્યો,
નથી કર્યું મ્હેં જ્ઞાન સુધારસ પાન જો;

કામી થઇને કર્મ કર્યાં મ્હેં કૈં કુડાં,
થરથર કંપુ જ્યારે આવ્યું ભાન જો ! ત્રીકમજી.
અપંગ જનને આશ્રય મ્હેં આપ્યો નથી,
દેશ હીતનું કાર્ય કર્યું નવ એક જો;
ખળ મિત્રોની મૌજ મહીં ધન વાપર્યું,
યૌવન મદમાં છકયો હતો હું છેક જો ! ત્રીકમજી.
દેવ તણે દર્શન જાતાં પગ દુઃખતા,
ભજન મંડળીમાં નવ લીધો ભાગ જો;
નૃત્ય અને નાટકમાં સહુ પહેલો જતો,
ખોયો મ્હેં શ્રીનાથ સ્મરણનો લાગ જો ! ત્રીકમજી.
અવિનાશી અરજી આ અંતરમાં ધરો,
ભક્તિ માગુ ભવતારક ભગવાન જો;
**શંકર**ના સ્વામિ સદ્‌બુદ્ધિ આપજો,
તુજ ઇચ્છાથી ટળે સકળ તોફાન જો ! ત્રીકમજી.



## ભ્રમરના દ્રષ્ટાંતથી મનને શિખામણ !



( એક નારી જગતમાં પ્યારી—રાહ. )

શું ભ્રમર કમળમાં પેઠો ? (૨)
કમળ મીંચાશે ભ્રમર મુંઝાશે, દોષ પ્રથમ ના દીઠો ! શું.
મન મૂરખા તું મનન કરી લે, એ પેઠો છો પેઠો;
તું ત્હારૂં સંભાળી લેજે, નહિં તો પડશે હેઠો ! શું.

સ્વરૂપની સુંદરતા દેખી, શું લલચાઈ બેઠો;
મૂર્ખ ભ્રમર સમ તું ભટકાશે, એ દુઃખ શીદને વેઠો ? શું.

મોહ લુબ્ધ ના થા ! ઓ મનવા ! ભગવતથી કર ભેટો;
કહે દીન **શંકર** કૈંક છુંદાયા, રાય રંક ને શેઠો ! શું.

---

## સાથે શું લઇ જઇશ ?

—ગઝલ—

ચોંવટ રાખી હરિ ભજને, જગત જળ ઝાંઝવા જેવું;
જમાવેલું પડયું રે'શે, નથી સાથે કશું લેવું !

મગન મનમાં નહિં થાતું, અરે ! દિન એક તો મરવું;
છતાં કાં લાગ જાવા દે ? પ્રભુનું નામ દઇ તરવું !

સગાં વ્હાલાં લઈ સાથે, નથી તું ભાઇ ! જાવાનો;
સકળ ધન તો ધર્યું રહેશે, પછી ત્યાં શું બતાવાનો ?

ભરી લે ભકિતના લાડુ, અવલ એ કામમાં આવે;
પછી ના રાખ તું શંકા, ખજાને ખોટ ના જાવે !

લખી લેજે હૃદય **શંકર**, તણી આ શિખ છે સારી;
સફળ થાશેજ જન્મારો, રટણ કર કૃષ્ણ ગિરધારી !

# સંસારને સુખી જાણી-ભૂલેલા ભમરાને !



—ગઝલ—

સુખી સંસારને ધારી, ભૂલો તું કાં ભમે ભમરા ?
દુઃખોથી છે ભરેલો આ, સકળ સંસાર મન ભમરા !

સુખોની છાંયડી જાયે, દુઃખોના વાયરા વાયે;
સુખો લાગે અતિ મીઠાં, દુઃખો હાયે ! ન સ્હેવાયે !

ભલે સુખ હોય સૌ વાતે, ન હોયે ન્યુનતા કાંઇ;
મરે જો સુત વ્હાલો તો, સુખો સૌ જાય પલટાઇ !

અગર પુત્રી બને વિધવા, કહો દુઃખ એજ ક્યાં કમ છે ?
કુસુમ સુખ કેરૂ કરમાયે, નહિં ઓછો સિતમ એ છે !

કંઇ જન દર્દથી ઘેલા, કંઇને અન્ન નહિ ખાવા;
કુટંબ પરિવારથી ત્રાસી, બને છે કૈંક જન બાવા !

કંઈ જન જઈ કૂવે પડતા ! કંઇ ખંજર ખઇ મરતા !
કંઈ જન ઝેર ફાકીને ! દુઃખી નિજ દેહ પરહરતા !

કંઇ સ્થળ વાગતાં વાજાં ! લગન કોઇ સ્થળે થાતાં !
રૂદન કોઇ સ્થળે થાયે ! સગો વ્હાલો મરી જાતાં;

અરે ! સંસાર આ એવો, દુઃખોથી છે ભરેલોરે !
કહે શંકર જપો જગનાથ ને જંજાળ મેલોરે !



# સાધારણ જ્ઞાન થતાં-ઉન્મત્ત થયેલા જીવ-હંસને ઠપકો !



( ઓધવજી સંદેશો કહેજો શ્યામને-એ રાહ. )

સુણ ઓ હંસા ! ઠપકો આપું હિતનો,
ના ઉન્મત્ત થા અંતરમાં અણુ ભાર જો;
ઉપમાને હજુ યોગ્ય નથી તું હંસની,
એ ઉપમા છે સદ્‌ગુણનો શણગાર જો ! સુણ.

પય પુરે વિદ્યાનું ત્હેં પીધું નથી,
નથી થયો તું જ્ઞાન વિષે ગુલતાન જો;
જ્ઞાન ચીજનો અંત નથી અવની વિષે,
અધુરા જ્ઞાને મૂર્ખ બન્યો મસ્તાન જો ! સુણ.

હંસ થયો પણ પય-જળ જૂદાં નહિં કરે,
મૌક્તિક ચારો તુજથી નહિં ચરાય જો !
કમળ વને વસવાનું તુજને ના ગમે,
તેમ છતાં કાં ફોકટ તું ફૂલાય જો ? સુણ.

પય-જળ જૂદાં કરવાની વિદ્યા ભણી,
મૌક્તિક ચારો ચરતાં હંસા શિખ જો;
તો' તો તુજને હંસ ખરો કહું હેતથી,
નહિં તો બગ-ખગ કરતાં નહિં અધિક જો ! સુણ.

ત્હારાથી અધિકા જ્ઞાની છે સૃષ્ટિમાં;
હું પદ છોડી કર સદ્‌ગુરૂનો સંગ જો;
મુક્તિની યુક્તિ જાણ્યામાં આવશે,
ભવસાગરને તરશે તો છે રંગ જો ! સુણુ.



## મ્હારી દુર્બુદ્ધિ કાપો !



( દેખુંગી પ્યારે અમ્બાકા મુખડા—એ રાહ. )

કાપોરે ! દુર્બુદ્ધિ દયાળુ ! (૨)
આપો ! આપો ! આપો ! આપો ! આપોરે ! સદ્‌બુદ્ધિ કૃપાળુ! કાપોરે

મોહનવર છો ! શ્યામ સુંદર છો !
ટાળો દુઃખ આ....................
મ્હારૂં ! મ્હારૂં ! મ્હારૂંરે ! મોહનજી માયાળુ ! કાપોરે

ભર દરિયામાં ભૂલો પડયો છું !
ડુબી મરૂં છું....................
તારો ! તારો ! તારોરે ! ત્રીકમજી કૃપાળુ ! કાપોરે

દીન શંકરની અરજ સ્વીકારો !
જ્યાં ત્યાં તમને....................
ભાળું ! ભાળું ! ભાળુંરે ! સર્વત્ર નિહાળું ! કાપોરે



# હે નાથ ! મ્હને તારો !

મહીદીપ-છંદ.

જય ! જય ! જગનાથ ! હાથ ઝાલીને ઉગારો !
દુઃખ છે અનેક એક, આશરો તમારો !
ભવનિધી વિષે તણાય, નાથ ! નાવ મ્હારૂં !
કૈં નથી ઉપાય તાત ! શર્ણું છે તમારૂં !

કામ ક્રોધ મોહ લોભ, નાવમાં ભરાયા !
પાપ કેરા પોટલા, અપાર ઉભરાયા !
જ્ઞાન શઢ તૂટી ગયો, ગર્વ વાયૂ વાયો !
અજ્ઞાન અંધકાર ઝટ, અંતરે છવાયો !

નાવ જો તણાઇ નરક ખડકમાં કુટાશે !
દુષ્ટ જીવ તણી હાય ! દુર્દશાજ થાશે !
પાપ તો અમાપ બાપ ! જન્મ ધરી કીધું !
મુક્તિની ન યુક્તિ જાણી, વિષય વારિ પીધું !

આપનું લગાર વાર, નામ ના જપાયું !
મોજ શોખમાંજ હાય ! આયુ સૌ ખપાયું !
પણ હવે દયાળુ દેવ ! દિલ દયા લાવો !
જ્ઞાન હાથ આપો નાથ ! નાવને બચાવો !

# " મ્હારી નજર પ્હોંચે નહિ ! "

ગઝલ--સોરઠી. ( હરિગીતમાં પણ ગવાશે. )

કિરતારની કુદરત તણી, કીર્ત્તિ કથાયે ના કથી !
અકળીત કળા અવલોકવા—'મ્હારી નજર પ્હોંચે નહિ !'
દરિયા વિષે મોજાં ઉડે, મીઠી લહર ત્યાં આવતી;
પણ મસ્ત પાણી માપવા—'મ્હારી નજર પ્હોંચે નહિ !'
નયને નિરખતાં નભ વિષે, અતિ તેજ તારા આપતા;
લાખોની સંખ્યા લેખવા—'મ્હારી નજર પ્હોંચે નહિ !'
શશિ સૂર્ય ને પૃથ્વી ગ્રહો, આધાર વણ અદ્ધર રહ્યા;
એ ભેદ અદ્‌ભુત ભેદવા—'મ્હારી નજર પ્હોંચે નહિ !'
વાયુ મધૂરો વાય છે, પૃથ્વી બધી પોષાય છે;
પણ પાર તેનો પામવા—'મ્હારી નજર પ્હોંચે નહિ !'
ઘન વરસતો વારિ વહે, નિપજે અનાજ વનસ્પતિ;
ખુબી એ વિભૂની ખોળવા—'મ્હારી નજર પ્હોંચે નહિ !'
અગણિત જીવો ઉત્પન્ન થતા, કૈં મ્હોતને તાબે થતા;
ઘટમાળ એ ઊકેલવા—'મ્હારી નજર પ્હોંચે નહિ !'
વન ઝાડ પ્હાડ અને નદી, પક્ષી પશુ સૌ પેખતાં;
કૃતિ એ કિતાબે છાપવા—'મ્હારી નજર પ્હોંચે નહિ !'
પાત્રો બન્યાં સૌ પૃથ્વીમાં, નાટક નરોત્તમજી તણું;
નિરખું સકળ પણ સમજવા—'મ્હારી નજર પ્હોંચે નહિ !'

શંકર કહે એ સમજવા, મુનિ દેવ સૌ હારી ગયા !
જગનાથ લીલા જાણુવા—'મ્હારી નજર પ્હોંચે નહિ !'

## જાગ્યો કોણ ?

શાર્દૂલ વિક્રિડિત-છંદ.

જાગ્યો જે જગનાથ નામ જપતો,
માયા મૂકી વેગળી !
ભાગ્યો તે નરને સદાય ભય સૌ,
વ્યાધિ ઉપાધિ ટળી !
ઝાલીને જપમાળ શાન્ત મનથી,
રાધાપતિ ના ભજે !
ચાલી જીંદગી જાય વારિ સમ આ !
ચેતાય તો ચેતજે !

## શું ગ્રહણ કરશો ?

—માઢ—

જેણે જીવતર જુઠું જાણ્યુંરે ! તે તરશે આ સંસાર;
પણ મીષ્ટ ગણીને માણ્યું રે ! તે સમજ્યો ના કૈં સાર.
દુનિયાં દહીંની ગોરસી છે, ભીતર માખણુ ખાસ;
સમજુ જન તે માખણુ ખાશે, મૂર્ખા ખાશે છાશરે. તે.

દુનિયાં દરિયો છે ઊંડારે ! મુક્તાફળ દેનાર;
શાણા મુક્તાફળ મેળવશે, ગોતે શંખ ગમારરે ! તે.
જગ બાજી પાસા તણીરે ! ખેલે સૌ નરનાર;
હારી જાશે હીર વિનાનો, પાડે ચતુર પોબારરે ! તે.
બાગ ખીલ્યો છે ખલ્કનોરે ! પુષ્પ અનુપમ સાર;
મોગરો ગુલ ગુણિયલ જન સુંઘે, કેતકી લે કુંભારરે ! તે.
મોદક છે બે હસ્તમાંરે ! મિષ્ટ અને વિષદાર;
મિષ્ટ જમો **મણિકાન્ત** કહે છે, વિષ જીવને હણનારરે! તે.

## દુઃખોદ્‌ગાર !

—ગઝલ—

દુઃખી દુનિયાં અમારી છે, ન છાયા સુખની દેખું;
કસમ કાયા અકારી છે, પળેપળ દુઃખની દેખું ! દુઃખી.
દરદથી દેહ છે અડખી, દવા પી–પી હવે થાક્યો;
ન ભોજન નામ પણ ભાવે, ન ઇચ્છા ભૂખની દેખું ! દુઃખી.
કદી હું તાવથી તફડું, કદી દમ ખાંસીથી લથડું;
ગયો આનંદ અંતરથી, ઉદાસી મૂખની દેખું ! દુઃખી.
અરે ! આ દેહને છોડી, ન દર્દોને જવા ગમતું;
સદા મન વ્હેમથી ભમતું, ન આશા સુખની દેખું ! દુઃખી
નિરોગી દેહ છે જેની, સુખી છે જીંદગી તેની;
નસીબે જે લખ્યું થાયે, ન ભૂલ હું દેવની દેખું ! દુઃખી.

# સંસારમાં સંપૂર્ણ સુખી કોઇ નથી !

### હરિગીત છંદ.

ધન સંપતિમાં કામ નથી, ભંડાર તો ભરપૂર છે,
કીર્ત્તિ તણો કિલ્લો ચણ્યો; વ્યાધિ થકી તન દૂર છે;
પણ સંતતિનુ સુખ નથી, ચિતડું સદા તેથી બળે,
**આ સારવિણ સંસારમાં, દુઃખ મુક્ત જનકો' નવ મળે ! ૧**

સુખપાલ ઘોડા ગાડીને, ચાકર તણો ટોટો નથી,
વ્હાલાં સગાંનો સ્નેહ છે, પ્રિય નારનો જોટો નથી;
પણ વ્યાધિ તનથી ના ખસે, ના વૈદ ઘરમાંથી ટળે,
**આ સારવિણ સંસારમાં, દુઃખ મુક્ત જનકો' નવ મળે ! ૨**

વિદ્વાન ને ગુણુવાન છે, યુવાન ને કુળવાન છે,
છે સંતતિનું સુખને, શરીરે સદા બળવાન છે;
પણ પાસ કોડી નવ મળે, ચગદાય પરના રણુ તળે,
**આ સારવિણ સંસારમાં, દુઃખ મુકત જનકો' નવ મળે ! ૩**

રાજા મહારાજા થયા, મુલકો હજારો મેળવ્યા,
પૈસા ગ્રહી પર રાજ્યના, ભંડાર ભેગા ભેળવ્યા;
પણ નારી કુલટા નિવડયાથી, ગર્વ રાજાનો ગળે,
**આ સારવિણ સંસારમાં, દુઃખ મુકત જનકો' નવ મળે ! ૪**

કૈંને કુટુંબનું દુઃખ છે, કૈંના શરીરે રોગ છે,
ધન સંતતિ વિણુ કૈં દુઃખી, વ્હાલાં મુઆનો શોક છે;

એ રીત કો'ના શિરપરે, સંપૂર્ણ સુખ જળ નવ ઢળે,
**આ સારવિણ સંસારમાં, દુઃખ મુક્ત જનકો' નવ મળે ! ૫**

# " છતાં જગનાથ ના જોયા ! "

—ગઝલ—

સદા સંસારથી છટક્યા ! ' છતાં જગનાથ ના જોયા !'
બની બાવા બધે ભટક્યા ! ' છતાં જગનાથ ના જોયા !' સ.
બનારસ દ્વારકાં બદ્રી, ગયા ગોકુળ મથુરામાં;
અયોધ્યા આવીને અટક્યા ! 'છતાં જગનાથ ના જોયા !' સ.
ગુફા ગિરનારની ગોતી, હિમાલય ને હરિદ્વારે;
ફરીને ટાંટીયા ફટક્યા ! 'છતાં જગનાથ ના જોયા !' સ.
અતિ તપ તાપમાં કીધું, ઘણું દુઃખ દેહને દીધું;
અહા ! ઉંધે શિરે લટક્યા ! 'છતાં જગનાથ ના જોયા !' સ.
નદીના નીરથી ન્હાયા, કસી ઉપવાસથી કાયા;
પૂજામાં પ્રાણ છે પટક્યા ! 'છતાં જગનાથ ના જોયા !' સ.
થયા જોગી જટાધારી, વિભૂતિ ભાવથી ચોળી;
મરણ ભયથી નહિં ભડક્યા ! 'છતાં જગનાથ ના જોયા !' સ.
પઢ્યા પૂરાણ, રામાયણ, મહાભારત ભણ્યા ભાવે;
અનીતિને નહિ અઠક્યા ! 'છતાં જગનાથ ના જોયા !' સ.
કહે શંકર તપાસી જો ! હૃદયમાં શ્રી હરિ રાચે;
નકામા ભવ વિષે ભટક્યા ! 'છતાં જગનાથ ના જોયા !' સ.



(૧૨૫)

# " નકામી જીંદગી એવી ! "

—ગઝલ—

હરિને ના ભજ્યા હેતે, 'નકામી જીંદગી એવી !'
ચતુર થઇને નહિં ચેતે, 'નકામી જીંદગી એવી !'

પ્રભુનું નામ ના લીધું,
ભજન ના ભાવથી કીધું;
હરિ પય હાય ! ના પીધું,
'નકામી જીંદગી એવી !' હરિ.

થયો માયા તણો રાગી,
કુબુદ્ધિ લેશ ના ત્યાગી;
લગન તો લોભની લાગી,
'નકામી જીંદગી એવી !' હરિ.

અતિ અંધો અભિમાને,
શિખામણુ ના ધરે કાને;
કહ્યું ના કોઇનું માને,
'નકામી જીંદગી એવી !' હરિ.

કદાપિ ક્રોધ ના કાપ્યો,
રગેરગ કામ છે વ્યાપ્યો;
સદા છળ છાતિએ છાપ્યો,
'નકામી જીંદગી એવી !' હરિ.

કુકર્મે કાળ છે ગાળ્યો,
નહિં ભય મોહમાં ભાળ્યો;
પૂરો વ્યભિચારને પાળ્યો,
'નકામી જીંદગી એવી !' હરિ.

કદી સત્સંગ ના કીધો,
ભજનમાં ભાગ ના લીધો;
દગો વિશ્વાસ દઈ દીધો,
'નકામી જીંદગી એવી !' હરિ.

પ્રમાણિક તંત્રને તોડી,
સુસોબત સત્યની છોડી;
જૂઠામાં જીંદગી જોડી,
'નકામી જીંદગી એવી !' હરિ.

રહે છે સ્વાર્થમાં રાચી,
કળા પરમાર્થમાં કાચી;
સ્ત્રીયા નયને રહે નાચી,
'નકામી જીંદગી એવી !' હરિ.

અપંગોને નહિં આપ્યું,
ન કો'નું કષ્ટ તો કાપ્યું;
દયામાં દિલ ના સ્થાપ્યું,
'નકામી જીંદગી એવી !' હરિ.

સુખો સંસારનાં લેવા,
જમ્યો મિષ્ટાન્ન ને મેવા;
કરી ના **દેશની સેવા,**
'નકામી જીંદગી એવી !' હરિ.

પૂરીને પેટના ખાડા !
કહે **શંકર** થયા જાડા !
હરાયા હોય જ્યમ પાડા !
'નકામી જીંદગી એવી !' હરિ.



# " અમારૂં ના સગુ કોઇ ! "



--ગઝલ--

અહા ! દુનિયાં બધી જોઇ, અમારૂં ના સગુ કોઇ !
 રહે સૌ સ્વાર્થને રોઇ, અમારૂં ના સગુ કોઇ ! અહા !

કૃપાળુ તાત યા માતા, ભજન સૌ સ્વાર્થનાં ગાતા;
 ભલે હો મા જણ્યો ભાઇ, અમારૂં ના સગુ કોઇ ! અહા !

સગા કાકા અને કાકી, નથી કો સ્વાર્થ વણ બાકી;
 ભલે ભગિની અને ફોઈ, અમારૂં ના સગુ કોઈ ! અહા !

સુતા સુત કે હશે નારી, સગાઇ સ્વાર્થની પ્યારી;
 વિના તે નાંખશે ધોઇ, અમારૂં ના સગુ કોઇ ! અહા !

અહા ! મામા અને મામી, વળી માસા અને માસી;
 પડયાં સૌ સ્વાર્થને મોહી, અમારૂં ના સગુ કોઇ ! અહા !

સધાયે સ્વાર્થ તો પ્યારા, નહિં તો લાગશો ખારા;
 કરે છે સર્વ બદબોઇ, અમારૂં ના સગુ કોઇ ! અહા !

વિના સ્વાર્થે અરે ! ભ્રાતા ! નથી કો' મિત્ર પણ થાતા;
 સબંધી હોય હર કોઈ, અમારૂં ના સગુ કોઈ ! અહા !

સગો છે શ્રીહરિ સાચો, અહા ! સૌ તેહને યાચો !
 જપીશું નામ સુખદાઈ, અમારૂં ના સગુ કોઈ ! અહા !



# ફરિયાદ !

—ગઝલ—

ફસાયો મોહના ફાંસે બચાવો ! કો' કનૈયાને !
સકળ ગોપી મળી ઘેર્યો છુડાવો ! કો' કનૈયાને ! ફસાયો.

અરે ! અવળી વહે ગંગા ! ન્હડે નીર નેવનાં મોભે !
ડુબે છે નાવમાં નદીઓ ! બતાવો કો' ! કનૈયાને ! ફસાયો.

પ્રથમ જે કૃષ્ણને દેખી અહા ! ઘેલી થતી ગોપી !
બન્યો તે ગોપીમાં ઘેલો ! જગાવો ! કો' કનૈયાને ! ફસાયો.

મધૂરી બંસીના નાદે ! સકળ કુરબાન તન કરતી' !
પડી શું બંધ એ બંસી ? જગાવો ! કો' કનૈયાને ! ફસાયો.

હતો નિર્લેપ જે યોગી ! બન્યો તે લુબ્ધ લલનામાં !
પરાધિન પિંજરે પેઠો ! ઉડાવો ! કો' કનૈયાને ! ફસાયો.

કનૈયો નિજને ભૂલી ! બન્યો સૌંદર્યનો બંદો !
અલૌકિક પ્રેમની બંસી ! સુણાવો કો' કનૈયાને ! ફસાયો.

કરે છે હાસ્ય સૌ ગોપી ! કનૈયાનું હૃદય રોતું !
કરાવી જ્યોતની ઝાંખી ! હસાવો કો' કનૈયાને ! ફસાયો.

કથે શંકર સિતમ વરસે ! સળગતી આગ અંતરમાં !
અખંડાનંદનું દર્શન કરાવો કો' કનૈયાને ! ફસાયો.



# રામ નામ રટવા વિષે.

( નિત્ય નિત્ય ભજીએ, ત્હારૂં નામ (૩) એ રાહ. )

રટ ! રટ ! મનવા ! રામ નામ, રામ નામ, રામ નામરે !
મનુષ્ય મણિ હવે ફરી ના મળે હોજી.
કાયા ને માયા ત્હારી, કાચનો કુંપોરે;
ફૂટી તૂટી જાશે તે તમામ, તે તમામ, તે તમામરે ! મનુ.
કો'ના ધન, ધામ, ધરા, સગાં સુત નાર સર્વે;
આખર ના આવે ત્હારે કામ, ત્હારે કામ, ત્હારે કામરે ! મનુ.
બાળપણું રમતાં ખોયું, યુવા મોહ લોભરે !
આવ્યો કાળ પાસે હાર્યો હામ, હાર્યો હામ, હાર્યો હામરે! મનુ.
સમજે સઘળું તું **શંકર** ! છતાં કેમ ભૂલેરે ?
જ્યારે ત્યારે ત્હારો એ અન્જામ! એઅન્જામ!એઅન્જામરે ! મનુ.



# સોજતરીયા બ્રધર્સ.

બુકસેલર્સ, પબ્લીશર્સ એન્ડ કમીશન એજન્ટસ.
ઠે. કુંભારચાલ, કુરરવાળા બીલ્ડીંગ ચાલ્ટ નં. ૨, મુંબઇ.

અમારે ત્યાંથી દરેક જાતનાં પુસ્તકો ઑર્ડર મળે વી. પી. થી રવાના કરવામાં આવશે. બહાર ગામના ઑર્ડરો ઉપર પુરતું અને તાકીદે ધ્યાન આપવામાં આવશે.

બુકસેલર તથા સામટી નકલો ખરીદનારને સારૂં કમીશન આપવામાં આવશે.

☞ લખો ઉપરના સીરનામે.



# મનને શિખામણ !

તોટક-છંદ-કક્કા વારી.

કરજે સદ્‌કામ સદા મન તું,
ખસજે નિચ કર્મ થકી દૂર તું;
ગણજે જગમાં સહુને સરખા,
ઘટમાં હરિ ધ્યાન ધરી હરખા ! ૧

ચળજે નવ નીતિ થકી કદીએ,
છળ ભેદ કરી જૂઠ ના વદીએ;
જશવંત થશે તુજ આવરદા,
ઝરણું ઝરશે સુખનાંજ સદા ! ૨

ટળશે તુજ આધિ ઉપાધિ અરે,
ઠરશે નવ રોગ કદી શરીરે;
ડરશે તુજથી નિચ નિર્ધનતા,
ઢગલા વળશે જ સદા ધનના ! ૩

તન ને ધન ધામ ધરા પળમાં,
થઇ જાય અલોપ ભૂમંડળમાં;
દશ શિષ ગયાંજ દશાનનનાં,
ધરી ગર્વ કદી મૂરખો બન ના ! ૪

નભમાં શશિ સૂર્ય અતિ ચળકે,
પરમેશ્વરની પ્રભુતા ઝળકે;

ફળ ફૂલ અને તરૂ મ્હાડ નદી !
બળવાન પિતા ન ભૂલાય કદી ! ૫

ભગવાન ભજે ભવ દુઃખ ટળે,
મન વાંચ્છિત સુખ હમેશ મળે;
યશ વૈભવને નિજ તેજ વધે,
રઘુનાથ તણું ધર ધ્યાન રૂદે ! ૬

લખ્યો રાખ શિખામણ અંતરમાં,
વણુસી વય જાય ભૂલો ફરમાં;
શક રાખ નહિંજ શિખામણમાં,
સહુ સત્ય કહું જુઠ તું ગણમાં ! ૭

હરિને ભજજે ! દુઃખ મુક્ત થવા,
ક્ષય પાપ થશે સઘળાં મનવા !
સમજે પણ શંકર કેમ ભૂલે ?
વય જાય વહ્યું તુજ વારિ તૂલે ! ૮

---

## મન પ્રત્યે !

( સુંદર શામળીયા નામ જપીશ નિત્ય તારૂં—એ રાહ. )

હે ! મનડા મૂરખા ! માન કહ્યું રજ મ્હારૂં;
નાહક ના ધૂળ ખા ! અરે ! થશે શું ત્હારૂં ? એ.
પાતાળે ચંચળ થઈ પેસે, મ્હાડ પર પળમાં જઇ બેસે,

આભની ખબરો પણ લેશે, પાણીમાં પણ સ્હેજ પ્રવેશે;
હરિ ભજવું નહિ ક્યારૂં ! ઓ મનડા મૂરખા !
ચેત! ચેત! અવસર આ જાયે, હરિ ભજવાથી દુઃખ દૂર થાયે,
માયામાં તું કાં લપટાયે ? 'શંકર'ની જો શિખ મનાયે;
તો ભજ ! પરમ કૃપાળુ ! ઓ મનડા મૂરખા !

## જીવડા જાગીને જો !

( પધારે પોપટ રાજા રામના--એ ર

જાગીને જો તું તો જીવડા, ઉંઘને કર અળગી;
આંખ ઉઘાડી થા ઊભો, આગ ચોમેર સળગી ! જાગી.
કામ ક્રોધ મોહ શત્રુએ, બંધ કીધી છે બા'રી;
બચીશ હવે કેમ આગમાં ? ભજ શ્રી ગિરધારી ! જાગી.
બાળપણે ભલે ના ભજ્યા, અજ્ઞાની ગણાયો;
મોટો થયો ત્યારે મૂરખા ! માયા નદીએ તણાયો ! જાગી.
મ્હારાં સગાં મ્હારાં છોકરાં, મ્હારૂં ધન મ્હારી નારી;
ભૂલો ભમે તું એમ કાં ? ત્હારો કુંજ બિહારી ! જાગી.
પાપના કીધા પોટલા, ત્હારી સાથે બંધાશે;
પુણ્યનું કર્મ કર્યું નથી, ત્હારી શી ગતિ થાશે ? જાગી.
બચવાની બા'રી એક છે, ભાવે ભજી લે મોરારી;
દીન 'શંકર'નો નાથ એ, લેશે તુજને ઊગારી ! જાગી.

# " રે ! રે ! તથાપિ તુજને નવ ભાન આવ્યું ! "

વસંતતિલકાવૃત.

જા ! જા ! ગમાર નર શું જગમાં કમાયો ?
પામ્યો અપાર ધન તું ઇશ ના ભજાયો;
લોભાન્ધ ને નફ્ટ થૈ વય તેં ગુમાવ્યું,
**રે ! રે ! તથાપિ તુજને નવ ભાન આવ્યું ! ૧**

હાકે હલાવ્યાઁ જગને વિરલા ગણાતા,
ધાકે ધ્રુજાવ્યાઁ જનને જમડા જણાતા;
ચાલ્યા ગયા ખબર કો' નવ તેની લાવ્યું,
**રે ! રે ! તથાપિ તુજને નવ ભાન આવ્યું ! ૨**

ખાતા હતા મગન થૈ મિષ્ટાન્ન ભાવે,
જાતા દીઠા જમપુરે નવ કો' બચાવે;
માટીતણું શરીર જૈ ધૂળમાં સમાયું,
**રે ! રે ! તથાપિ તુજને નવ ભાન આવ્યું ! ૩**

બાળાપણે રમતાં હરિને વિસાર્યો,
મ્હોટો થયો પણ નહિ જગનાથ ગાયો;
ચાલ્યું જશે જળ સમુ સરવે સુ આયુ,
**રે ! રે ! તથાપિ તુજને નવ ભાન આવ્યું ! ૪**

જેનો ઉચ્ચાર જન સૌ પડતો ઉપાડે,
જેનું અપાર ધન તે ન સમાય ગાડે;
વૉરંટ તે જન પરે જમડે બજાવ્યું,
રે ! **તથાપિ તુજને નવ ભાન આવ્યું** ! ૫

વાણી વદે વિમળ 'શંકર' આ સદાયે,
ટાળે ત્રિવિધ દુઃખ જો ઇશને ભજાયે;
સાથે મળે નવ કદી ધન જે જમાવ્યું,
રે ! રે ! **તથાપિ તુજને નવ ભાન આવ્યું** ! ૬



## ગાડું અધવચ અટક્યું !

( મુજ ના પડે પીયુ પ્યારા—એ રાહ. )

અધવચ ગાડું અટક્યું !—એ ટેક.

ભૂલી રાહ ભવે ભવ ભટક્યું, તૂટી ખીલીને જોતર સટક્યું;
લખ્યા લેખ પ્રમાણે લટક્યું. અધવચ.

અહંકારે આંતરીયું ગાડું, મોહ લોભ થયા વાટ પાડું;
ત્રણે સંપીને પાડયું ધાડું. અધવચ.

નહિ આધું કે પાછું જવાય, ગાડું ગાળામાં ઘુંચાય;
વ્હાલા વિઠ્ઠલ કરજો સહાય. અધવચ.

હવે એકે જડે નહિં આરો, ઝાલી હાથ ઓ નાથ ! ઉગારો !
છે 'શંકર' ને ભરૂસો ત્હારો. અધવચ.



# " ક્યમ ચાલશે ?"

ગઝલ સોરઠી—( હરિગીતમાં પણ ગવાશે. )

તેડું થયું કિરતારનું, માન્યા વિના 'ક્યમ—ચાલશે ?'
ઝાંખી થઇ જમદૂતની, જાવા વિના 'ક્યમ—ચાલશે ?'

જાવું મજલ મ્હોટી તહીં !
તૈયારી કૈં કીધી નહિં !
ભાથું ભર્યું ના સાથ કૈં !
ભાથા વિના 'ક્યમ—ચાલશે ?'

શણગાર ધારી અંગમાં !
રમતો ત્રિયાથી રંગમાં !
રામા ન આવે સંગમાં !
રામા વિના 'ક્યમ—ચાલશે ?'

મિત્રો મહીં તું મ્હાલતો !
ફક્કડ બની ફરતો હતો !
ના એકલો કૈં એ જતો !
સોબત વિના 'ક્યમ—ચાલશે ?'

સેવક તણા સહવાસમાં !
હુકમો કર્યા હુલ્લાસમાં !
નોકર મળે ના સાથમાં !
ચાકર વિના 'ક્યમ—ચાલશે ?'

સુખ ભોગનાં સાધન ઘણાં !
હાજર હતાં કૈં ના મણા !
અંતે ન કીધાં આપણાં !
તેના વિના 'ક્યમ—ચાલશે ?'

માયા અને મિલકત ખરે !
મુકી જવું પડશે-અરે !
નાણા નકામાં આખરે !
નાણાં વિના 'ક્યમ—ચાલશે ?'

પરમાર્થ તો પ્રીતે કરો !
ભક્તિ તણું ભાથું ભરો !
કલ્યાણ—કાયાનું કરો !
તેના વિના 'ક્યમ—ચાલશે ?'

---

## હે રાજન ! ત્હમારો અને અમારો પંથ ન્યારો છે !

—ગઝલ—

ત્હમે છો દેશના રાજા, અમે જંગલ વસાવ્યું છે;
ત્હમે અજ્ઞાનના તાબે, અમે તેને ફસાવ્યું છે !
ત્હમારે મ્હેલ ને માળા, બગીચા બાગ વસવાના;
અમે સુંદીર ગૂફા શોધી, તહાં જગનાથ જપવાના !

ત્હમે ગાદી અને તકિયા, તથા શય્યા વસાવી છે;
અમે તો પ્રેમથી પૃથ્વી, પરે કંથા બિછાવી છે !
ત્હમે મિષ્ટાન્ન ને મેવા, અતિશે સ્વાદથી જમતા;
અમે ફળ ફૂલ ખાનારા, નથી મિષ્ટાન્ન પર મમતા !
ધરી વસ્ત્રાભુષણ અંગે, ત્હમે મૉજો ઉડાવી છે;
શરીરે ભસ્મ ચોળીને, અમે કફની ન્હડાવી છે !
વિષય તમને અતિ વ્હાલો, વળી માયા તણા રાગી;
અમે તો મુક્તિને મોહ્યા, પ્રભુની ધૂન છે લાગી !
ત્હમે હર કામમાં નોકર, પરે હુકમ બજાવાના;
અમારા હસ્ત ને ચરણો, અમોને સ્હાય થાવાના !
સગાં ને મિત્રની સાથે, ત્હમોએ સ્નેહ રાખ્યો છે;
અમે જંગલ તણાં પક્ષી, પશુનો પ્રેમ ચાખ્યો છે !
સદા ચિંતા અને ભયમાં, તમોને શાન્તિ ના જરીએ;
અમે નિશ્ચિંત ને નિર્ભય, હરિનું ધ્યાન હા ! ધરીએ !
**ત્હમે રાજા મહારાજા, અરે ! તેમાં અમારે શું ?**
**નથી કંઈ લેવુ કે દેવુ, પછી પરવા લગારે શું ?**
ત્હમારો રાહ જૂદો છે ! અમારો પંથ ન્યારો છે !
ત્હમે છો ભોગના ભોગી ! અમોને યોગ પ્યારો છે !
ત્હમારો ભોગ છે રોગી, અમારો યોગ બળવાળો !
અમે જીવન સફળ કરીએ, ત્હમે આયૂ વૃથા ગાળો !

---

વૈરાગ્ય-કાવ્ય સમાપ્ત.

રાજા અને યોગી ! (પેજ ૧૩૪.)



“ત્હમે રાજા મહારાજા અરે! તેમાં અમારે શું ?
નથી કં લેવુ કે, દેવું, પછી પરવા લગારે શું ?”
“મણિકાન્ત.”

## નળદમયંતી વનવાસ (અસ્તોદય). ( પેજ ૧૩૯ )



"કરમ ત્હારી કળા ન્યારી, હજારોને નચાવે છે !
ચ્હડે જે ચક્કરે ત્હારા, ઘણું ત્હેને ભમાવે છે!"

"મણિકાન્ત."

A 3011 L. A. P. W. ૨૨

# પ્રસ્તાવિક-કાવ્ય



—ગઝલ—

કરમ ! ત્હારી કળા ન્યારી ! હજારોને નચાવે છે !
ચ્હડે જે ચક્કરે ત્હારા ! ઘણું ત્હેને ભમાવે છે ! ક૦
હતો જે કાલ ભીખારી બને ધનવાન તે આજે !
અહા ! ધનવાનને પળમાં ભગી ભીક્ષા મગાવે છે ! ક૦
હજારો મોજ જે કરતા મહારાજા કહેવાતા !
તજાવી મોજ ત્હેને તું અહા ! બાવા બનાવે છે ! ક૦
લગનનાં વાગતાં વાજાં ! ગવાતાં ગીત વ્હીવાનાં !
અરે ! એ ઘેર તું પળમાં મરણ પોકો પડાવે છે ! ક૦
નહિ કૈં વાત જે સમજે અભણ જ્યાં ત્યાંજ અથડાતો !
બનાવી જ્ઞાનિ તું ત્હેને અતિ ઊંચે ચ્હડાવે છે ! ક૦
સુવાસણ હોય જે નારી પતિની પ્રાણથી પ્યારી !
અરે ! વિધવા બનાવીને બિચારીને રડાવે છે ! ક૦
બનાવે યોગીને ભોગી ! કરે બળવાનને રોગી !
નીચાની ઊંચના પાસે ગુલામી તું કરાવે છે ! ક૦
ઘડીમાં તું રડાવે છે ! પલકમાં હા ! હસાવે છે !
કથે શંકર તું ફંદામાં સકળ જગને ફસાવે છે ! ક૦

"મણિકાન્ત."

# કુદરતને !

—ગઝલ—

અરે ! ઓ કારમી કુદરત ! તને અવળું સુઝયું કયાંથી ?
સુધાર્યું હોત તો સુધરત ! તને અવળું સુઝયું કયાંથી ?
સુશોભિત ને સુગંધી છે છતાં કાંટા ગુલાબે કાં ?
મહા ખેંચાણુ મુકયું છે અયે ! કુદરત શરાબે કાં ?
ભર્યું ત્રણુ ભાગમાં પાણી જમિન તો એક ભાગે છે !
છતાં જળ છે બધું ખારૂં ! કહે એ ઠીક લાગે છે ?
રૂડો રજની તણો રાજા કલંકિત ચંદ્ર કાં કીધો ?
બનાવ્યો કેમ ક્ષય રોગી ? અરે ! અપવાદ કાં દીધો ?
મનોહર કંઠની કોયલ કરી કાં તેહને કાળી ?
બનાવ્યો બાગ રૂપાળો કાં ? તને કો' ના શકયું ખાળી ?
સુગંધી યુક્ત કસ્તુરી અહા ! કાળી કરી કુદરત !
સફેદી છે છતાં કાંદે અરે ! બદબો ભરી કુદરત !
પુરા પ્રેમી પપૈયાને તૃષાતુર કેમ રાખે છે ?
કરે દરકાર ના ત્હેના પરે તું રે'મ રાખે છે !
નથી પીનાર કો' પાણી ભર્યાં મીઠાં સરોવર જ્યાં !
અરે ! કૈં દેશ છે એવા પુરૂં પાણી મળે ના ત્યાં !
ગુન્હો શું છે ? ઘુવડનો તે, દિવસમાં ના શકે દેખી !
હળાહળ ઝેર છે જેમાં સફેદી સોમલે મૂકી !
ઘણા છે દાખલા એવા ! ગણાવું શું તને કુદરત ?
અજબ ફાંટા અરે ! ત્હારા ! જણાવું શું ! તને કુદરત ?

# દાનો કે દિવાનો ?

—ગઝલ—

દિવાનાને તમે છેડી ! નકામા શિર ફોડો છો ?
અમારા ઝખ્મના ટાંકા તમે શા માટ તોડો છો ? દિ.
દિવાની છે બધી દુનિયાં દિવાનો અન્યને ધારે !
સમજ વણુ પારકી પોથી સબબ વણુ કેમ છોડો છો ? દિ.
દિવાના હાલ આ સાથી ? અમારૂં દિલ જાણે છે !
પરાઇ પીડ સાંભળવા તમે કાં જીવ જોડો છો ? દિ.
ઝખમ ઝેરી કટારીનો ! પિછાને છે પડયો જેને !
દિશા દેખ્યા વિના જે તે દિશાએ કેમ દોડો છો ? દિ.
અમારા કષ્ટની કા'ણી સૂણીને શું તમે કરશો ?
અરે ! એ યાદને આપી પડેલાને પછાડો છો ! દિ.
છતાં ઈચ્છા તમારી છે અમારો હાલ સાંભળવા !
કહું ટુંકાણુમાં કા'ણી મગર બાજી બગાડો છો ! દિ.
અરેરે ! ! એ કથા કે'તાં જીગર મ્હારૂં બળી જાશે ?
અધૂરી વાત એ રે'શે ભલા કાં દિલ લગાડો છો ? દિ.
સૂણી શાણા દિવાનાની કથા દિલમાં દયા ધરજે !
અરે ! વાજીંત્ર તુટેલું ! તમે વીરા વગાડો છો ! દિ.

*   *   *   *

અમારો પ્રેમનો તંતુ ! અરે ઓ ભાઇ ! તુટયો છે !
ભરેલો કુંભ અમૃતનો ! અરેરે ! ! હાય ફુટયો છે !

ખરે ! તે રોજથી અક્કલ ખજાનો છેક ખૂટયો છે !
અમારા દિલનો ઘોડો કરી તોફાન છૂટયો છે !

*   *   *   *

પ્રભુ એ પ્રેમની દેવી ! ભલી દિલબર મ્હને દીધી !
પતિ ભક્તિ તણો હૈયે હતો હા ! મિષ્ટ વારિધિ !
ભરીને પ્રેમની પ્યાલી ! હતી મ્હેં પૂર્ણ ના પીધી !
અરે ! ઝાલીમ જમડાએ ઉપાડી તેહને લીધી !

*   *   *   *

નિરખજો આ દિવાનાને નયનમાં નીર–આવે છે !
હવે ફાટે હૃદય મ્હારૂં ! અરે રે !! ફેર–આવે છે !
કહી હું ના શકું કો'ણી 'દિવાની' લ્હેર–આવે છે !
કલેજું કત્લ કરવાને જુઓ ! સમશેર–આવે છે !

*   *   *   *

પધારો ! પ્રેમની દેવિ ! અહા ! પુષ્પે વધાવું છું !
અમારો પ્રેમ છે કેવો ? હૃદય ખોલી બતાવું છું !
અરે ! પણ તું નથી પાસે પછી કો'ને જણાવું છું ?
કબરમાં તું સબર કરજે ! ખબર લેવાજ આવું છું !

*   *   *   *

દિવાનો એટલું બોલી હસ્યો હી ! હી ! અને નાઠો !
દિવાનાને રડાવી મ્હેં ! અનુભવ મેળવ્યો માઠો !
અવલની યાદ આપીને હૃદય ત્હેનું દુખાવ્યું મ્હેં !
હવે પસ્તાઉં છું પૂરો ! અરે ! આ શું બનાવ્યું મ્હેં ?

*   *   *   *

—દોહરો—

અંતરના આઘાતથી, મસ્તિક ભ્રમ જો થાય;
દિવાનો દુનિયાં કહે, વૃથા જીંદગી જાય.

## મ્હારી મીઠી કોયલનું મ્હોત !

—ગઝલ—

સુકોમળ કંઠની કોયલ' સુણાવી રાગ રમતી'તી !
બિચારી બાગ ભમતી'તી ! અરે ! ઘાયલ કરી કોણે ?
ન કો'ને દુઃખ તે દેતી ! ન કો'નુ નામ તે લેતી !
છતાં નિર્દોષ પર ગોળી ! અરે રે !! વાપરી કોણે ?
કરી ઉત્પન્ન કિરતારે ! હતી ના કોઇને ભારે !
તથાપિ તેહને હણુવા ! અરે ! હિંમત કરી કોણે ?
દુઃખી આ દિલ મ્હારાને, અહા ! આરામ દેતી'તી !
મધુરૂં ગાન ગાતી'તી ! ગુણી ગાયક હરી કોણે ?
હતો હું તેહનો આશક ! મીઠી મોહક હતી મ્હારી !
મ્હને નારાજ કરવાની, કબુદ્ધિ એ કરી કોણે ?
અહા ! આંબા તણી ડાળે ! મનોહર ટૌકતી માળે !
ધડાકે ભોંય પાડી પાપની પ્યાલી ભરી કોણે ?
નહિં કોયલ વિના ચાલે, હવે આનંદ કો આલે ?
અમારા પ્રેમની દોરી, અરેરે !! કાતરી કોણે ?
અરે ! કો' આંહીં આવોને ! સિતમગરને બતાવોને !
કરૂં શિક્ષા સિતમની હું ! હવે ઘેલો બન્યો છું હું !

# " બળી એ નોકરી કરવી ! "



—ગઝલ—

કદર જ્યાં થાય ના કૈં એ, બળી એ નોકરી કરવી !
પુરા પરતંત્ર જ્યાં થઇએ, બળી એ નોકરી કરવી ! કદર.

સગું વ્હાલું તજી દીધું ગમન પરદેશમાં કીધું;
છતાં ના સુખ પય પીધું, બળી એ નોકરી કરવી ! કદર.

કરી નિજ શેઠની સેવા, જપ્યા ના લેશ જગદેવા;
રહ્યા જેવા હતા તેવા, બળી એ નોકરી કરવી ! કદર.

મળે દશ બાર કે પંદર, વીશીનું ખર્ચ પણ અંદર;
રખડવું કોટ ને બંદર, બળી એ નોકરી કરવી ! કદર.

હશે જે શેઠના સાળા, નહિં કૈં કામ કરનારા;
મફતનો માલ ખાનારા, બળી એ નોકરી કરવી ! કદર.

ખુશામત શેઠની કરતા, સલામો દર કદમ ભરતા;
બનીને બેફીકર ફરતા, બળી એ નોકરી કરવી ! કદર.

ઝપાટામાં જમી લઇએ, નિયમસર નોકરી જઇએ;
છતાં ઠપકો અતિ ખઇએ, બળી એ નોકરી કરવી ! કદર.

મળે ના પેટને પુરતું, હૃદય તેથી રહે ઝુરતું;
અરે ! એ ચાકરી તજ તું ! બળી એ નોકરી કરવી ! કદર.

રજા ના કો' સ્થળે જાવા, હુંકારા શેઠના ખાવા;
ભલે એથી બનો બાવા, બળી એ નોકરી કરવી ! કદર.
મળે ફુરસદ નહિં જરીએ, કઠણ થૈ કામ સૌ કરીએ;
છતાં ના આપદા હરીએ, બળી એ નોકરી કરવી ! કદર.
ધરમ કે, ધ્યાન ના થાયે, દિવસ સૌ કામમાં જાયે;
છતાં જો શેઠ ના ચાહે, બળી એ નોકરી કરવી ! કદર.
ચિવટથી ચાકરી ચ્હડીએ, પરાધિન પિંજરે પડીએ;
છતાં જો રોદણાં રડીએ, બળી એ નોકરી કરવી ! કદર.
થયા પરતંત્ર તન તોડી, જુવાની ઝેરમાં જોડી;
છતાં ના પાસ રહી કોડી, બળી એ નોકરી કરવી ! કદર.
મળે સર્વિસ સરકારી, અગર કો' રાજ્ય દરબારી;
ખુશામતની બધે સ્વારી, બળી એ નોકરી કરવી ! કદર.
અધીકારી : કંઇ એવા, વસીલાની કરે સેવા;
ખુશામતના જમે મેવા, બળી એ નોકરી કરવી ! કદર.
ખુશામતખોર જન જ્યાં છે, સુખો 'શંકર' બધાં ત્યાં છે;
કદર તો કામની ક્યાં છે ? બળી એ નોકરી કરવી ! કદર.

---

( ૧૪૬ )

# કિસ્મતનો આંક !



—ગઝલ—

નજુમી જોષી પાસે જે,
બતાવ્યો જોષ કિસ્મતનો !
"તમોને દ્રવ્ય મળશે કૈં,
જગાડો જોસ"–કિસ્મતનો !

અહા ! કિસ્મત જગાવાને,
ભરી ટીકીટ ડરબીની !
અરે ! ઘોડો નહિં લાગ્યો,
થયો જ્યાં રોષ–કિસ્મતનો !

રમ્યા કૈં જાતની સરતો,
જુગારી જીંદગી ગાળી !
કરી સટ્ટો અતિશે હા !
તપાસ્યો કોષ–કિસ્મતનો !

ઘણા ધંધા કર્યા એવા,
છતાં ના પાસ થઇ કોડી !
પછી અપવાદ દે કો'ને ?
બધો છે દોષ–કિસ્મતનો !

નજૂમી જોષોં સૌ જૂઠા,
　　　　ચ્હડાવે આશ ચગડોળે !
વિભૂ વિણ "આંક" જોનારો,
　　　　ન કો' ખાહેશ-કિસ્મતનો !

# ચાલૂ જમાનાનો " સુધારો ! "

—ગઝલ—

જમાનો વહિ ગયો જૂનો, અરે ! ફેશન વિના સૂનો;
　　અમોને શૉખ પ્યારો છે ! અમારો એ 'સુધારો' છે !
ગમે ના પાઘડી જરીયે, શિરે ટોપી ધરી ફરીયે;
　　જુનો ધારો અકારો છે ! અમારો એ 'સુધારો' છે !
વિના દર્દે ધર્યો ચસમો, ભલે આંખે પડે વસમો;
　　સુનેરી ફ્રેમ વાળો છે ! અમારો એ 'સુધારો' છે !
ભલે ઘરમાં નથી ખાવા, ભલે બાપા બને બાવા;
　　નવિન પોષાક પ્યારો છે ! અમારો એ 'સુધારો' છે !
ગમે ના જ્ઞાનનાં પોથાં, નકામાં એ બધાં થોથાં;
　　સરસ શૃંગાર પ્યારો છે ! અમારો એ 'સુધારો' છે !
નથી કિરતાર જેવું કૈં, ભૂલી ભટકી મરે છે કૈં;
　　વકુફ વણુ એ વિચારો છે ! અમારો એ 'સુધારો' છે !

પુરાણો શાસ્ત્ર છે ખોટાં, નકામાં ખાય સૌ ગોથાં;
ધરમ ખાલી ધખારો છે! અમારો એ 'સુધારો' છે!

પૂજા ને સ્નાન સંધ્યાનું વળી પરમાર્થ કરવાનું;
નકામો એ કૂટારો છે! અમારો એ 'સુધારો' છે!

ગમે ના ઘર મહીં ખાવું, સદા હૉટલ વિષે જાવું;
તહાંનો સ્વાદ સારો છે! અમારો એ 'સુધારો' છે!

ગમે તે જ્ઞાતિનું ખાવું, અરે! એંઠું જૂઠું કેવું?
ખરે! ખોટા વિચારો છે! અમારો એ 'સુધારો' છે!

ફરીશું ફાંકડા ફક્કડ, અભિમાને અતિ અક્કડ;
વિનયનો તો ઉધારો છે! અમારો એ 'સુધારો' છે!

ચ્હડાવી બૂટને મોજાં, ફરીશું બાગ વાડીમાં;
ભજન ખાલી લવારો છે! અમારો એ 'સુધારો' છે!

મરાવી શૅક બૈરીને, જશું નાટક તમાસામાં;
સુધારાનો વધારો છે! અમારો એ 'સુધારો' છે!

અહાહા!! બ્રાન્ડીને બીડી, અમારી સ્વર્ગની સીડી;
પીએ ના તે ગમારો છે! અમારો એ 'સુધારો' છે!

અનીતિમાં મઝા જેવી, નીતિમાં ના મળે એવી;
કહે કો' એ કુધારો છે? અમારો એ 'સુધારો' છે!

પિતા માતા તણે તાબે, રહેવું એ કહ્યું કોણે?
પ્રિયાનો પ્રેમ પ્યારો છે! અમારો એ 'સુધારો' છે?

અમે તો પ્યારમાં ઘેલા, ચતુરોના બન્યા ચેલા;
ગુરૂજી એ અમારો છે ! અમારો એ 'સુધારો' છે !
ગરીબો છેક છે હલકા, નથી મિત્રો થવા જેવા;
અમારો રાહ ન્યારો છે ! અમારો એ 'સુધારો' છે !
તમોને જે કહી વાતો, સુધારા જુજ છે એ તો;
હજુ બીજા હજારો છે ! અમારો એ 'સુધારો' છે !

* * * *

કહે **શંકર** તમો જેવા, અરે ! દુનિયાં ડુબાવાના;
અમારો જે કુધારો છે ! તમારો તે 'સુધારો' છે !



## સુધરેલાનો સંતાપ !

—ગઝલ—

સુણો સાથી સુધારાના ! અરે ! સૌ આંહિ આવોને;
તમારા ભાષણે ભૂલ્યો, હવે રસ્તો બતાવોને ! સુણો.
તમારા રાહ પર ચાલી, સુધારો ઘર વિષે ઘાલી;
પીધી મ્હેં ઝેરની પ્યાલી, તમે તેથી બચાવોને ! સુણો.
પ્રિયાનાં પોલકાં લાવી, નવીન પોશાક પહેરાવી;
ગરીબી ઘર વિષે આવી, હવે તેને હઠાવોને ! સુણો.
પ્રિયા ઘરકાજને છોડી, ચઢાવી બૂટની જોડી;
હવા ખાવા જતી દોડી, કહે "નોકર વસાવોને !" સુણો.

" નથી હું કાંઇ ભઠીયારી, નથી કૈં કામ કરનારી;
હવે હક્કદાર હું નારી, નિયમસરનું બજાવોને ! સુણો.
સુધારો આપણે માથે, નહિ ખાવા કરૂં હાથે;
પિયૂજી રાંધવા માટે, રસોયો એક લાવોને ! સુણો.
સુશોભિત ડ્રેસ લાવોને, સરસ ચશ્માં અપાવોને;
હુકમ મ્હારો બજાવોને, મડમ મુજને બનાવોને ! સુણો.
જવું ફરવા પગે ચાલી, સુધારાની નહિં વ્હાલી;
દિયો એ આપદા ટાળી, સરસ સાઇકલ અપાવોને ! સુણો.
બનું હું રાયની રાણી, જવું નાટક વિષે જાની;
ટિકિટ લાવો તમાસાની, સુધારાને વધાવોને ! સુણો.
ઘણું છે કામ તમ માથે, તમે ના આવશો સાથે;
ફુલાજી ફ્રેન્ડને માટે, ટિકિટ બીજી મગાવોને ! સુણો.
અદેખા શું બનો એમાં ? ફુલાજી સાથ છે તેમાં;
સુધારો છે રહ્યા જેમાં, જરા વિશ્વાસ લાવોને ! સુણો.
સુધારાના થયા સાથી, પછી ખટપટ કરો આ શી ?
કરે અજ્ઞાનિયો હાંસી ! કુધારાને હરાવોને ! " સુણો.
સુધારો આ જુઓ યારો ! તમોને જે અતિ પ્યારો !
હવે લાગે મને ખારો ! ભલે ભપકો બતાવોને ! સુણો.
ખરચ પોષાય ક્યમ આવું ? મુસારો સાઠનો લાવું;
પ્રિયાને કેમ સમજાવું ? જરા યુક્તિ જણાવોને ! સુણો.
રસોયો ક્યાં થકી રાખું ? હૃદયનું દુઃખ ક્યાં દાખું ?
નિસાસા હાય ! હું નાખું, દયા દિલમાં ધરાવોને ! સુણો.

છકેલી કૈં થઈ નારી, જરાએ લાજ ના ધારી;
 પતિ તો શાક તરકારી ! પતિવ્રત તો પળાવોને ! સુણો.

લજાવ્યા તાતને કૈંએ, બનાવ્યા ભ્રાતને કૈંએ;
 ડુબાવ્યું કુળ હા ! કૈંએ, ભલે દિલને મનાવોને ! સુણો.

નિયમસર છુટ છે સારી, નિયમસર કેળવો નારી;
 નિયમસરની બલીહારી ! નિયમસર સૌ ચલાવોને ! સુણો.

સુધારો ! એ તમારો તો, ભલે તમને મુબારક હો !
 અરે ! પસ્તાઉં છું પૂરો ! પ્રભુ તેથી બચાવોને ! સુણો.

* * * *

સુણી શંકર કહે " શાણા ! ભવાડા આ સુધારાના !'
સુણી ના કોપશો પ્યારા ! અરજ દિલમાં ઠસાવોને !" સુણો.

---

## પરપોટા પેઢી યા બેંકના મેનેજરની મનોભાવના !

—ગઝલ—

અમે પેઢી ઉઘાડી છે ! મઝા મોજો ઉડાવાને !
 અમોએ બેંક કાઢી છે ! ગરીબોને રડાવાને ! અમે.

તમારા રૂપિયા લાવો ! જમે અમ બેંક મંડાવો !
 અમે હાજર છીયે આવો ! હુકમ માથે ચ્હડાવાને ! અમે.

સુભાષિત શબ્દ ભાખીશું, તમારૂં દ્રવ્ય રાખીશું;
મઝાનું વ્યાજ આપીશું, પછી પોકો પડાવાને ! અમે.
અમો મોટર વસાવીશું, નવી બિલ્ડીંગ બનાવીશું;
પૂરો ભપકો બતાવીશું, પ્રથમ પૈસા કઢાવાને ! અમે.
બનીશું ફાંકડા એવા ! **નવલશા હીરજી** જેવા !
કરીશું કૈંકના દેવા ! ઘરેણાં તો ઘડાવાને ! અમે.
પુનાની રેસમાં જઇશું, જુગારે દોકડા દઇશું;
અજબ સટ્ટો ઉઠાવીશું ! અહા ! કિસ્મત લ્હડાવાને ! અમે.
બનીશું મીલના માલિક, હજારોના થશું પાળક;
મુકીશું મીલને ગીરો, નગદ નાણાં કઢાવાને ! અમે.
કરીશું કુંપની ઉભી, ખરેખર ! વાપરી ખૂબી !
અમે શૅરો ભરાવીશું, સબંધીને ફસાવાને ! અમે.
ડબલ શૅરો બનાવીશું, પ્રજામાં તે ખપાવીશું;
ખુશીથી વ્યાજ આપીશું, સુખે મૂડી પચાવાને ! અમે.
કરીશું હાથને કાણા, ભરીશું ફંડમાં નાણાં;
સખી શ્રીમંત છે એવું, જગતને તો જણાવાને ! અમે.
અમારી ધારણા એવી, સખાવતમાં રકમ દેવી;
થવું **સર નાઇટ** કે, **જે. પી.** અહા ! મ્હોટા મનાવાને ! અમે.
અહાહા ! ! પાર્ટિઓ આપી, વિગત છાપા વિષે છાપી;
જશે-જશ જગ વિષે-વ્યાપી, પૂરા પ્રખ્યાત થાવાને ! અમે.
ટિલાં તાણી ભગત થૈશું, હવેલી મંદિરે જૈશું;
વસૂ પરમાર્થમાં દૈશું, મહા ધર્મી ગણાવાને ! અમે.

બનીશું કૈંકના ત્રસ્ટી ! બગાડીશું પછી દ્રષ્ટિ !
  હજમ મૉલકત કરીશું તે ! અહા ! રાંડો નચાવાને ! અમે.

અવલથી વાપરી અક્કલ, પ્રિયાના નામ પર મિલકત;
  ન્હડાવીશું નહિં હરકત ! હુન્નરોને હરાવાને ! અમે.

અમારો ધીકતો ધંધો ! ધિરજ ધારી ધૉકાવીશું !
  તગાદો બહુ થશે ત્યારે ! દેવાળાને દૉપાવીશું ! અમે.



# પરપોટા બેંકના મેનેજરનો ભવિષ્યમાં ભુસકો !



મનહર—છંદ.

( ૧ )

આવો મ્હારા મ્હેરબાન ! છાની વાત ધરો કાન;
  ખીસ્સાં ખાલી છે તે માટે, બેંક તો ઉઘાડીશું !

ડિરેકટરો મ્હોટાં મ્હોટાં, પુછડાંવાળા શોધીને;
  મ્હોટી મ્હોડી આશા આપી, નામ તો ઘુસાડીશું !

જાહેર ખબરો મીઠી મીઠી પેપરોમાં આપી;
  શૅરો લેવા માટે બસ જગતને જગાડીશું !

લાગ વગ વાપરીને શૅરોને ખપાવા માટે;
  દલાલો રોકીને તેને એ કામે લગાડીશું ! !

( ૨ )

વ્યાજે નાણાં ધીરવાની કૈંકને આશાઓ આપી;
થોડા ઘણા શૅર લેવા તેને લલચાવીશું !
બાકીના વધેલા શૅરો જેને તેને ગળે ઘાલી;
હુંડીઓ લખાવી લઇ ગાડું ગબડાવીશું !
ખોટે નામે નાણાં લખી પછી તે નાણાં વિષેશી;
ડિરેકટરો તણા નામે શૅર તો ચડાવીશું !
ગોટાળા પીંડાળા વાળી શૅરનો નીકાલ લાવી;
ભરાએલી થાપણ હા ! મ્હોટી બતલાવીશું ! !

( ૩ )

જમે નાણાં ખેંચવાને ડિપોઝીટ ખાતાં ખોલી;
બાંધી મુદતોનું વ્યાજ મ્હોટું હા ! ઠરાવીશું !
ગરીબ નોકર વર્ગ, યાને રાંડીરાંડો માટે;
સેવીંગ ખાતું ખોલીને, નાણું ત્યાં ભરાવીશું !
ચાલુ ખાતાં લાગવગ વાપરી વધારવાના;
હરીફ બેંકોને ઘરી હીમ્મત હરાવીશું !
બહાર ગામ તણું નાણું બારોબાર ખેંચવાને;
અનેક શાખાઓ ખોલી વસુલ કરાવીશું ! !

( ૪ )

જામીનગીરી યા ઠામ ઠેકાણું તપાસ્યા વીના;
અમારૂં ખીસ્સું ભરીને હુંડીઓ સ્વીકારીશું !

અમારા પોતાના માટે બીજે નામે નાણાં લખી;
ઘાલખાદ ખાતે પછી છેવટે ઉધારીશું !

સગાં સ્નેહી મીત્ર વર્ગ સર્વને હુંડી ધીરીશું;
નાદાર બનાવી તેને જોખમ ઉતારીશું !

ડિરેક્ટરો અગર કો' વાંધો ના ઉઠાવે માટે;
ખોટે નામે નાણાં ધીરી તેમને સુધારીશું !!

( ૫ )

ચાંદી, રૂ, મોતી, શેરોનો સટ્ટો ખૂબ ખેલવાના;
અન્યને નામે ઉધાર, જમે બતલાવીશું !

નફો જો થશે તો અમે તે ખીસ્સામાં મુકવાના;
ખોટ જશે ત્યારે બસ ! બેંકને રડાવીશું !

ગાડી ઘોડા મોટરમાં, મઝા કરવાના અમે;
બાયડીના નામે મ્હોટી, મિલકત ચઢાવીશું !

મ્હોટાઇનાં કામ કરી, મ્હોટામાં ખપીશું અમે;
પારકી મુડીએ મૉજ અહાહા !! ઉડાવીશું !!

( ૬ )

ખોટાં ખોટાં સરવૈયાં બહાદુરીથી બહાર પાડી;
ખોટ હશે પણ મ્હોટો, નફો હા ! જણાવીશું !

શૅર હોલ્ડરોને સારૂં વ્યાજ આપી પતાવીશું;
બોનસ વ્હેંચી તેઓને, મૂરખા બનાવીશું !

અનામત ફંડ મ્હોટી રકમનુ બતલાવી;
બેંક છે સદ્ધર એવું દીલમાં ઠસાવીશું !
સીન્ડીકેટ કરી ભાવ શૅરના વધારી દૈશું;
હીમ્મત રાખીને બધી આફતો હઠાવીશું ! !

( ૭ )

આપણા કહ્યામાં રહે, એવા ઑડીટરો રાખી;
તેનુ મન મનાવીને કામ તો કરાવીશું !
પ્રજાના વિશ્વાસ માટે, ખોટું ખરૂં સમજાવી;
ચોપડા તપાસ્યા કેરૂં બીલાડું ખેંચાવીશું !
ભાગીદારો ભીખ માગે, લેણદારો પોક મુકે !
તેની દરકાર અમે લેશ ના ધરાવીશું !
ભોપાળું જણાતાં લેવા લેણદારો આવશે તો;
બંધ કરી બેંક પછી, નાદારી નોંધાવીશું ! !

## " ફુકાયો વા હવાળાનો ! "

( સને ૧૯૧૩. )

—ગઝલ—

જુઓ ! જ્યાં ત્યાં પ્રસરનારો ફુકાયો–વા–હૅવાળાનો !
હૃદય ભયભીત કરનારો, ફુકાયો–વા–હૅવાળાનો ! જુઓ.
હજારોને હવા લાગી, ભડાભડ પેઢિયો ભાગી;
ઇજ્જતપર ડાઘ દેનારો, ફુકાયો–વા–હૅવાળાનો ! જુઓ.

પડી છે બંધ કંઇ બેન્કો વસાયાં બારણે તાળાં;
સકળની હામ હરનારો, ફુકાયો–વા–દેવાળાનો ! જુઓ.
હતી બાંધી અરે ! મૂઠી, ઝવેરી કંઇ ગયા તૂટી;
ધનીકોને ધ્રુજવનારો, ફુકાયો–વા–દેવાળાનો ! જુઓ.
ગયા ભાગીજ ઘીવાળા, વળી તે સાથ રૂવાળા;
અરે ! ચોપાસ ફરનારો, ફુકાયો–વા–દેવાળાનો ! જુઓ.
દલાલો શૅરના ડુલ્યા, ભરમ બાંધ્યા બધા ખુલ્યા;
ભરૂસાને ભરડનારો, ફુકાયો–વા–દેવાળાનો ! જુઓ.
ગયા છે ભાવ હા ! ગગડી, અરેરે !! શૅર, મોતીના;
નથી દેનાર લેનારો, ફુકાયો–વા–દેવાળાનો ! જુઓ.
અધીરા કૈં થયા લોકો, ઉપાડી કૈં ગયા નાણાં.
નથી વ્હેપાર વધનારો, ફુકાયો–વા–દેવાળાનો ! જુઓ.
"ફલાણી બેંક તૂટે છે, ફલાણો શેઠ ખૂટે છે;
ઉપાડો રૂપિયા યારો !" ફુકાયો–વા–દેવાળાનો ! જુઓ.
"ફલાણો ભાગવાનો છે," બુમો દરરોજ ઊઠે છે;
અતિ ઉત્પાત કરનારો, ફુકાયો–વા–દેવાળાનો ! જુઓ.
ઘસાયાં કૈંકનાં નાણાં, ગરીબો પોક મૂકે છે;
રહ્યો ના એક જ્યાં આરો, ફુકાયો–વા–દેવાળાનો ! જુઓ.
બન્યા બે હાલ કૈં લોકો, ગુમાવી ગાંઠની મૂડી;
રિબાવીને રગડનારો, ફુકાયો–વા–દેવાળાનો ! જુઓ.
બિચારી કૈંક વિધવાઓ, રડે છે પોક મૂકીને;
નિસાસા લાખ લેનારો, ફુકાયો–વા–દેવાળાનો ! જુઓ.

બન્યા બેચેન ધનવાનો, નિરાંતે નિંદ ના આવે;
ફકીરી હાલ કરનારો, કુકાયો–વા–દેવાળાનો ! જુઓ.
દિવાળીના ગયા દા'ડા, છતાં હોળી હતી હૈયે !
ફજેતીમાં ફસવનારો, કુકાયો–વા–દેવાળાનો ! જુઓ.
અરે ! શયતાન સટ્ટાએ, લગાડયો દવ દેવાળાનો !
ગરીબો પર પડે મારો, કુકાયો–વા–દેવાળાનો ! જુઓ.



## વાંઢાની વિનંતી !

--ગઝલ--

દયાળુ દીકરીવાળા ! દયા વાંઢા પરે લાવો !
દુઃખી છે જીંદગી મ્હારી, કૃપાળુ કોઇ પરણાવો ! દયાળુ.
સુનું ઘરબાર મ્હારૂં છે, વિના નારી અકારૂં છે;
પરણવું પ્રાણ પ્યારૂં છે, હવે ના લેશ તરસાવો ! દયાળુ.
સકળ લોકો કહે "વાંઢો" ! ભરૂસો તેહનો છાંડો;
કહે છે લોક કૈં ગાંડો, તપેલાને નહિં તાવો ! દયાળુ.
સગુ ના કોઈ સંગાથે, અરેરે ! ! રાંધવું હાથે;
વળી ઘરકામ તે સાથે, કરૂં હું કેમ બતલાવો ! દયાળુ.
કડાકુટ ઘર તણી કરવી, નિયમસર નોકરી ભરવી;
નથી નવરાશ બે પળની, કરૂં કો'ના પરે દાવો ! દયાળુ.

હૃદયની વાત કયાં કરવી ? પ્રીતી પ્યાલી કહાં ભરવી ?
ધીરજ તો કયાં સુધી ધરવી ? નિવેડો તેહનો લાવો ! દયાળુ.
પ્રિયાનાં સ્વપ્ન આવે છે, મ્હને મોજી બનાવે છે;
પ્રભાતે તે સતાવે છે, દયા તો કોઈ દરશાવો ! દયાળુ.
પિતા સૌ દ્રવ્યને ચ્હાયે, સુતા ધનકાજ વેચાયે;
અછત કન્યા તણી થાયે, કુધારો કોઇ અટકાવો ! દયાળુ.
પૂરો પૈસો નથી પાસે, અરેરે ! ! કેમ પરણાશે ?
કુંવારી જીંદગી જાશે, કરૂં દરરોજ પસ્તાવો ! દયાળુ.
સુતાનું દ્રવ્ય લેનારા ! સુણો તમથી કસઇ સારા;
તમો પર શ્રાપ છે મ્હારા ! હૃદયમાં લાજ કૈં લાવો ! દયાળુ.
અહો ! કન્યા તણા વાલી ! પિવાડો પ્રેમની પ્યાલી;
અરેરે ! ! દુઃખ દ્યો ટાળી, લઊં સંસારનો લ્હાવો ! દયાળુ.
વિનંતિ આ સુણો મ્હારી, ગયો છું હામ સૌ હારી;
બનાવો કોઈ ઘરબારી, નહિં તો હુ બનું બાવો ! દયાળુ.

* * * *

કહે શંકર બિચારા રંકને ના દાદ કો' દેતું !
પિતા જ્યાં દ્રવ્યના લોભી, પછી ફરિયાદ કો' લેતું ! દયાળુ.

# "રે! રે! દયાળુ દૈવ ત્હેં! મમ કર્મ કાં આવું ઘડયું?!!"

### હરિગીત છંદ.

સુખ મેળવ્યું મેં કંઇજ ના, બળતું હૃદય મ્હારૂં સદા,
ધન ધાન્ય ને ઘરબાર, મેળવવા ખમી બહુ આપદા;
હા! હા! તથાપિ નવ મળ્યું, સુખ મ્હારૂં તો વિહુલું પડયું,
રે! રે! દયાળુ દૈવ ત્હેં! મમ કર્મ કાં આવું ઘડયું?

નિજ ગામ ને ઘરબાર ત્યાગી, લેશ કૈં ના ખસ્યો,
ધન કાજ તે સર્વે તજી, પરદેશમાં આવી વસ્યો;
વ્હાલાં સકળ પરિવાર સૌ, પળ એકમાં તજવું પડયું,
રે! રે! દયાળુ દૈવ ત્હેં! મમ કર્મ કાં આવું ઘડયું?

વળી ચાકરી અતિ આકરી, ખરી ખંતથી મ્હેં તો કરી,
કીધી ખુશામત શેઠની, કે આપદાને લે હરી;
પણ પેટ પૂરતું નવ મળ્યું, જ્યાં નસિબ આવીને નડયું,
રે! રે! દયાળુ દૈવ ત્હેં! મમ કર્મ કાં આવું ઘડયું?

વળી દેહથી પણ સુખ નહિ, વ્યાધિ હજારો આવતી,
ના એક-દી-સાજો રહું, ચિંતા અતિ ચીત્તમાં થતી;
કાલે હતો જો તાવ તો, આજે વળી માથું વ્હડયું!
રે! રે! દયાળુ દૈવ ત્હેં! મમ કર્મ કાં આવું ઘડયું?

કૈં કૈં ઈલાજો આદરૂં, પણ એક ચાકે ના ચ્હડે,
જીવથી ઘણો હું જાળવું, પણ ઝટ તે ભાગી પડે;
લોકો કહે છે "મૂર્ખ છે ! એને કંઇ ના આવડયું,"
રે ! રે ! દયાળુ દૈવ ત્હેં ! મમ કર્મ કાં આવું ઘડયું ?

મૉજો હજારો મારતા, જાતા દીઠા કૈં વાડીએ,
ખાતા હતા પકવાનને, ફરતા દીઠા કૈં ગાડીએ;
ના પૂરતું ખાવા મળે, જોડા વિનાનો આથડું,
રે ! રે ! દયાળુ દૈવ ત્હેં ! મમ કર્મ કાં આવું ઘડયું ?

કૈંનું દુઃખે રજ પેટ તો, વૈદોની દોડાદોડ છે,
રિબાઉ હું દરદે ઘણો, સંભાળનારૂં કોણ છે ?
નાખું નિસાસા હું ઘણા કે, પાપ કો ભવનું નડયું ?
રે ! રે ! દયાળુ દૈવ ત્હેં ! મમ કર્મ કાં આવું ઘડયું ?

કૈંના પરાણે મિત્ર થાવા, જન હજારો જાય છે,
હું મિત્ર શોધું એક પણ, તે દાદ ક્યાં લેવાય છે ?
શું જગતનો એ નિયમ કે, પડતા ઉપર સૌ કો' પડયું ?
રે ! રે ! દયાળુ દૈવ ત્હેં ! મમ કર્મ કાં આવું ઘડયું ?

શાને કરે મન શોક તું ? ત્હારા સમા જગમાં ઘણા !
તું તો હજુએ ઠીક છે, કૈંનાં દુઃખોની નહિ મણા !
વાણી વદે 'શંકર' વિમળ–સંતોષમાં સુખ છે પડયું !
રે ! રે ! દયાળુ દૈવ ત્હેં ! મમ કર્મ કાં આવું ઘડયું !



# બેવફા ભરથારને !



—ગઝલ—

નથી જો પ્યારની પરવા !
સગાઇ–કાં બતાવો છો !
સગાઇ જો ગણો છો તો !
ઠગાઈ–કાં બતાવો છો ? નથી૦

સગાઇ લગ્નથી સાંધી !
સગાંએ ગાંઠ આ બાંધી !
અરે ! એ ગાંઠને તોડી !
જુદાઈ–કાં બતાવો છો ? નથી૦

પ્રભુ છો પ્રાણથી પ્યારા !
સદા શિરછત્ર છો મ્હારા !
બનીને બેવફા વ્હાલા !
બુરાઇ–કાં બતાવો છો ? નથી૦

હ્રદયમાં જો હતી ચોરી !
ફસાવી નાર કાં ભોળી ?
સગાઇ સાંધતાં પ્હેલાં !
સફાઈ–કાં બતાવો છો ? નથી૦

અમારૂં ચિત્ત હરવાને !
અમોને હાથ કરવાને !

અમારી સાથ વરવાને !
ભલાઇ-કાં બતાવો છો ? નથી૦

અમોને છે અતિ આશા !
તમારો પ્રેમ મેળવવા !
જુની આંખે નવી પ્યારા !
નવાઇ-કાં બતાવો છો ? નથી૦

તમારા પ્રેમને સારૂ !
કરૂં કુરબાન ! તન મ્હારૂં !
છતાં હે ! નાથ ! મ્હારા !
બેવફાઈ-કાં બતાવો છો ? નથી૦

પડું તમ ચર્ણમાં પ્યારા !
દયા હા ! ક્યાં-બતાવો છો ?
તમારે આશ્રયે આવી !
અરેરે ! ! કાં સતાવો છો ? નથી૦

## પરીક્ષા વિના નકામું !

—સોરઠા—

મોતીનું શું મુલ્ય ? વાનર જ્યાં ટોળે વળ્યાં !
ત્હેને તો ફળ તુલ્ય ! ફોડીને ફેંકી દીએ !

ગમાર જનને જાણુ, ગુણવંતી ગોરી મળે !
કરી ન શકે પિછાણુ, ભવ બગડે ભામા તણો !

હોય પુરૂષ વિદ્વાન, નાર મળે જો શંખણી !
આપીને અપમાન, લાજ ઘટાડે લોકમાં !

બ્હેરા આગળ ગાન, મધુર સ્વરે જન કો' કરે !
સ્હુડે ન ત્હેને તાન, વૃથા દુઃખાવે કંઠને !

દુનિયાનો દેખાવ, અંધાને શું કામનો ?
પડે નકામી સાવ, 'અંધા આગળ આરસી' !

ઉત્તમ હીરો એક, જડે કદી કુંભારને !
કાચ ગણીને છેક, બાંધે ગર્ધવના ગળે !

ગાંડાને જો જ્ઞાન, ગુણવંતો દેવા જશે !
શું પામે સન્માન ? માન ભંગ તે થાય છે !

મધુર કાવ્ય રસદાર, રસિક વિના શું કામનું ?
ગુણ સમજે ન ગમાર, ભવાઈમાં મનડું ભમે !

પતિવ્રત કેરો પંથ, પાતર શું જાણી શકે ?
અતિ અબળાનો કંથ, પ્રેમ કદી ન પિછાણશે !

એમ પરીક્ષા વીણુ, મોઘું પણ શું કામનું ?
કૈં અક્કલના હીણુ, લાભ ગુમાવે લક્ષનો !



# પેટ વિષે !

રાગ—સારંગ ( હરિભજન વિના દુઃખ દરિયા-
સંસારનો પાર ન આવે. ) એ રાહ.

ઓ ! પાપી પેટ ! તારી ખાતર કષ્ટ કેટલાં વેઠીએ ?
ભટકી મરીએ, ભાવ થકી ભવતારકને નવ ભેટીએ. ઓ. !

નિજ દેશ તજી પરદેશ રહ્યા,
સુત નાર કુટુંબ વિયોગ થયા;
અતિ ટાઢ અને તડકાજ સહ્યા !........ઓ પાપી !

પરની તાબેદારી કરીએ,
કહી "શેઠ" સલામ સદા ભરીએ;
વળી ધાક અથાગ ઉરે ધરીએ !........ઓ પાપી !

ઉદ્યોગ નવિન કૈં આદરીએ,
જૂઠ વચન ઉચરતાં ના ડરીએ;
નહિ કરવાનાં કર્મો કરીએ !........ઓ પાપી !

ખુશામત કૈં ખોટી કરીએ,
અન્નદાતા કહીને કર ધરીએ,
હીન વચન અરેરે ! ! ઉચરીએ !........ઓ પાપી !

કો' પંડિત ને યોગી બનતા,
કો' વૈદ વકીલ બની ફરતા;
કૈં રખડી ફાસીદાં કરતા !........ઓ પાપી !

કૈં મુછ મુડાવી નૃત્ય કરે,
નર થૈ નારીનો વેષ ધરે;
ગાયન વાદનથી ઉદર ભરે !........ઓ પાપી !

કૈંના ત્હેં હાલ કર્યાં ભુંડા !
જન સર્વ બન્યા ત્હારા લુંડા !
ત્હારા ખાડા છે અતિ ઊંડા !........ઓ પાપી !

## અંતરનો દાહ !

( નાથ કૈસો ગજકો બંધ છોડાયો--એ રાહ. )

ગુરૂજી ! દિલ દુઃખ ક્યાં જઈ કહીએ ?
બળી રોજ હૃદયમાં રહીએ ! ગુરૂજી !

માથું કે તાવ ચડયો હોય ત્યારે, વૈદની પાસે વિચરીએ;
ચિંતાની આગ બળે અંતરમાં, ઔષધ ત્યાં શું લઈએ ? ગુ.

ભૂખ કદી લાગે અતિ ભારી, ચીજ લઈ કંઇ ખઇએ !
અંતરનું દુઃખ છે ગુરૂ એવું, અંતરમાં બળી રહીએ ! ગુ.

તેમ તૃષા લાગે જો ગુરૂજી ! પાણી થકી તે છીપવીએ;
દુઃખ-કર ચિંતા વળગી પુંઠે, તેને કહો શું પઇએ ? ગુ.

એમ મળે ઔષધ સૌ દુઃખનું, પણ ચિંતા પરહરીએ;
એવો ઉપાય કહો **શંકર**ને, તો સેવક થઈ રહીએ ! ગુ.

# નિદ્રાને વિનંતિ !

—ગઝલ—

અયે! નિદ્રા! અરે! નિદ્રા! હઠીલી કેમ ના આવે?
કરૂં છું બંદગી દેવી! દયા! ના કેમ દરશાવે?
પ્રહર બે રાત્રીના વિત્યા ટકોરા બારના વાગ્યા!
સકળ સૃષ્ટિ વિસામો લે! અમારા ભોગ છે લાગ્યા!
સ્મરણ ત્હારૂં કરૂં સ્નેહે રસીલી! તું રિસાઇ છે!
વિનવણી હું કરૂં વ્હાલી! છતાં તું ક્યાં મનાઇ છે?
નથી દરકાર જે કરતું, કરે તેના પરે દાવો!
અરેરે! ઉંઘ! તું ઊંધી, કરે ઈન્સાફ શું આ'વો?
બિચારા જેલના સંત્રી, અગર દરવાન દરવાજે!
ફરજ ત્હેની ભુલાવે તું, વગર તેડી તહાં ગાજે!
અગર કૈં કામ કરતાને, અરેરે!! આવતાં ડોલાં!
બિચારા હોય બેઠેલા, છતાં તે જોખતા તોલાં!
નથી મચ્છર અગર માકણ, પવન હા! મંદ આવે છે!
પલંગે હું પડયો ત્રફડું! છતાં ક્યાં નીંદ આવે છે?
કર્યો અપરાધ શું ત્હારો? અરે! તું કેમ કોપી છે?
દયા દિલમાં નથી ત્હારા, ખરે! ત્હેં લાજ લોપી છે!
હવે તો ટેક છોડી દે! વિનંતિ આ સુણી મ્હારી!
અમીની એક દ્રષ્ટિથી, મ્હને લે પાંખમાં ત્હારી!
સકળ કષ્ટો ભુલવનારી! ફિકરને દૂર કરનારી!
મધુરાં સ્વપ્ન દેનારી! દયા કર! ઓ મનોહારી!



# ગરજ વિષે !

—ગઝલ—

ગરજ તો ચીજ છે એવી,
નરમ સૌને બનાવે છે !
ભલે હો શાહ કે, સેવક,
ગરજ સૌને નચાવે છે !
કદી કો' હોય ગાંડો તો,
ગરજ ડાહ્યો ઠરાવે છે !
ગરજથી ગાયને ચારો,
સકળ લોકો ચરાવે છે !
ગરજ નટ્ટી મદારીને,
રમત દોરે ચ્હડાવે છે !
ગરજથી નાટકી લોકો,
અરે ! મૂછો મુડાવે છે !
ગરજથી બેલ, ખર, ઘોડા,
અતિ બોજો ઊપાડે છે !
ગવૈયા ગાય છે ગરજે,
વળી વાજાં વગાડે છે !
ગરજ તો ઊંચની ગરદન,
નીચા પાસે નમાવે છે !
વદે શંકર ગરજ કૈંને,
અહા ! પાણી ભરાવે છે !

# સુખી ગૃહસ્થાશ્રમ !

### શિખરિણી-છંદ.

સદા આનંદે જો, સદન સઘળું પ્રેમમય છે,
પિતુ ભક્તિવાળા, સકળ ગુણશાળી તનય છે;
હશે સ્નેહી શ્યામા, મનહર મુખે મિષ્ટ વદતી,
અતિ રિદ્ધિ સિદ્ધિ, દિન પ્રતિદિને હોય સ્ફુરતી.
મળે પ્રેમી મિત્રો, નવ હૃદયમાં સ્વાર્થ ધરતા,
પડે કષ્ટો ત્યારે, તન મન ધને સ્હાય કરતા;
નથી અંગે વ્યાધિ, અગર ન ઉપાધિ દિલ વિષે,
ભલા આજ્ઞાધારી, અચળ મનના ચાકર હશે.
અપંગો ને સાધુ, સતત બસ પોષાય ઘરમાં,
રહે ભક્તિ ભાવે, હૃદય રમતું રોજ હરમાં;
વળી પ્રેમી પોતે, વિમળ મન વિદ્વાન જન છે,
અહા ! જે તે પામે, પરમ પુણ્યશાળી સુજન છે.

*　　*　　*　　*

અહાહા !! એથી કૈં, અધિક સુખવાળા સુર નથી !
મળે જો એવું તો, સ્વરગ સુખ એથી દૂર નથી !
હશે જેણે પૂર્વે, જપ તપ કરી દેવ રિઝવ્યા !
અહા ! તે પુણ્યાત્મા, સકળ સુખધારી જન થયા !

# દ્વિજ દુર્દશા !



## શિખરિણી-છંદ.

ગયા ક્યાં એ વિપ્રો ? જપ તપ અને હોમ કરતા,
ગયા ક્યાં એ વિપ્રો ? હરનિશ હરિ ધ્યાન ધરતા;
હશે ક્યાં એ વિપ્રો ? સતત મુખથી વેદ વદતા,
અરે ! એ વિપ્રોના, તનય ધન લોભે ભટકતા !
દ્વિજોની આશીષે, તન, ધન, ધરા, સુખ મળતું,
દ્વિજોની આશીષે, સકળ ભય ને પાપ ટળતું;
દ્વિજોના શ્રાપોથી, રવિ શશિ અને દેવ ડરતા,
અરે ! તેના પુત્રો, વિનય તજી જે તે ઉચરતા !
મહારાજા આવી, મુનિવર કહી પાય પડતા,
મુનિ જો માગે તો, તન ધન ધરા રાજ્ય ધરતા;
સુતો તેના હાયે ! નૃપતિ દરબારે રઝળતા,
કરીને કાસીદાં, અધમ થઇને પેટ ભરતા !
ગુમાવી ગાયત્રી, જપ તપ ભૂલીને ઝઘડતા,
પ્રભુતાને ત્યાગી, ઘરઘર અરેરે ! ! રખડતા !
કરે છે સેવા કૈં, ઉદર ભરવા ક્ષુદ્ર જનની,
કરી કાળાં ધોળાં, અચળ ધરતા આશ ધનની !
ઘણા પંથો કાઢી, અસદ્ રીતભાતો વિસરતા,
પ્રજાના પૈસાથી, ઠગ ગુરૂ બની મોજ કરતા;

મુકી નીતિ નેવે, અવર મતનું ખંડન કરે,
અવિશ્વાસી થાયે, જગત પણ પોતે નવ ડરે !
ઘણા માઝા મુકી, અણુખપતું ખાયે નફ્ટ થૈ !
કરી કુડાં કર્મો, અપયશ ઉપાડે મૂરખ કૈં;
મલીદા મિષ્ટાન્ને, દ્વિજ ચિત્ત સદા ચંચળ રહે,
પિતાજી ઓ **બ્રહ્મા** ! તનય તમ મુક્તિ નવ ચહે !
ગયા ! **વિશ્વામિત્ર** ! મુનિવર ગયા **ગૌતમ** અરે !
ગયા **ભારદ્વાજ** ! **ભરત**, **શુક** ને **વ્યાસ** મુનિ રે !
**વશિષ્ટ**, **વાલ્મિક** ! **જમદ** મુનિને **કશ્યપ** ઋષિ !
તપસ્વી **અત્રી** ક્યાં ? **ચ્યવન**,, **ભૃગુ** ને **નારદ** ઋષિ !
ગયા પુણ્યાત્માઓ, સકળ જગને પાવન કરી !
રહ્યા તેના પુત્રો, નિજ ફરજનું જ્ઞાન ન જરી !
તરે એ કે, તારે ? અધવચ ડૂબાડે જગતને !
કળીની લીલાથી, ભયભિત સદા **શંકર** બને !



—દોહરો—

બ્રહ્મ તત્વ ભાગી ગયું, પુણ્ય ગયું પાતાળ;
વિદ્યા સૌ વણુસી ગઇ, દ્વિજ તણી નિરધાર.

બ્રાહ્મણના **બાંમણ** થયા ! દ્વિજવરના **બીજવર** !
સ્થાનભ્રષ્ટ વિપ્રો થયા, કર ! કરૂણા નટવર.



# " બિચારા બચ્ચાની મનહરણ માતા નવ મરો ! "

## શિખરિણી-છંદ.

ઘણાં કષ્ટો વેઠી, ઉદર મહિં રાખે ગરભને,
વળી જાયા કેડે, મધુર પય દૈ પોષક બને;
તજી ખાટું તીખું, નિરસ જમવા ટેક અધરો,
" બિચારા બચ્ચાની, મનહરણ માતા નવ મરો ! "

સુવાડે સૂકામાં, શયન પલળેલે સ્થળ કરે,
દુઃખી દેખી બાળ, ભૂખ તરસ નિદ્રા પરહરે;
અરે ! એ માતાનું, જગજીવનજી રક્ષણ કરો !
" બિચારા બચ્ચાની, મનહરણ માતા નવ મરો ! "

નથી માતા તુલ્યે, સકળ જગમાં કો' સુખકર,
ભલે આપે પિતા, અધીક સુખ હેતે વચભર;
તથાપિ માતાની, સુખકરણ છાયા નવ ફરો !
" બિચારા બચ્ચાની, મનહરણ માતા નવ મરો ! "

ઘણું રાખે હેત, સુત, ભગિની, દારા, જગ બધું,
વળી ભ્રાતા, મિત્રો, પણ જનુનિની પાછળ બધું;
પ્રભુ માતા રૂપી, અચળ ધન કો'નું નવ હરો !
" બિચારા બચ્ચાની, મનહરણ માતા નવ મરો ! "

મરે માતા જેની, પરમ સુખ તેનું ઝટ ટળે !
મરે માતા તેનું, ત્રિભુવન વિશે કોઇ ન મળે !
મળે ના મા તુલ્યે, દશ દિશ ભલે શંકર ફરો !
" બિચારા બચ્ચાની, મનહરણ માતા નવ મરો ! "

# " ચમત્કારે નમસ્કાર ! "

—ગઝલ—

અરે ! કળિયુગની દુનિયાં, સમજતી લેશ ના સાર;
અબોધે ખાય અરબડીયાં, ચમત્કારે નમસ્કાર !
હજારો દેવનાં દેરાં, સકળ પ્રેમે ન પુજાયે;
પુજારી હોય પાખંડી, ચમત્કારે નમસ્કાર !
પુજારી મંત્ર જ્યાં બોલે, પ્રતિમા દેવની ડોલે;
દીંધેલાં દ્વાર ખોલે તો, ચમત્કારે નમસ્કાર !
ધ્વજાઓ આવતી અદ્ધર, ગણાતા દેવ તે સદ્ધર;
તપાસી કોણ જોનાર ? ચમત્કારે નમસ્કાર !
ભરાશે મંડળી મેળા, હજારો માનતા થાશે;
પુજારી પુત્ર પણ આપે, ચમત્કારે નમસ્કાર !
સદાચરણી ભલો સાધુ, નહિં સન્માન કૈં પામે;
" છુમંતર " ભૂત કાઢે તો, ચમત્કારે નમસ્કાર !
સુપાત્રે દાન ના કરશે, અપંગો અન્ન વિણ મરશે;
કુછંદીના થશે શિષ્યો, ચમત્કારે નમસ્કાર !
બનીને નમ્ર પૂછે તો, નહિં કો' રાહ બતલાવે;
દબાવી દમ બતાવે તો, ચમત્કારે નમસ્કાર !
ધરો પોષાક સાદો તો, મોંટીંગે માન ના પામો;
વિદેશી વસ્ત્ર વળગાડે, ચમત્કારે નમસ્કાર !

વિનયથી વંતરી વામા, કહ્યું ના કંથનું કરશે;
પડે સોટી સપાટો તો, ચમત્કારે નમસ્કાર !

ચમત્કારે સકળ ચૂકી, અહા ! વશ થાય નરનારી;
વિવેકે ના વિચારે કૈં, ચમત્કારે નમસ્કાર !



## ભુંગળ વિનાની ભવાઇ !



### હરિગીત છંદ.

હે ! આર્ય બંધુઓ ! તમે, જોયા તમાસા છે ઘણા,
નાટક સિનેમા સર્કસો, રાખી હશે ના કૈં મણા;
ભાળી ભવાઇ પણ હશે, નવું કૈં નિરખવા-આવજો !
ભુંગળ વિનાની આ ભવાઇ ! ભાઇ ! જોવા-આવજો !

× × × ×

ગૌરી પુજનનું પર્વ છે, બાળા જુઓ ટોળે મળી,
ભુંડું પરસ્પર ભાખતી, નખરાં કરે નિર્લજ વળી;
કૈં કૂટતી રોતી અરે ! તે સાથ રોવા-આવજો !
ભુંગળ વિનાની આ ભવાઈ ! ભાઇ ! જોવા-આવજો !

× × × ×

આવો ! નવી વહુજી તણી, અત્રે અઘરણી આજ છે,
વાજાં વગાડી લોકને, ભેગા કરે ક્યાં લાજ છે ?

વહુને બનાવે "વાઘ" ભુંડાં ગીત ગાવા—આવજો !
ભુંગળ વિનાની આ ભવાઈ! ભાઈ! જોવા—આવજો!

× × × ×

આ **લગ્ન મંડપમાં** જુઓ ! વિધીયુક્ત મંત્ર ભણાય છે,
વર વહુ વચે ખટ વર્ષનાં, શું લગ્ન યોગ્ય ગણાય છે ?
વર તો ઊંઘે ! કન્યા રડે ! એ અશ્રુ લ્હોવા—આવજો !
ભુંગળ વિનાની આ ભવાઇ ! ભાઇ ! જોવા—આવજો !

× × × ×

આ જાય **વરઘોડો** જુઓ ! બુઢ્ઢા બબુચકજી તણો,
વર વર્ષ પંચોતેરના, પણ મોહ અંતરમાં ઘણો;
કન્યા વર્યા દશ વર્ષની, ફુલ પાન લેવા—આવજો !
ભુંગળ વિનાની આ ભવાઇ ! ભાઇ ! જોવા—આવજો !

× × × ×

આ **બારમાની ન્યાત** છે ! પુત્રે પિતાનું ઋણુ ભર્યું,
ઘરબાર સૌ ગીરો મુકી, પકવાનનું ભોજન કર્યું;
પલ્લું ગયું પત્નિ રડે ! પકવાન જમવા—આવજો !
ભુંગળ વિનાની આ ભવાઇ ! ભાઇ ! જોવા—આવજો !

× × × ×

આ **દીકરીના દોકડા**, લેનાર **દેવીદાસ** છે,
કન્યા કુવામાં નાંખવાનો નીચ ધંધો ખાસ છે;
કન્યા દલાલી પણ કરે, તેને ખટાવા—આવજો !
ભુંગળ વિનાની આ ભવાઈ! ભાઈ! જોવા—આવજો !

× × × ×

આવો ! હવે આ પોળમાં કુળવાન સૌ કહેવાય છે,
પ્હેરામણીથી પરણુતા, વસુ કાજ વર વેચાય છે;
એ ચાર બૈરી લાવતા, ઇન્સાફ કરવા આવજો !
ભુંગળ વિનાની આ ભવાઇ ! ભાઇ ! જોવા-આવજો !

× × × ×

ભાઈ ! ભવાઈ ! ભાળતાં, આજે અસૂરૂં થઇ ગયું !
મળજો ફરી કો'દી હજુ, જોવું ઘણું બાકી રહ્યું !
જો ઝાંખ આંખે હોય તો, ચસ્માં ખરીદી લાવજો !
ભુંગળ વિનાની આ ભવાઇ ! ભાઇ ! જોવા-આવજો !

## કર્કશાનો કંથ !

—ગઝલ—

પુરાણું પાપ જો જાગે, મળે છે કર્કશા નારી;
અકારી જીંદગી લાગે, ખરેખર ! ખારથી ખારી ! પુરાણું.

ઉદય થાયે અરૂણુનો કે, ઉગે ઉર ક્લેશ અબળાને;
તપી પોતે તપાવે છે, જીગરમાં ઝખ્મ કરનારી ! પુરાણું.

કુશબ્દો સાસુને ભાખે, નણુંદથી સ્નેહ ના રાખે;
નીતિને નીરમાં નાંખે, પતિને પણુ પજવનારી ! પુરાણું.

શ્વસુરને શાપ આપે છે, દિયરને દાબમાં રાખે;
ગણે ના જેઠ જેઠાણી, જરા ના લાજ ધરનારી ! પુરાણું.

ગધેડી ગર્વથી ગર્જે, બિચારાં બાળને મારે;
પડોશી સાથ લડવાને, બને વિકાળ વઢકારી ! પુરાણું.

નિશાએ નાથને કનડે, કરે ફરિયાદ સર્વેની;
કરે શું ! કંથ કમભાગી ! ફરે તલવાર બે ધારી ! પુરાણું.

કરી આખો દિવસ ધંધો, ધણી આરામ ઇચ્છે ત્યાં;
કલેજું કોરતી કુબજા ! વચનનાં બાણુ રે ! મારી ! પુરાણું.

શિખામણુ સ્વામિ જો દેશે, કહેશે જૈ કુવો પૂરૂં;
અગર આપો અફીણુ ખાઉં, કહી ભય આપતી ભારી ! પુરાણું.

સુવા દે શેજ ના સુખે, જગાડે જામિની આખી;
પ્રભાતે કંથ પરવારી, જશે કે, નીંદ લેનારી ! પુરાણું.

સુખી છે કે, દુઃખી સ્વામિ, નથી દરકાર દારાને;
અરે ! એ વંતરી વળગી, પતિનું રક્ત પીનારી ! પુરાણું.

ભલો ભરથાર શિર કૂટે ! “ ડરે છે ભૂત ભુંડાથી;”
પછી તે ટેવ ના જાયે, કરીને લગ્ન જખમારી ! પુરાણું.

પ્રભુ જો પત્નિ આપો તો, સગુણી સોંપજો શ્યામા;
નહિં તો નાથ ! ઇચ્છુ છું, કુંવારી જીંદગી સારી ! પુરાણું.



# મુંબઇની ઇમીટેશન શેઠાણી !

—ગઝલ—

તમે મુંબઇ વિષે આવ્યા, નિહાળી સર્વ હરખાયા !
છતાં સાહેબ ! એ મ્હારા ! જુઓ ! મુંબઈની શેઠાણી !
અહા ! મુંબઇની અલબેલી ! છકેલી કંઈક સુધરેલી;
લટકતી લાજને મેલી, જુઓ ! મુંબઈની શેઠાણી !
કરે છે કંથ ઉઘરાણી, લખે નામું નયન તાણી;
છતાં કહેવાય "શેઠાણી" જુઓ ! મુંબઇની શેઠાણી !
પતિ પરદેશમાં આવે, પ્રિયાને પાસ તેડાવે;
પછી વહુ પાંખ ફફડાવે, જુઓ ! મુંબઇની શેઠાણી !
સ્વદેશે કામ સૌ કરતી, ખુશીથી ખાંડતી દળતી;
હવે "રામા" વિના રડતી, જુઓ ! મુંબઈની શેઠાણી !
ઘરે સસરો અને સાસુ, ખરચ વિણુ ખેરવે આંસુ;
જમે વહુ મિષ્ટ ફરમાસુ, જુઓ ! મુંબઇની શેઠાણી !
કુવેથી ખેંચતી પાણી, નણંદની સાચવે ભાણી;
હવે થઇ રાયની રાણી, જુઓ ! મુંબઈની શેઠાણી !
ઘણી મુંબઇ તણી નારી, બતાવે ઠાઠ બસ ભારી;
ભલે વર થાય ભીખારી, જુઓ ! મુંબઈની શેઠાણી !
બને મુંબઇની શેઠાણી, કરે પૈસા તણું પાણી;
રળે વર ટાંટીઆ તાણી, જુઓ ! મુંબઇની શેઠાણી !
પતિ સીત્તેર લાવે છે, સકળ પત્નિ ઉડાવે છે;
છતાં દેવું કરાવે છે, જુઓ ! મુંબઈની શેઠાણી !

વસાવે નવનવી સાડી, ફુલેલી ફેનસી ચોળી;
ખરીદે બૂટની જોડી, જુઓ ! મુંબઈનોં શેઠાણી !
સુવાસિક તેલ ને અત્તર, રૂમાલો રાખતી સત્તર;
ગણે છે કોણ ત્યાં ગણતર ? જુઓ ! મુંબઈનોં શેઠાણી !
કબાટો કે તીજોરી ના, છતાં દશબાર ચાવીના;
રૂપાના રાખતી ઝૂડા, જુઓ ! મુંબઇનોં શેઠાણી !
જશે નાટક તમાસામાં, અગર સરકસ સિનેમામાં;
ગણે મ્હોટાઇ ભપકામાં, જુઓ ! મુંબઈનોં શેઠાણી !
સદા નરવી રહે નાડી, જતાં કૈં જોઇશે ગાડી;
જશે લટકો કરી લાડી, જુઓ ! મુંબઈનોં શેઠાણી !
કરે ઘરકામ સૌ ઘાટી, પદમણી પાલવે જાતી;
અહા ! હોંશે હવા ખાતી, જુઓ ! મુંબઈનોં શેઠાણી !

* * * *

નથી નારી સકળ એવી, સતી કૈં છે સીતા જેવી;
દયા સૌભાગ્યની દેવી, અસલ છે એજ શેઠાણી !
નકલ કરનાર શેઠાણી ! સુણી ના કોપશો વાણી;
હશે પરમાર્થિ ને શાણી, ખરી મુંબઇનોં શેઠાણી !
અપંગો પર દયા આણી, દુઃખીના દર્દને જાણી;
મદદ દેતાં ન અચકાણી, અહાહા ! ! એજ શેઠાણી !
સ્થિતિ સ્વામિ તણી જાણી, વિના "ઘાટી" ન ગભરાણી !
શિયળવંતી ! વિનયવાળી ! ગુણી ગૃહરાજ્યની રાણી !



# એક અદેખા કવિનું કલ્પાંત !



—ગઝલ—

કવિતા ! ઓ પ્રિયા ! મ્હારી ! હવે તું દૂર હુંથી થા !
ગયું પિંગળ થયું ડીંગળ અરે ! પાતાળ પેસી જા !
કવિનો રાફડો ફાટયો ! કવિતા છોકરાં જોડે !
પરાણે પ્રાસ બેસાડે વળી . ગણ તાલને તોડે !
ભણેલી કૈંક ભામાઓ અવરનાં કાવ્ય તફડાવી !
છપાવે સદ્ય પેપરમાં નીચે નિજ નામ લટકાવી !
વધી માસિકની સંખ્યા નવું દર માસ શું આપે ?
કરીને એકઠો કચરો ! પછી તે છુટથી છાપે !
વળી કૈં ડીગ્રીઓવાળા ! બનાવી શબ્દનું ખોખું !
મળે ના પ્રાસ–ગણ તોપણ કહેશે આ કામ ચોખું !
નવી ઢબની કવિતા એ ! કરે છે પાસ સાક્ષર જે !
ખરૂ ખોટું તપાસે શું ? પઢયા ના હોય પોતે તે !
ચઢીને તેલની ઘાણી "ગગો" ઘાંચી ગઝલ જોડે !
ગઝલમાં બેલને હાંકે નકામું શિર એ ફોડે !
મુકીને કામ ચણવાનું કવ્વાલી ગોઠવે કડીઓ !
પડે ના કામ કાગળનું કલમ યા ન મળે ખડીઓ !
રચે છે છંદ બસ ! સોની લુહારો લાવણી કરતા !
રસોઇયા રાસડા જોડે ભવૈયા તે કવિ ઠરતા !

કવિ શ્રી કયાં હશે દલપત ? ગુરૂ નર્મદ પધારોને !
બગડતી કાવ્યની શૈલી તમે સત્વર સુધારોને !
અમારો ભાવ ના પૂછે નવિન તે તુર્ત પોષાયે !
જીગરમાં આગ વરસે છે ! સહન ના આ સિતમ થાયે !

* * * * *

સુણો શ્રીયુત કવિ પ્યારા ! કરો છો કાં અદેખાઈ ?
સકળ દરિયાતણું પાણી ગણો ના આપનું ભાઈ !
મહાશય ! કાવ્ય રચવાનો ઇજારો શું તમે લીધો ?
તમોને શારદાએ કૈં રજીસ્ટર માર્ક ના દીધો !
વધી છે વિશ્વમાં વિદ્યા સમય પ્રગતિ તણો જાણો !
જમાનો એ ગયો જૂનો ! નકામો રોષ કાં આણો ?
જગતને જે રૂચિકર છે સરસ બસ ! તે ગણાયે છે !
હશે તે કાચ યા હીરો ! ઝવેરીને જણાયે છે !

---

## ખુશામત !

—ગઝલ—

ખુશામત ખલ્કમાં મીઠી ! ખરેખર ! ખાંડ સમ લાગે;
અમીરો ને ફકીરો સૌ ખુશામત ખંતથી માગે !
અજબ જાદૂ ભર્યું એમાં સબળ સત્તા ચલાવે છે;
ભલે રાણી અગર દાસી સકળને તે નચાવે છે !
હરામી નોકરો હરદમ ખુશામત શેઠની કરતા;
કહે હાજી ! કરે રાજી ! સલામો દરકદમ ભરતા !

બપોરે શેઠજી બકતા "દીસે રાત્રી મુનિમ મ્હારા;"
"ખરેખર આપજી બોલ્યા જણાયે આભમાં તારા!"
"અહા! દરિયાતણું પાણી ગળ્યું છે સાવ મહેતાજી;"
મુનિમ માથું હલાવીને પગે લાગી કહે હાજી!
નિરંતર ખંત રાખીને નિયમસર નોકરી ભરતા;
ખુશામત વીણ નોકરની કદર ના શેઠજી કરતા!
ભલું માલિકનું કરતા ખુશામતથી સદા ડરતા;
જુઓ! ચાલૂ જમાનામાં બિચારા તેજ રડવડતા!
દિવસ આખો દુકાને જે ચિવટથી ચાકરી કરશે;
મળે ના પેટને પૂરતું હજુરી હોજરૂ ભરશે!
હજુરમાં શેઠની રહેતા ઉપાડી બોલ બસ લેતા;
ગણીને શેઠને મૂર્ખો સદાયે હાજી! હા! કહેતા!
બિચારા અન્ય નોકરની કરે છે શેઠને ચાડી;
કપટથી કાન ભંભેરી મુકાવે કૈંકને કાઢી!
અધિકારી અમલદારો ખુશામતખોરને ચાહે;
ડબલ દેતાજ દરમાયો જતા અન્યાયને રાહે!
ખરાને કોઇ ના ચાહે ખુશામત રંગભીની છે!
નથી કૈં કામની કિમ્મત! કદર ક્યાં નોકરીની છે?

*  *  *  *

ભલે સત્તા ખુશામતની મુરખ લોકે વધારી છે;
અકારી આખરે લાગે સ્વભાવે સાવ ખારી છે!

ખુશામતખોર દુનિયામાં ખરે ! ઝેરી જનાવર છે;
દગાથી ડંસ તે દે છે ગણો ! ઘાતક બરાબર છે !
વ્યસન બૂરાં ગણાયે જે અફિણ ગાંજો શરાબી છે;
સકળ કરતાં અધિક જાણો ખુશામતથી ખરાબી છે !
કથે શંકર સુણો યારો ! નથી હું ગર્જતો ગર્વે !
ખુશામતને સદા ત્યાગી થજો સત્યાગ્રહી સર્વે !

# " યુવાની શું ગઇ ચાલી ? "

—ગઝલ—

હતી તું નાર નખરાળી ! હતી મદમસ્ત મતવાલી !
હવે છે હુશ્ન વણ ખાલી " યુવાની શું ગઈ ચાલી ? "
અરે ! ના ચશ્મ છે કાળી ! ગઇ ક્યાં ગાલની લાલી ?
બુઢાપાની પીંધી પ્યાલી " યુવાની શું ગઇ ચાલી ? "
હતી હા ! તું મનોહારી ! લટકતી ચાલ ક્યાં ત્હારી ?
અરે ! કર જ્યેષ્ટીકા ઝાલી " યુવાની શું ગઇ ચાલી ? "
બદનનો જોસ ક્યાં ત્હારો ? હૃદયનો રોષ ક્યાં ત્હારો ?
તુમાખી તૉર ક્યાં ત્હારો ? " યુવાની શું ગઈ ચાલી ? "
સફેદી શિર પરે ભાળી ગઇ ક્યાં જુલ્ફો એ કાળી ?
ગરૂરી કેમ ત્હેં ગાળી ? " યુવાની શું ગઈ ચાલી ? "
પડયા છે ગાલમાં ખાડા ! કળી સમ દંત ક્યાં ત્હારા ?
ગયા ક્યાં ચેન ને ચાળા ? " યુવાની શું ગઈ ચાલી ? "

પ્રફુલ્લિત પુષ્પ બે ઉરનાં કહે તે કેમ કરમાયાં ?
જરાને જોઈ શરમાયાં ! "યુવાની શું ગઈ ચાલી ?"

બદનમાં ખૂન ના બીંદુ ! સુકાયો રક્તનો સીંધુ !
ગુમાવ્યું ક્યાં કહે સંધુ ? "યુવાની શું ગઈ ચાલી ?"

થયું છે ગાત્ર સૌ ગંદુ ! ઘટી ગરમી પડયું ઠંડુ !
વળી વ્યવહારમાં મંદુ ! "યુવાની શું ગઈ ચાલી ?"

"યુવાની" ક્યાં ગુમાવી ત્હેં ? વિષય જવાળા સમાવી ત્હેં !
જુદી બાજી જમાવી ત્હેં ! "યુવાની શું ગઇ ચાલી ?"

"યુવાની" એ ગઈ ત્હારી ! હવે તો મ્હોતની વારી !
પ્રભુની ભક્તિ કર પ્યારી ! "યુવાની શું ગઇ ચાલી ?"



## "એ નિશ્ચય નરકે જશે !"



સોરઠા.

બાપ થઇને આપ, વિક્રય કન્યાનો કરે;
બાપ નહિં પણ સાપ, "એ નિશ્ચય નર્કે જશે !"

× × × ×

પોતે મારે મૉજ, માત પિતા ભૂખે મરે;
જન્મ્યા પેટે બોજ, "એ નિશ્ચય નર્કે જશે !"

× × × ×

કરે અન્યથી પ્યાર, પતિવ્રત જો પાળે નહિં;
વ્હાલો છે વ્યભિચાર, "એ નિશ્ચય નર્કે જશે!"

× × × ×

ઘેર સલૂણી નાર, રાંડોમાં રખડયા કરે;
ધીક: ધર્યો અવતાર, "એ નિશ્ચય નર્કે જશે!"

× × × ×

પતિ પત્નિનો પ્રેમ, વ્હેમ ઘલાવી તોડતા;
હ્રુદય વિષે ના રે'મ, "એ નિશ્ચય નર્કે જશે!"

× × × ×

જુઠાણાનું જોર, સત્ય નહિં સ્વપ્ના વિષે;
છે ઇશ્વરનો ચોર, "એ નિશ્ચય નર્કે જશે!"

× × × ×

આપીને વિશ્વાસ, નાશ કરે છે આશનો;
લે કૈંના નિશ્વાસ, "એ નિશ્ચય નર્કે જશે!"

× × × ×

પરધન પરનો માલ, ચોર બનીને ચોરતા;
નહિં થવાના ન્યાલ, "એ નિશ્ચય નર્કે જશે!"

× × × ×

ખાય શેઠનો માલ, હલાલ ના હેતે કરે;
હરામ ચાલે ચાલ, "એ નિશ્ચય નર્કે જશે!"

× × × ×

ઉપકારે અપકાર, અવસર આવે આપતા;
કરે ભૂમિને ભાર, "એ નિશ્ચય નર્કે જશે!"

× × × ×

રાજા થઇને આપ, રૈયતને રંજાડતા;
પડે પ્રજાના શાપ! "એ નિશ્ચય નર્કે જશે!"

× × × ×

ગુરૂ અગર થઈ દેવ, દુર્ગુણુમાં ડૂબી મરે;
વૃથા કરાવે સેવ, "એ નિશ્ચય નર્કે જશે!"

× × × ×

ગરીબ કેરી હાય! આંતરડી કકળાવશે;
જડામૂળથી જાય, "એ નિશ્ચય નર્કે જશે!"

× × × ×

પરનીંદા કરનાર, ચાડી ચુગલી જે કરે;
ના કો' દી-તરનાર, "એ નિશ્ચય નર્કે જશે!"

× × × ×

કરે બરાબર ભાવ, ઓછું આપે તોલમાં;
કો' કરશે અટકાવ, "એ નિશ્ચય નર્કે જશે!"

× × × ×

ભરે બરોબર હાથ, તસુ ઘટાડે ફાડતાં;
જુએ જગતનો નાથ, "એ નિશ્ચય નર્કે જશે!"

× × × ×

યોગ અને સન્યાસ, જગ ધૂતી ખાવા ધરે;
મન માયાની પાસ, "એ નિશ્ચય નર્કે જશે!"

× × × ×

ખોટી પૂરે શાખ, લાંચ લઇ રાજી થતા;
અંતે રહેશે રાખ, "એ નિશ્ચય નર્કે જશે !"

× × × ×

અધિકારનું જોર, જુલ્મ કરી અજમાવતા;
બને ન્યાયના ચોર, "એ નિશ્ચય નર્કે જશે !"

× × × ×

એમ હજારો લાખ, પાપ વસાવી પરવરે;
છે ઇશ્વરની શાખ, "એ નિશ્ચય નર્કે જશે !"

## સહુથી સરસ કોણ ? !

મનહર છંદ.

સખી-૧-સુણજે સખી મ્હેં આજ, લાભનું કર્યું છે કાજ,
ઠીકરાં વસાવા માટે, માટલાં ભગાવ્યાં છે !
રંગે જરા કાળી છું તે, ધોળું વસ્ત્ર શોભે નહિ,
સફેદ સુવસ્ત્ર સર્વે, ગળીમાં રંગાવ્યાં છે !
મોતીનાં તોરણ બારસાખે સારાં લાગ્યાં નહિં,
તેને તોડી તુરીઆંનાં તોરણ ટંગાવ્યાં છે !
બપોરના બાર વાગે, ભૂખ ભારે લાગે તેથી,
આટા સાટે ગામમાંથી, ગાજર મંગાવ્યાં છે !

સખી-૨-આવાં જુજ કામ કરી, રખે ! તું ફૂલાતી અલી !
ત્હારાથી અધીક મ્હેં તો, અક્કલ દોડાવી છે !
ફૂલનો સુવાસ ફૂલ, ખીલે ઉડી જાય માટે,
કુસુમની કાચી કાચી, કળીઓ તોડાવી છે !
ઉન્હાળામાં શાક ભાજી, મોંઘી મળે માટે કરી,
સામટી છ માસની મ્હેં, ભાજી તો ભરાવી છે !
દેવું છે ધણીના માથે, છતાં પણ હઠ કરી,
ખેતર વેચાવી કડાં, કાંબીઓ કરાવી છે !

સખી-૩-જાણી ત્હારી ચતુરાઇ, બોલતી થા બંધ બાઇ !
ત્હારાથી અધીક કૈંક, પદવી વધારી છે !
ખીરમાં નાંખે છે ખાંડ, ગાંડા ને ગમાર લોક,
મીઠું નાંખી મ્હેં તો જુની પદ્ધતિ સુધારી છે !
ધણી પરે ધાક રાખું, રાંધતાં રસોઇ ચાખું,
એવી એવી રીત મ્હારા પુણ્યથી પધારી છે !
વિસારી પ્રભુ ને પતિ, સેવું છું ભુવા ને જતી,
વર વશ કરવાની, ધારણા મ્હેં ધારી છે !

સખી-૪-પોઢણ કરૂં છું પ્હેલી, સવારે ઉઠું છું છેલ્લી,
દોઢ પહોર દા'ડો ચઢે, દાતણ સંભાળું છું !
ન્હાવાનો નિયમ નથી, ખાઉં છું ખરી ખંતથી,
પર નિંદા કરવામાં, વખત હું ગાળું છું !
સાસુને સંતાપુ ઘણું, જેની તેની સાથે વઢું,
સાચાનું જૂઠું ઠરાવી, સ્વામી ચિત્ત બાળું છું !

શંકર કહે છે એક એક ને ઉથાપે એવી,
ભુંડી કૈંક ભામિનીઓ, ભૂતળમાં ભાળું છું !

સોરઠો.

જે ઘર ભુંડી નાર, દુઃખ દાનાવળ તેહને !
ભલે તજો સંસાર, બાવા થઈ વનમાં વસો !

## હું આળસું કે તું ? !

—મનહર છંદ—

બોરડીના ઝાડ નીચે, આળસુનો સરદાર,
લાંબો થઇ સુતો હતો, કરને પ્રસારીને !
એટલામાં છાતી પરે, બોરડીથી બોર પડ્યું,
મુખમાં મૂકાય નહિ, જુએ ધારી ધારીને !
ઊંટે ચઢી એક જણ, જતો હતો તેને કહ્યું,
" બોર મૂખે મૂક મ્હારા, નીચે તું પધારીને ! "
પેલો બોલ્યો ઝટ જવું, ત્યારે સુતા જને કહ્યું,
"ઊંટવાળા આળસુ તું ! " બોલ્યો બૂમ મારીને !
ઊંટવાળો બોલ્યો પછી, આળસુ હું કે તું અલ્યા ?
હાથ બોર ઝાલી મૂખે મૂકતાં શું થાય છે ?
ઊંટેથી ઉતરી નીચે, બોર ખવરાવું તને,
કામ મ્હારૂં ચૂકું ત્હારા, હાથે શું દુઃખાય છે ?

અંગે કંઈ રોગ નથી, માતેલો તું મ્હારા થકી,
આળસું કહેતાં મને, બોલતાં લજાય છે ?
શંકર કહે છે બોરવાળા જેવા બેવકૂફ,
છુપાવી પોતાનો દોષ, શિખ દેવા જાય છે !

સોરઠો.

દે બીજાને શિખ દોષ જુવે ના આપનો !
તે જીવતરને ધીક, શિખ હૉએ ઝખમારવા !



## બેમાં જૂઠો કોણ ?



મનહર છંદ.

બે માણુસો બેઠા હતા, વાતને તડાકે ચઢયા,
એક કહે કૌતક મ્હેં, નજરે નિહાળ્યું છે !
બાવાજીની બકરીએ, બાર બચ્ચાં સાથે જણ્યાં,
બાવાજીનું બધું દુઃખ, બકરીએ ટાળ્યું છે !
સાત અશ્વ, ત્રણ ખર, ઊંટ એક, હાથી એક,
એટલું અવતરતાં મ્હેં, આપોઆપ ભાળ્યું છે !
ખરને સુથારે લીધા, રૂપિયા હજાર દીધા,
ઊંટ ઘોડા, હાથી, સહું, કુંભારે સંભાળ્યું છે !

*　　*　　*　　*

" વાંકાબોલા વાત એવી, કેમ માનવામાં આવે ?
સામટાં શું બાર બચ્ચાં બકરીને થાય છે ?
હાથી, ઘોડા, ઊંટ, ખર, બકરીને કેમ આવે ?
ખરને ખરીદીને શું, સુથાર કમાય છે ?
હાથી, ઘોડા, ખરીદીને, કુંભાર ક્યાં છે જવાનો ?
જૂઠું ત્હારૂં સુણુ હવે, મ્હારી વાત થાય છે !
સોયના નાકામાં થઇ, સાત હાથી સાથે ગયા !
નજરે જોયેલું આનું, નામ કહેવાય છે ! "

## દલાલી વિષે !

**મનહર છંદ.**

દલાલીનો રોગ આખી દુનિયાને લાગ્યો ભાઇ !
જેની તેની બસ હવે, દલાલીજ થાય છે !
ધાતુની દલાલી થાય, અન્નની દલાલી થાય,
ગોળ, ખાંડ, તેલ, ઘીની, દલાલી ગણાય છે !
ઝવેરાતની દલાલી, કાપડ રૂની દલાલી,
હાડકાં, ને ચામડાંમાં, દલાલી પોષાય છે !
**શંકર** કહે છે જેમાં તેમાં દલાલીનો લાગો,
કળી કાળ આવ્યો એવું, આ થકી જણાય છે !
લોન, શૅર, હુંડીઓ ને, વીમાની દલાલી થાય,
ઝાડ, પાન, લાકડાંની, દલાલી લેખાય છે !

ફળ, ફૂલ, પશુ, પક્ષી, કોલસા પથ્થર ઇંટો,
દરેક જણુસ પર, દલાલી લેવાય છે !
ભલે તેનું કંઈ નહિ, પણ આ તો હદ થઇ,
આજ કાલ **કન્યાઓની**, દલાલી ખવાય છે !
**શંકર** કહે છે ભુંડી, દલાલીએ દાટ વાળ્યો,
યોગ્ય કે અયોગ્ય ભાઈ ! હવે ક્યાં જોવાય છે ?

## મુંબઇની ચોપાટીની લ્હેર !

છપ્પો.

ચોપાટીની લ્હેર, શહેર મુંબઈની પ્યારી !
ચોપાટીની લ્હેર, મ્હેર સાગરની સારી !
ચોપાટીની લ્હેર, રોગ ને શોક સમાવે !
ચોપાટીની લ્હેર, હૃદયને શાન્ત બનાવે !
પચરંગી મુંબઇની પ્રજા તે સ્થળ ભેગી થાય છે !
સાંઝ પડે કે લોક સૌ ઝટ, ચોપાટી પર જાય છે !
શીતળ વાયુ વાય, લ્હેર સાગરની આવે !
બેસી સૌ જન ત્યાંય, ગાન કુદરતનું ગાવે !
કો' ગાડીની મ્હાંય, પગે કો' આવે ચાલી !
કો, મોટરની મ્હાંય, બાઇસીકલે પગ ઘાલી !
અઢારે વરણ ત્યાં આવતી, નવિન નવિન વસ્ત્રો ધરી !
ચોપાટી ચિત્ત રમી રહે, જવું ગમે ત્યાં ફરી ફરી !

# ગાયોનો પોકાર !

—ગઝલ—

અરે ! ઓ હિંદના બેટા ! અમારૂં હિત ચ્હાનારા;
બનીને સુસ્ત કાં બેઠા ? અમારૂં દૂધ પીનારા !
અમારા માંસના માટે કસાઇઓ કાપતા અમને;
અમારી દીનની ફરિયાદની દરકાર ના તમને !
અમારાં બાળ તરછોડી તમોને દૂધ તો દઇએ;
અમારા દુઃખની વાતો કહોને ક્યાં જઈ કહીએ ?
હજારો ગાય દરરોજે કપાયે હિંદમાં હાયે !
તમોને છે નહિં પરવા ! અમોને કષ્ટ જે થાયે !
અમારા પુત્ર ખેતીમાં તમોને કામ આવે છે;
અતિશે ભાર ખેંચીને સરસ સેવા બજાવે છે !
તમારા બાપ, દાદાઓ, અમોને માન દે'તાતા;
કહીને **ગાયમાતા** સૌ અમારી સેવ કરતા'તા !
અમારો વધ થતાં અટકાવવાને પ્રાણ પણ દેતા;
અરે ! પુત્રો તમે તેના અમારી દાદ ના લેતા !
તમારા શાસ્ત્રના લેખો તપાસો હિંદુઓ પ્યારા !
ઘણું છે પાપ ગૌવધથી સુણોને સ્નેહીઓ મારા !
બચાવોને ! બચાવોરે ! કતલ થાતાં બચાવોને !
અમારો ગુણ લ્યો હૈયે ! જરા સેવા બજાવોને !
અમારી અર્જ લ્યો ધ્યાને ! અમારાં અશ્રુ લ્હોનારા !
અમારૂં દુઃખ દેખીને અમારા માટ રોનારા ! !

# ગૌ રક્ષા કરો !

**ધીરાના પદનો—રાહ.**

સુખ સૌને કરનારી રે ! મરતી માતા "ગાવડી;"
દુઃખ દરિયે તરનારી રે ! નવ ડુબવા દો નાવડી. સુખ.

માંસને માટે ક્રુર કસાઇઓ, આણે તેનો કાળ;
બળતણુ સાટે કલ્પતરૂનો, છેદ કરે તત્કાળ.
ઘૃત માંખણુ દેનારી રે ! દહીં દૂધ દાતા—"ગાવડી" સુખ.

તેના તનુજો બળધ ક્હાવે, ઉપાડે અતિ ભાર;
ખેતર ખેડે જગ્ત જીવાડે, કાં વિસરો ઉપકાર ?
જે જંગલ ચરનારી રે ! પણુ નવ ન્હાતા—"ગાવડી." સુખ.

પોતાનાં છોરૂ તરછોડી, પય દુનિયાંને પાય;
ગાય સમાન ગરીબ ન કોઈ, જ્યાં દોરે ત્યાં જાય.
અમૃત રસ ઝરનારી રે ! ગુણુ સૌ ગાતા—"ગાવડી." સુખ.

કેમ કૃતઘ્ની થયા હિંદુઓ ? ગાયો માગે દાદ;
ન્યાયી પ્રજા પાળક રાજાને, પ્હોંચાડો ફરિયાદ.
વણુ મ્હોતે મરનારી રે ! બળધ જનેતા—"ગાવડી." સુખ.

ગૌ હત્યાથી પાપ ઘણું છે, અટકાવો ધરી ટેક;
શાસ્ત્ર તમારાં શાખ પુરે છે, વાંચો કરી વિવેક.
**વૈતરણી** તરનારી રે, છે તે ત્રાતા—"ગાવડી." સુખ.

હે ધનવાનો ! ધનને ખરચો ! ગૌ રક્ષાને માટ;
ધર્મ કરો **મણિકાન્ત** કહે છે, દુષ્ટો વાળે દાટ.
વણુ અપરાધે મારીરે, પાપી ખાતા—"ગાવડી." સુખ.



# " ધનરાજ સવારી આવે છે ! "

( માત્રામેળ તોટક-છંદ. )

જો ! વાદળમાં ડંકો વાગ્યો !
રે ! સૂર્ય છુપાવાને ભાગ્યો !
વિજ શ્વેત ધ્વજા ફરકાવે છે !
ધનરાજ સવારી આવે છે !

જો ! મોર મીઠા ટૌકાર કરે !
દ્રઢ ભક્ત પપૈયા ખૂશ ખરે !
તે પિયુ પિયુ શબ્દ સુણાવે છે !
ધનરાજ સવારી આવે છે !

પક્ષી સૌ માળામાં પેસે !
વનચર જૈ વૃક્ષ નિચે બેસે !
પંથીનો પીંડ ધ્રુજાવે છે !
ધનરાજ સવારી આવે છે !

રે ! પવન વાય છે શિતકારી !
જો ! મેઘ ગર્જના છે ભારી !
તે ઝાડ પાન ડોલાવે છે !
ધનરાજ સવારી આવે છે !

કૃષિકાર હૃદયમાં ખુશ થાયે !
નરનાર મલ્હાર મીઠા ગાયે !

સૃષ્ટિને શાન્ત બનાવે છે !
ધનરાજ સવારી આવે છે !

ઝરમર ઝરમર વરસે વારિ !
ખળખળ વ્હેતું જળ જો ! ભારી !
ગરમીનું નામ ભૂલાવે છે !
ધનરાજ સવારી આવે છે !

વિરહી વામા વર વાટ જુવે !
"રે ! ઘેર પધારો ! નાથ ! હવે !"
પિયુના પર પત્ર પઠાવે છે !
ધનરાજ સવારી આવે છે !

ધનરાજ સવારી આવે છે !
આનંદ ! બધે ફેલાવે છે !
જયકાર ! જગે રેલાવે છે !
ધનરાજ સવારી આવે છે !

---

## વર્ષાઋતુનું વર્ણન !

( એક નારી જગતમાં પ્યારી—એ રાહ. )

ટળે તાપ પડે અતિ વારિ ! (૨)
હરિયાળી હરિયાળી પૃથ્વી, લાગે સૌ ખુશકારી ! ટળે.
આકાશે વિજળીઓ ચમકે, ગગન ગર્જના ભારી;
ઝરમર ઝરમર મેહુલો વરસે, પવન વાય શિતકારી ! ટળે.

મોર બપૈયા હર્ષિત થઇને, વદે શબ્દ પ્રિયકારી;
જંગલ પણ મંગલ સમ લાગે, વન રચના અતિ સારી ! ટળે.

ખેડુતો મન હોંસ ધરીને, જાય ક્ષેત્ર હળ ધારી;
હેત ધરીને ખેતર ખેડે, કરે જમીન કસવાળી ! ટળે.

તળાવ ને નદીઓ ઊભરાઈ, ખળખળ વ્હેતું વારિ;
ઘાસ પાન ને ફૂલ ખીલે છે, કરે ગાન નરનારી ! ટળે.

ઘન વરસે ને અનાજ ઊગે, ટળે સકળ ભય ભારી;
કહે શંકર છે સર્વ ઋતુ પણ, વર્ષાની બલિહારી ! ટળે.

## ગ્રીષ્મ ઋતુની પીડા !

( એક નારી જગતમાં પ્યારી. )

પડે તાપ તપે અતિ વારિ ! (૨)
સુખકારી ગઈ શિત ઋતુ, થૈ ગ્રીષ્મ તણી અસવારી ! પડે.

પક્ષી સૌ કલ્લોલ તજીને, જઇ બેઠાં તરૂ ડાળી;
વનચર પણ નિજ ખાન તજીને, સ્થળ શોધે હિતકારી ! પડે.

નદી તળાવે મીનો તરફડે, મળે ન પૂરતું વારિ;
ફળફૂલ ત્યાગી ઝાડ સુકાયાં, ભાસે સૌ ભયકારી ! પડે.

ત્રાસ પામતા કૈંક મુસાફર, તાપ થકી અકળાઇ;
રેલા ઊતરે પરસેવાના, જતાં વસ્ત્ર ભિંજાઈ ! પડે.

કામ ન સુઝે આળસ આવે, દિવસ લાગતો ભારી;
ભલે મૉજ મારે ધનવંતા, ગણી ગ્રીષ્મને પ્યારી ! ૫ડે.
વર્ષાથી પૃથ્વી હરિયાળી, શિત અતિ ગુણકારી;
ફળ, ફૂલ થાયે ઋતુ વસંતે, ત્રણ સર્વેથી સારી ! ૫ડે.
એ વિણ અન્ય ઋતુ ત્રણ છે પણ, ગ્રીષ્મ નહિં ગમનારી;
કહે શંકર એ વિણ નવ ચાલે, પણ તે નહિ ખુશકારી ! ૫ડે.

## " ક્ષયરાજ સવારી આવે છે ! "

### માત્રામેળ તોટક-છંદ.

ઉધરસ દમના ડંકા વાગ્યા,
સુખ શાન્તિના સેવક ભાગ્યા;
જ્વર જીર્ણ ધ્વજા ફરકાવે છે,
ક્ષયરાજ—સવારી—આવે છે !
નવ ભોજન પાચન કૈં થાયે,
રજની હું હું કરતાં જાયે;
ચ્હડી તાવ પસીનો લાવે છે,
ક્ષયરાજ--સવારી--આવે છે !
કિંચિન્ત શ્રમથી જો શ્વાસ ચ્હડે,
કફ મિશ્રિત જો કદિ રક્ત પડે;
એ ચિન્હ બુરાં બતલાવે છે !
ક્ષયરાજ--સવારી--આવે છે !

રે ! શરિર સુકાતું જો જાયે,
નિજ તોલ કદી હલકું થાયે;
ગભરાટ ઘણો ફેલાવે છે,
ક્ષયરાજ--સવારી--આવે છે !

*　　　*　　　*

એ દુઃખ દેખી ના ગભરાવું,
નવ ચિંતાતુર કદી થાવું;
ચિંતા ચમત્કાર બતાવે છે,
ક્ષયરાજ--સવારી--આવે છે !

વસવું જ્યાં ખુલ્લી હોય હવા,
પાચન શક્તિની સેવ દવા;
શરદી ક્ષયને બોલાવે છે,
ક્ષયરાજ--સવારી--આવે છે !

દૂધ, ઘી, માવાનો ભક્ષ કરો,
પોષક વસ્તુથી પેટ ભરો;
એ સુખકર સેવ બજાવે છે,
ક્ષયરાજ--સવારી--આવે છે !

સુવૈદ્ય તણું ઔષધ લેજો,
જ્વર જીર્ણ હઠાવાનું કે'જો;
ભગવાન ભરૂસો ભારી છે !
ક્ષયરોગ મહા દુઃખકારી છે !



# પારસી ભાઇઓને સાલ મુબારક ! !



—ગઝલ—

નવિન શુભ સાલ જરથોસ્તી બિરાદરને મુબારક હો !
સદા સુખ સંપતિ યશને, હૃદય શુદ્ધિ–મુબારક હો !

કૃપા કિરતારની હોજો !
સદા આનંદમાં રહેજો !

કરો પરમાર્થનાં કામો, અખુટ રિદ્ધિ મુબારક હો !

તમારાં કષ્ટ સૌ જાઓ !
પૂરા ધીમંત તો થાઓ !

શૂરા શ્રીમંત કહેવાઓ, સદા સિદ્ધિ—મુબારક હો !

અહાહા ! ! દંપતી વચ્ચે !
જીગરનો પ્રેમ બસ જામો !

રહો સૌ સંપ સંપીને, પ્રજા વૃદ્ધિ–મુબારક હો !

તમો પર પાક પરવરની !
રહમ હરદમ અહા ! રહેજો !

સકળ પરિવાર સુખ પામો, રૂડી બુદ્ધિ–મુબારક હો !

નવું આ સાલ જરથોસ્તી !
નવિન "નવરોજ" નો દિન છે !

દુઆ દૉન શંકરે દીધી, દુઆ• મ્હારી–મુબારક હો !



# પારસી બિરાદરને લગ્નની મુબારક બાદી !

ભુજંગી.

( ૧ )

ઘણાં વર્ષ જીવો ઘણું માન પામો !
તમો દમ્પતીમાં ખરો પ્રેમ જામો !
ટળો આધિ વ્યાધિ ઉપાધિ તમારી !
મળો સંપતિ સંતતિ લાભકારી !

( ૨ )

અહાહા ! ! મુબારક ! અહોહો ! ! મુબારક !
સદા શુભ સાદી તમારી મુબારક !
રૂડો રોજ છે સાજવારી મુબારક !
દુઆ દિલ ખરાની અમારી મુબારક !

# પારસી બુચાને નવજોતની ભલી દુઆ !

( ૧ )

મુબારક ! તને તુજ નવજોત આજે !
યશોગાન તારાં ગવાજો સમાજે !

પુરો પાક જરથોસ્તી બંદો નિવડજે !
ખુદાની દયા હો ! ભલાં કામ કરજે !

( ૨ )

અહાહા !! અહોહોહો !!! આનંદ આજે !
ખુદાવંદ નેકી હૃદયમાં નવાજે !
ભલો ભાગ્યશાળી દયાવંત થાજે !
સુવિદ્યા તણો જાણનારો ગણાજે !

---

# પારસી બુચીને નવજોતની ભલી દુઆ

( ૧ )

મુબારક ! તને બ્હેન નવજોત આજે !
ખુદાવંદ નેકી હૃદયમાં નવાજે !
ભલા ગુણવાળી દયાવંત થાજે !
સદા પાકપરવર તણું ગાન ગાજે !

( ૨ )

સુખી સર્વ વાતે તું બ્હેની ગણાજે !
સુકિર્તી તણી તો દિવાલો ચણાજે !
સદા શત્રુ તારા હણાજે ! હણાજે !
દુઆના સખૂનો છે "શંકર" તણાજે !

( ૩ )

મુબારક ! તને નેક બાનું નિવડજે !
ભલું થાય ત્હારૂં ! ભલાં કામ કરજે !
બુરાં કામથી બ્હેન હરરોજ ડરજે !
સુવિદ્યા તણો બ્હેન ભંડાર ભરજે !



# દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની લડત !
# અને તે પ્રત્યે આપણી ફરજ !

સન ૧૯૧૩-૧૯૧૪.



—ગઝલ—

અરે ! ઓ હિંદના વાસી, વિનંતી ધ્યાનમાં ધરજો;
યથાશક્તિ મદદ આપી, ફરજ સૌ કો' અદા કરજો.

સહે છે કષ્ટ **આફ્રીકે**, બિરાદાર આપણા ખંતે;
ખરેખર ! ! ટેક સાચવવા, ગયા છૈ કેદમાં અંતે.

અરે ! સરકાર **બૉયરની**, ગુજારે જુલ્મ હિંદુ પર;
નવા ધારા વધારીને, લીયે ત્રણ પૌંડનો તે કર.

કરે ના "કર" કબુલ તેને, ધકેલી કેદમાં દે છે;
વસુલ વેરો અરે કરવા, ઈલાજો સખ્ત તે લે છે.

કરેલાં લગ્ન હિંદીનાં, કબુલ તેઓ નથી કરતા;
નથી હક્કદાર એ લગ્નો, કહીને કાયદો ધરતા.

નથી અપમાન એ ઓછું, અરેરે ! ! આર્ય પત્નિને;
નહિં અપમાન એ ઓછું, ગણાયે હિંદ વતનીને.

વળી લે અંગુઠા કેરી, સકળ હિંદી તણી છાપો;
ગુલામો સમ ગણે છે તે, સહન ના થાય એ તાપો.

અરે ! એવા ઘણા બીજા, ઘડયા છે કાયદા ભારે;
ખરે ! એ દેશ છોડાવા હૃદયમાં ધારણા ધારે.

અભય આપી વચન ર્હેલાં, ફરે સરકાર બૉયરની;
હવે તો જુલ્મ હિંદુપર, કરે સરકાર બૉયરની.

થઈ તે કાયદા સ્હામે, કર્યો પોકાર હિંદુએ;
કરીને ઐક્યતા પાડી, તહાં હડતાળ હિંદુએ.

નથી કો' કામપર જાતા, સુકાતા ખાણના ધંધા;
ખરે ! નિજ ટેકના માટે, લડે છે હિંદુઓ સંધા.

કરે છે કેદ તેઓને, બની સરકાર અન્યાયી;
ચલાવે ચાબુકે મારો, નથી કૈં ન્યાય ત્યાં ભાઇ !

ઝળકતો હિંદનો હીરો, ગયો છે કેદમાં "ગાંધી"
થવા તે કાયદા સ્હામે, બરાબર બાકરી બાંધી.

સકળ કષ્ટો સહન કરતા, બિરાદર હિંદવાનો ત્યાં;
નથી ડગ એક પણ ડગતા, બિરાદર હિંદવાનો ત્યાં.

કબુલ ના કાયદો કરતા, અધીરા લેશ ના થાતા;
ખમે ચાબુકનો મારો, ખુશીથી કેદમાં જાતા.
હજારો હિંદના લોકો, પડયા છે કેદમાં હાયે !
વળી વીરાંગનાઓ કૈં, અરેરે ! ! જેલમાં જાયે.
કથા એ કષ્ટની સુણતાં, વહે અશ્રુતણી ધારા;
બચાવો દેશ બંધુને, મદદ આપી તમે પ્યારા.
સહે છે કષ્ટ તે લોકો, બિચારા ટેકના માટે;
હજારો હાડમારી તે, ઉઠાવે હિંદના માટે.
કુટુંબો તેમનાં રખડે, મદદ તે લોકને કરવા;
બનો તત્પર તમે ભ્રાતા ! વિપત્તી તેમની હરવા.
નિરાધારી કુટુંબોને, નિભાવાને મદદ કરજો;
ઉદર પોષણ તણે અર્થે, રકમ કૈં ફંડમાં ભરજો.
યથાશક્તિ મદદ આપો, તમે સૌ હિંદના જાયા;
દયા દેશી પરે લાવો, બિરાદર આપ છો ડાહ્યા.
હજારો રૂપિયા ભાઇ ! તમે નાહક ઉડાવો છો;
અરે ! ઓ શેઠ શ્રીમંતો ! તમે કાં તક ગુમાવો છો ?
સ્થળે સ્થળ ફંડ ખોલ્યાં છે, ભરો તે ફંડમાં નાણું;
બચાવા દેશ બંધુને, મળે છે યોગ્ય આ ટાણું.
વિનંતી ધ્યાનમાં ધારી, તિજોરી આપની ખોલો;
અહાહા ! ! હિંદ ભૂમિનો, થજો જયકાર ! સૌ બોલો !

# સ્વભોગ આપનારા બહાદુર સત્યાગ્રહીઓ !

## સન ૧૯૧૩-૧૯૧૪.

—ગઝલ—

લડાઇ સત્યની લડવા થયા તૈયાર શિર સાટે;
ડગીશું એક ના ડગલું અમારા દેશના માટે !
અતિશે કષ્ટ વેઠીશું અમારા સુખના સાટે;
અહા ! ના હામ હારીશું અમારા હિંદના માટે !
બ્રિટિશ રૈયત અમે સાચી લડીશું હા ! હકો માટે;
અરે ! સરકાર ઑાયરની અમારા તે હકો દાટે !
કર્યો ત્રણ પૌંડનો વેરો સકળ હિંદી તણે માથે;
વળી લે અંગુઠા કેરી અરેરે ! ! છાપ તે સાથે !
ભરે ના "કર" અરે ! તેને ઝપાટે કેદમાં નાખે;
ચલાવે ચાબુકે મારો છતાં સૌ હિંદીઓ સાંખે !
ગુલામો સબ ગણી અમને અતિ અપમાન આપે છે;
વચન રક્ષણ તણું આપી હવે તેને ઊથાપે છે !
કબુલ ના કાયદો કરતા અમે સૌ કેદમાં જાતા;
અમારા દેશના માટે અરે ! ચાબુક પણ ખાતા !
અમે હડતાળ પાડી છે થવા તે કાયદા સ્હામે;

લડીશું ખંત રાખીને અમારા દેશના નામે !
નથી ધનમાલની પરવા ! સઘું વ્હાલું તજી દીધું !
અમારો ટેક સાચવવા અમે આ કાર્ય છે કીધું !
નથી હથીઆરથી લડતા લડીશું ન્યાયના રસ્તે;
અમારી આબરૂ સર્વે અમારા શાહના હસ્તે !
અમારા સૈન્યનો "નેતા" શુરો સરદાર છે "ગાંધી";
અમોએ ન્યાય મેળવવા કમર મજબૂત છે બાંધી !
લડીશું હા ! હકો માટે ! મરીશું ટેકના માટે !
અમારા દેશની દાઝે ! અમારા હિંદના માટે !

## ગોખલે અને ગાંધી !

સન ૧૯૧૩-૧૯૧૪.

—ગઝલ—

અમે વ્યંજન બધા જોયા,
નજર ગગ્ગા પરે સાંધી !
સ્વદેશી કાર્યમાં સ્નેહે,
શૂરા છે-ગોખલે, ગાંધી ! અમે.
અમારા આભ મંડળમાં,
સીતારા બે પ્રકાશે છે !
સદા પરમાર્થ કરવામાં,
પૂરા છે-ગોખલે, ગાંધી ! અમે.

લડાઈ સત્યની લડતા,
　　અમારા લાભ સાચવવા !
અમારી હિંદ ભૂમિના;
　　હીરા છે–ગોખલે, ગાંધી ! અમે.
ડગે ના એક પણ ડગલું,
　　નહિં હિંમત કદી હારે !
સહન સૌ કષ્ટ કરવામાં,
　　ધીરા છે–ગોખલે, ગાંધી ! અમે.
ઘણું જીવો અહા ! બન્ને,
　　હિતેચ્છુ હિંદના પ્યારા !
"સ્વદેશી" બ્હેનના વ્હાલા,
　　વીરા છે–ગોખલે, ગાંધી ! અમે.



# પતિ પ્રેમ પરિક્ષા !

### ભુજંગી તથા ગઝલ.

અહો ! નાથ ! આજે દિસો કાં ઉદાસી ?
અરે ! આનને શોક છાયા પ્રકાશી !
વિનંતી કરે આપને દીન દારા !
કહો સત્ય સ્વામી ! પ્રભુ પ્રાણ મ્હારા !

પધારો ગૃહે સાંઝના શાન્ત પેખું !
સદા નાથ ! આનંદમાં મુખ દેખું !
નથી આજ આનંદ કે, શાન્તિ પ્યારા !
કહો સત્ય સ્વામી ! પ્રભુ પ્રાણ મ્હારા !

નથી ચેન ચિત્તે નડી કૈં ઉપાધિ !
વદો સત્ય વ્હાલા ! થયો કૈંક વ્યાધિ !
દુઃખી દેખતાં છે દુઃખી આપ દારા !
કહો સત્ય સ્વામી ! પ્રભુ પ્રાણ મ્હારા !

ઉમંગે વધાવા મુકી કામ આવી !
પીયો નાથ પાણી ! ભરી પાત્ર લાવી !
પતિ ચર્ણ ચાંપુ ! વદો ચક્ષુ તારા !
કહો સત્ય સ્વામી ! પ્રભુ પ્રાણ મ્હારા !

× × × ×

પ્રિયા ! શાન્ત થા ! શું ત્હને કષ્ટ કેવું ?
ટળે કષ્ટ તુંથી નથી હાય ! એવું !

નથી વ્યાધિ કૈં છે ઉપાધિ અકારી !
કહી ના વૃથા દૂભવું પ્રાણ પ્યારી !

ટળે કષ્ટ કે'વા થકી ના કદાપિ !
સુણી હાય ! શાણી ! રહે શોક વ્યાપી !
થવાનું હશે તે થશે એમ ધારી !
કહી ના વૃથા દૂભવું પ્રાણ પ્યારી !

× × × ×

ભલે કષ્ટ એવું હશે તો સહીશું !
પતિના દુઃખે દુઃખિયાં હા ! રહીશું !
સુણી શબ્દ સ્વામી ! વહે અશ્રુધારા !
કહો સત્ય સ્વામી ! પ્રભુ ! પ્રાણ મ્હારા !

કદી કષ્ટ ટાળી શકાયે ન પ્યારા !
છતાં દૈ દિલાસો શકું નાથ મ્હારા !
અરે ! અશ્રુ સાટે દઊં રક્ત ધારા !
કહો સત્ય સ્વામી ! પ્રભુ ! પ્રાણ મ્હારા !

× × × ×

અતિ હઠ્ઠ ત્હારી ! હવે હું જણાવું !
કથા કષ્ટની રે ! સલૂણી ! સુણાવું !
દિલાસો નહિં તો ભલે દોષ દેજે !
દુઃખી થાય તો કંથને કાજ રહેજે !

કુસંગે ચઢીને કર્યો હાય ! સટ્ટો !
અરે ! આબરૂને લગાડયોજ બટ્ટો !

હતી શેઠની ઉઘરાણીજ આવી !
અરે ! હાય ! સટ્ટા વિષે સૌ ગુમાવી !

હતા બારસો રૂપિયા મુજ પાસે !
બધા હાય ! હાર્યો હવે કેમ થાશે ?
નથી બાર તો બારસો ક્યાંથી લાવું ?
અરે ! હાય ! સુઝયું મ્હને કેમ આ'વું ?

અરે ! હાથે કરીને મ્હેં લગાવી પેટમાં પાળી !
કુહાડાથી અરે ! કાપી હતી જે બેસવા ડાળી !
અહા ! ફળફૂલ દેનારા બગીચાને દીધો બાળી !
અરેરે ! ! આવતી રોજી પ્રિયા ! સટ્ટો કરી ટાળી !

ખબર જો શેઠને પડશે કદી ના માફ-તે કરશે !
ખરા ખોટા તણો અંતે અરે ! ઇન્સાફ-તે કરશે !
કર્યો સટ્ટો અરે ! મ્હેં તે સુણીને કોપ તે કરશે !
કરાવે કેદ તે મુજને દયા દિલમાં નહિં ધરશે !

× × × ×

કથા આ કષ્ટની સુણતાં કલેજું કંથ ! ફાટે છે !
ઘરેણાં ને વળી પલ્લું પછી તે કોણ માટે છે ?
મુકી ગીરો અગર વેચી અનામત શેઠની આપો !
કરો ના નાથ ! કૈં ચિંતા ! કથેલું કષ્ટ આ કાપો !

× × × ×

ઘરેણાં ના ગીરો મૂકું, પિયરથી તું પ્રિયા ! લાવી !
નથી પણ પરે સત્તા ! થવાનું તે થશે ભાવી !

કરૂં કંગાલ ના તુજને સુખેથી કેદ હા ! સેવું !
જવા દે વાત એ વ્હાલી ! કરૂં ના કામ હું એ'વું !

× × × ×

વદો શું નાથ ! આ વાણી ? પરાયું કાં તમે જાણો ?
પિયરની શું હવે સત્તા ? પતિ ! તકરાર કાં તાણો ?
અપાયું દાન કન્યાને પિતાનો ના પછી દાવો !
ઘરેણાંને મુકી ગીરો રૂપૈયા રોકડા લાવો !

ભિખારી હા ! ભલે થૈશું તજીશું ટેક—ના પ્યારા !
મજૂરી અન્યની કરતાં ડગીશું છેક—ના પ્યારા !
ગણો ભરથાર ભામાનાં હૃદય શું એક ના—પ્યારા ?
તમારો ને અમારો તે નવો છે નેક ના—પ્યારા !

કદાપિ કષ્ટ જો પડશે સહીશું-કંથના માટે !
અરે ! વેરાન જંગલમાં રહીશું-કંથના માટે !
ભલે આ દેહને વેચો ! કહીશું-કંથના માટે !
અરે ! અપવાસ જો પડશે ચહીશું-કંથના માટે !

પતિ કાજ **તારામતી** કષ્ટ પામી !
**હરિશ્ચંદ્ર** જેવો હતો શિર સ્વામી !
બની અન્ય દાસી પતિ ઋણ વાળ્યું !
મહા કષ્ટ સ્વામી તણું સધ ટાળ્યું !

સતી અન્ય કૈંએ કરી સ્વામી ભક્તિ !
મહા માન પામી મળી સદ્ય મુક્તિ !

સતી કૈં બળી ભસ્મ થૈ નાથ સાથે !
પતિ ભક્તિ એ'વી હણ્યા પ્રાણ હાથે !
અરે ! અલ્પજ્ઞાની કરી શું શકું હું ?
છતાં આપને નિજ આત્મા ગણું હું !
વૃથા વાદ મેલી ઘરેણાં વટાવો !
અહા ! રોકડા રૂપિયા નાથ ! લાવો !
નથી યોગ્ય હું આપને શિખ દેવા !
છતાં થાય ઈચ્છા અરે ! કૈંક કે'વા !
ક્ષમા આપની હે કૃપાનાથ ! માગું !
પછી શબ્દ બે નમ્રતા ધારી ભાખું !

મળે મ્હેનત તણી રોજી ખુશીથી નાથ ! તે ખાવી !
અવરની ના કરો ઈચ્છા ! વૃથા હા ! લોભ વરસાવી !
હરામી માલ મેળવવા કરે છે યત્ન જે સ્વામી !
ગુમાવે ગાંઠનું નાણું અતિશે કષ્ટ તે પામી !
હવે અફસોસને છોડી સલુણા શ્યામ છો શાણા !
કહ્યો તે યત્ન અજમાવી ભરોને શેઠનાં નાણાં !
નહિ શંકા ધરો કાંઈ નથી કૈં પારકું પ્યારા !
અરે ! આ દેહ છે અર્પણ સદા શિરછત્ર છો મ્હારા !

× × × ×

પ્રતિમા પ્રેમની મ્હારી ! ભલી આ શિખ ત્હેં દીધી !
કસોટી પ્રેમની આજે અહાહા ! ! પૂર્ણ મ્હેં કીધી !
તરૂણી ! મ્હેં તને તાવી ટકી તું તાપની પાસે !
અહાહા ! ! ધન્ય છે ! ભામા ! પતિ ભક્તિ ભલી ભાસે !

નથી સટ્ટો કર્યો મ્હેં તો ગુમાવ્યું છે નહિં નાણું !
પરિક્ષા પ્રેમની જોવા ત્રિયા ! મ્હેં મેળવ્યું ટાણું !
નથી એવી સકળ નારી ઘરેણું ગાંઠનું આપે !
સમય કળિયુગનો છે આ હૃદયમાં સ્વાર્થને છાપે !

*   *   *   *

કરે સૌ તે અમે કીધું પરીક્ષા શું ત્હમે લીધી ?
કસોટી એ નહિ પ્યારા ! અહા ! હાંસી ત્હમે કીધી !
ભરીને ઝેરની પ્યાલી ! ધરો જો નાથ ! તો લઇએ !
હૃદયમાં નાથને લાવી ખુશીથી ઝેર પી–જઇએ

હવે નાથ મ્હારા ! પધારો રસોડે !
જમાડું રસોઇ અહા ! આજ કોડે !
ફરી ના કરો આ પ્રમાણેજ હાંસી !
દુભાયે અતિ આપની નાથ દાસી !

*   *   *   *

અહા ! પ્રાણપ્યારી ! થયો ખેલ પૂરો !
જુગારી તણો છેજ અન્જામ બૂરો !
જુગારે જીતી તું પતિને હરાવી !
પતિ ભક્તિ ત્હેં આજ પૂરી જણાવી !

નમું કિરતાર કરૂણાળુ ! કૃપા તું હિંદ પર કરજે !
અહા ! સૌ હિંદવાણીમાં પતિભકિત સદા ભરજે !
વિનંતિ આ કરી મ્હેં તે દયાળુ ! ધ્યાનમાં ધરજે !
અમારાં હિંદનાં કષ્ટો અહા ! કિરતાર ! તું હરજે !



# ટોળક બંધુને સવિનય વિનંતિ !



**હરિગીત છંદ.**

ઔદીચ ટોળકીયા તણા સંતાન છો શાણા તમે !
તમ જ્ઞાતિનો સેવક વિનય ને સ્નેહથી તમને નમે !
દિન અર્જ આ મમ એક છે દિલમાં ધરો તે દ્વિજવરો !
હું પ્રેમથી પૂછું તમોને, કૉન્ફરન્સો કાં ભરો ?

જે આ સભાના કાયદા તે ક્યાંય પણ પોષાય ના !
મનને ગમ્યું સૌ કો' કરે પ્રતિબંધ તેનો થાય ના !
દુઃખકર કુધારા છે ઘણા જે બંધ કાં ના તે કરો ?
હું પ્રેમથી પૂછું તમોને, કૉન્ફરન્સો કાં ભરો ?

હાંસી કરે સૌ હોંશથી ભૂદેવ ભેગા થાય છે !
ભાષણ નકામાં ભરડતા હો ! હા ! કરી વેરાય છે !
ના ન્યાતનું ધોળે કશું ડાહ્યા ઘણા છે દ્વિજવરો !
હું પ્રેમથી પૂછું તમોને, કૉન્ફરન્સો કાં ભરો ?

છે વિપ્ર નેતા વિશ્વના પણ તે અનીતિ આદરે !
નહિ હીત ઈચ્છે આપનું તે અન્યનું કેવું કરે ?
અપવાદ એ ઓછો નથી પણ ધ્યાનમાં ના તે ધરો !
હું પ્રેમથી પૂછું તમોને, કૉન્ફરન્સો કાં ભરો ?

સૌ કો' કહે કૈં વર્ષથી કૉંગ્રેસ ભેગી થાય છે !
ના ફંડ કૈં ભેગું કર્યું રે ! ક્યાં કુધારા જાય છે ?

રે ઉન્નતિ જ્ઞાતિ તનોને કેળવીને કૈં કરો !
હું પ્રેમથી પૂછું તમોને, કૉન્ફરન્સો કાં ભરો ?

નવ બંધ થાતાં બાળલગ્નો બહુ બુરૂં તે થાય છે !
બાળા વરસ ખટ સાતની તે સાસરે સંધાય છે !
નિપજે પ્રજા નિર્બળ અરે ! તન સુખ ત્હેનું કાં હરો ?
હું પ્રેમથી પૂછું તમોને, કૉન્ફરન્સો કાં ભરો ?

કૈંતો બિચારી બાળવિધવા અલ્પ વયમાં થાય છે !
સંસાર સુખ ચાખ્યા વિના ખૂણા વિષે ખડકાય છે !
શું દમ્પતીનો ધર્મ છે ? જાણ્યા વિના ના કૈં કરો !
હું પ્રેમથી પૂછું તમોને, કૉન્ફરન્સો કાં ભરો ?
રે ! દીકરીના દોકડા લેવાય છે નિજ ન્યાતમાં !
વય ગુણ કૈં જોવાય ના નાણાં મળે જ્યાં હાથમાં !
બસ સુખ સૌ તનયા તણું હાથે કરીને કાં હરો ?
હું પ્રેમથી પૂછું તમોને, કૉન્ફરન્સો કાં ભરો ?
હા ! વિત્ત હરવા વૃદ્ધ–રોગી–આંધળો પણ નવ જુવે !
હોયે અપંગ–અનાથ–નિર્બળ નાંખતા કન્યા કુવે !
રંડાય કે છંડાય તે દિલમાં દયા કૈં ના ધરો !
હું પ્રેમથી પૂછું તમોને, કૉન્ફરન્સો કાં ભરો ?

નવ બંધ થાતાં બારમાં લાડુ ઉડાવો લહેરમાં !
દેવું કરી દા'ડો કરો નવ ખાખ ખાવા ઘેરમાં !
ચગદાઇ પરના રણુ તળે જીવતર અકારૂં કાં કરો ?
હું પ્રેમથી પૂછું તમોને, કૉન્ફરન્સો કાં ભરો ?

જે ઘેર મૃત્યુ હોય ત્યાં રો–પીટ ઝાઝી થાય છે !
પણ બારણામાં પ્રેમથી પકવાન તો પૉરસાય છે !
મૃત્યુ ભલે હો યુવકનું પણ મુખમાં મોદક ધરો !
હું પ્રેમથી પૂછું તમોને, કૉન્ફરન્સો કાં ભરો ?
સીમંતમાં પણ ખર્ચ છે બીજી રૂઢી ના છાજતી !
નિચ ઢોલીં સાથે નારીઓ નખરાં કરીને નાચતી !
વગડાવીં વાજાં વહાલથી કાં લોકને ભેગા કરો !
હું પ્રેમથી પૂછું તમોને, કૉન્ફરન્સો કાં ભરો !
વળી લગ્નનાં છે ખર્ચ મ્હોટાં તે કમી કૈં થાય ના !
ઘર બાળીંને તીરથ કરો એ આંખથી જોવાય ના !
ઘરમાં મળે ના અન્ન ને પહેરી પિતાંમ્બર કાં ફરો ?
હું પ્રેમથી પૂછું તમોને, કૉન્ફરન્સો કાં ભરો ?
ગાયે ફટાણાં નારીઓ નિજ લાજને નેવે મુકી !
બસ સાંભળો છો હાંસથી, ચતુરાઇ કાં જાઓ ચુકી ?
રે સાંભળે મા–બ્હેન પણ ના ધ્યાનમાં તેને ધરો !
હું પ્રેમથી પૂછું તમોને, કૉન્ફરન્સો કાં ભરો ?
"ઊંચા અમે" કોઇ કહે "કન્યા બીજે ના આપીંએ !
પણ આપનારો હોય તો બે ઉપર ત્રીજી સ્થાપિયે !
કન્યા રડે રખડે ભલે મ્હેરામણી મ્હેલાં ધરો !"
હું પ્રેમથી પૂછું તમોને, કૉન્ફરન્સો કાં ભરો ?
એ વણ બીજા કૈં દોષ છે તે કયાં જરા જોવાય છે ?
નિર્ધન અને નિરતેજ જ્ઞાતી ભાઇ થાતા જાય છે !

હે શિખ યા ભય–દંડથી, અટકાવ બસ તેનો કરો !
હું પ્રેમથી પૂછું તમોને, કૉન્ફરન્સો કાં ભરો ?
ખોટાં ખરચ અટકાવીને પૈસા ભરાવો ફંડમાં !
તન કેળવો જ્ઞાતી તણા બસ નામના નવખંડમાં !
થાયે ઉદય કૈં આપણો એવા ઈલાજો આદરો !
હું પ્રેમથી પૂછું તમોને, કૉન્ફરન્સો કાં ભરો ?
રે ! **એકડાને બેખડાની** રીત કૈં સારી નહિં ?
વિભાગ પાડો જ્ઞાતિના એ ભૂલ શું ભારી નહિં ?
સૌ સંપસંપીને રહો કન્યા અછત શાને કરો ?
હું પ્રેમથી પૂછું તમોને, કૉન્ફરન્સો કાં ભરો ?
લ્યો જૈન કેરો દાખલો કૉન્ફરન્સ તેઓની ખરી !
તારી અહા ! નિજ ન્યાતને કૈં કૈં સુધારાઓ કરી !
રે ! કોમ સુધરે અન્ય ને કાં આપ અંધારે ફરો ?
હું પ્રેમથી પૂછું તમોને, કૉન્ફરન્સો કાં ભરો ?
કૉન્ફરન્સ ભરવાની મના મ્હારી નથી શાણા સુણો !
આરંભ છે એ ઉદયનો છે લાભ એ માંહી ઘણો !
પણ ખંત રાખીને ખરી "યાહોમ" પગ આગળ ધરો !
હું પ્રેમથી પૂછું તમોને, કૉન્ફરન્સો કાં ભરો ?
અંતર બળે માટે કરી કટુ વચન આ બોલાય છે !
પણ તે બદલ સૌ સુજ્ઞની "મણિકાન્ત" માફી ચ્હાય છે!
રે ! બોલવું બાકી રહ્યું તડભેદને પણ પરહરો !
હું પ્રેમથી પૂછું તમોને, કૉન્ફરન્સો કાં ભરો ?

# કૈંક વર્ષે નિદ્રામાંથી જાગ્રત થએલું બાળક !

( ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાહ. )

નીર ભર્યાં કાં નયન વિષે ઓ માવડી ?
મ્લાન થયું તુજ મુખ કહે શા માટજો ?
યૌવન ને ગૌરવ તે ત્હારૂં ક્યાં ગયું ?
તેજ વિનાનો આ શું ? ત્હારો ઘાટજો ! નીર૦

કેશ બધા વિખરાઈ પડ્યા પૃથ્વિ પરે,
મસ્તિક મુક્યો હસ્ત કહે શા કાજજો ?
મહારાણી સમ ઓ માતા તું તો હતી,
ક્યાં છે ? ત્હારૂં મણિમુક્તામય તાજજો ! નીર૦

લીલી ને સુંદિર સાડી તું ઓઢતી,
જીર્ણ વસ્ત્ર તુજ અંગ પરે છે આજજો;
આભુષણ ત્હારાં માતાજી ક્યાં ગયાં ?
એ વૈભવ શું ? હાય ! થયો તારાજજો ! નીર૦

મંદિર સુંદિર ક્યાં છે ? માતા આપણું,
નંદનવન સમ વાડી ના દેખાયજો;
વૃક્ષ નીચે વાસો માતા ત્હેં કાં કર્યો ?
આ જંગલ છે ચો-દિશ ખાવા ધાયજો ! નીર૦

ઓ માતા ! અત્રે બેઠી તું એકલી,
નોકર, ચાકર, નજરે ના દેખાયજો;
શાણા ભ્રાતા સર્વે મ્હારા ક્યાં ગયા ?
અવલોકી અંતરમાં કૈં કૈં થાયજો ! નીર૦

**સંપરામ** સ્નેહી તે નાં નજરે પડે,
ભગિની ત્હેની **લક્ષ્મી** ક્યાં ? હે માતજો;
**ધર્મદાસ** મમ તાત તજીને ક્યાં ગયા ?
ક્યાં છે ? ક્યાં છે ? સુખકારક એ સાથજો ! નીર૦

આ શું દેખું ! બંધુ મ્હારા ઊંઘતા !
રક્ત તણા છાંટા આ જો ! દેખાયજો;
દુર્ગંધી દારૂની અત્રે આવતી,
તે સર્વે મુજથી કૈં ના સમજાયજો ! નીર૦

માતાજી બોલોને મુગાં કાં રહ્યાં ?
સર્વ કથા સાંભળવા છું તૈયારજો;
હિમ્મતવાળી ઓ માતાજી ! તું હતી.
હજુ વહે છે આંસુડાં ચોધારજો ! નીર૦

કષ્ટ તણી કથની ઓ ! બેટા ! શું કહું ?
અરે ! હાય ! એ કે'તાં ના'વે પારજો;
તેમ છતાં સમજાવું હું ટુંકાણમાં,
સમજીને મેળવજે સઘળો સારજો ! ૪૯૦

કુસંપરાજા આવ્યો આ નગરી વિષે
સર્વ જણે તેનો કીધો સત્કારજો;
સંપરામ સ્નેહી સાથે ટંટો કરી,
હાંકી કાઢયા નગ્ર તણી રે બ્હારજો ! ક૯૦

સંપરામની સાથે હા ! લક્ષ્મી ગઈ,
ધર્મરામ પણ ગયા તજીને ધામજો;
મદ્યપાન મહેમાન બનીને આવીયો,
આપ્યું તુજ ભ્રાતાએ ત્હેને ઠામજો ! ક૯૦

મદ્યપાન ને કુસંપરાજાએ મળી,
કરી દશા માઠી મ્હારી નિરધારજો;
છું દુઃખણી મ્હારૂં કોઇ બેલી નથી !
કેમ વહે ના આંસુડાં ચોધારજો ? ક૯૦



## હળધરવાસનો ગરબો.



( સારૂં સારૂં રે સુરત શહેર—એ રાહ. )

હરિયાળું હળધરવાસ, વેત્રવતી તીરે,
વૈષ્ણવ જનોનો છે વાસ, વેત્રવતી તીરે,
સુંદર શોભા ગામ તણી છે, મૂખે કહી નવ જાયરે;
રચના રૂઢી અવલોકીને, મુજ મનડું લોભાય. વેત્રવતી તીરે.

પ્રથમ પહેલાં દર્શન કરીએ, **ભીમનાથ** મહાદેવરે;
**જીવરામ** બાવો હેતે નિત્યે, કરે તેમની સેવ, વેત્રવતી તીરે.

ભીમનાથના દેવળ પાસે, **સોમનાથ** સોહાયરે;
બાગ કુવાની રચના દેખી, મમ અંતર લોભાય. વેત્રવતી તીરે.

**ધર્મશાળાનું** ધામજ મ્હોટું, વૈષ્ણવનું કહેવાયરે;
જતા આવતા જન ઉતરે છે, વિશ્રાન્તિ લેવાય. વેત્રવતી તીરે.

**દવાખાનું** છે દીપતુંરે, દરબારી કહેવાયરે;
દરદીને ઔષધ ત્યાં મળતું, દુઃખ તેનું દૂર થાય. વેત્રવતી તીરે.

ત્યાંથી ચાલ્યા દૂર જરા કે, હાટ તણી છે હારરે;
ગાંધી કાપડીઆ ને કણીઆ, દરજી ને સોનાર. વેત્રવતી તીરે.

ઘાંચી મોચી ને પરજાપત, રંગરેચ સુથારરે;
ધમધોકાર ધંધો કરતા, ડરતા નહિ તલભાર. વેત્રવતી તીરે.

આસપાસના ગામ વિષે તો, શહેર સમું પંકાયરે;
માલ મળે છે મનનો માન્યો, જે તે, લેવા જાય. વેત્રવતી તીરે.

**અડબોલી ને હાથરોલી** છે, **બારમુંવાડું રૂડું**રે;
**સરસવણીનેછીંપીઆલ**છે, ભલુંગામ **ભરકુંડું**. વેત્રવતી તીરે.

એ સહુ ગામતણી વચ્ચે છે, **હળધરવાસ** આબાદરે;
ગામડીઆ જન કેરૂં તે તો, નાનું અમદાવાદ. વેત્રવતી તીરે.

બજાર મુકી આગળ ચાલ્યા, **મંદીર** આવે મો'ટુંરે;
રાધા ને ઘનશ્યામ બિરાજે, દર્શન વિણ સહુ ખોટું. વેત્રવતી તીરે.

**દરબાર** આવ્યો દીપતોરે, ઠાઠજ તેનો ભારીરે;
મુખી તલાટી તેમાં બેસે, ઉતરે છે અધીકારી. વેત્રવતી તીરે.
મંદીરનાથી પૂર્વ દિશાએ, વૈશ્ય તણાં છે ધામરે;
ઉત્તરમાં પણ વૈશ્ય વસે છે, બ્રાહ્મણનો મુકામ. વેત્રવતી તીરે.
મંદીર **સ્વામીનારાયણનું,** તે પાસે **હનુમાનરે;**
વલ્લભકુળની **બેઠકમાં,** જન કરતા હરિનું ગાન. વેત્રવતી તીરે.

બેઠકની શોભા સુંદીર છે, મૂખે કહી નવ જાયરે;
નવરાત્રીના નવ દિવસમાં; માંડવડી મુકાય. વેત્રવતી તીરે.

ત્યાંથી આગળ **ચોરામાં** છે, **અંબાજીનું** ધામરે;
બળવંતો હનુમાન બિરાજે, જોવા જેવું કામ. વેત્રવતી તીરે.

ચોરાની સ્હામે શેરીમાં, બ્રાહ્મણનો મુકામરે;
**અંબાલાલે** બંધાવેલું ધર્મશાળાનું ધામ. વેત્રવતી તીરે.

વેત્રવતીના ઢાળ ઉપર છે, ગુજરાતી **નિશાળરે;**
ભણતાં ગણતાં પાઠ શિખતાં, નાનાં મ્હોટાં બાળ. વેત્રવતી તીરે.

દક્ષિણ ઉત્તર **લીંબડી,બહુચર,**માતતણાંછેધામરે;
વેત્રવતી ગંગા ઉતરીને લઊં **ભૃગુઋષિનું** નામ. વેત્રવતી તીરે.

ધન્ય ધન્ય છે ભૃગુઋષિને, જંગલના છે રસીયારે;
આગળ પાછળ ઝાડઝુંડ છે, વચમાં પોતે વસીયા. વેત્રવતી તીરે.

ભૃગુઋષિની, સ્હામી પાળે, **પારાસુર** બિરાજેરે;
**દેવળની** રચના રઢીઆળી, મનડું મારૂં રાચે. વેત્રવતી તીરે.

વ્યતિપાત જે દિવસે હોયે, મહાપૂજા અહીં થાતીરે;
ભેગા થઈ બ્રાહ્મણુ આવે છે, ભક્તિ ત્યાં હરખાતી. વેત્રવતી તીરે.

ઘણા દાક્તરોનો મત એ છે, હવા અહીંની લેશેરે.
શરીર સંપત્તિનું સુખ પામે, દેહ નિરોગી રે'શે. વેત્રવતી તીરે.

બે શંકરની વચમાં વાત્રક, પૂર્વ દિશાએ વહે છેરે;
અહીં ન્હાવાથી પુણ્ય ઘણુંછે, શાસ્ત્ર પુરાણો કહે છે. વેત્રવતી તીરે.

ગામતણી ઉત્તર બાજુમાં, કોટ કુવો વિખ્યાતરે;
બ્રાહ્મણુ કેરો વાસ હતો ત્યાં, બ્રહ્મપુરી પ્રખ્યાત. વેત્રવતી તીરે.

એ વીણુ રચના અન્ય ઘણી છે, કહેતાં ના'વે પારરે;
સર્વ મળીને જન્મભુમિનો, બોલો જય !જયકાર ! વેત્રવતી તીરે.

સંવત ઓગણી પાંસઠ કેરા, ફાગણુ શુદી બીજરે;
ગરબો ગાયો 'શંકરલાલે', હરિની ઈચ્છાથીજ. વેત્રવતી તીરે.

---

## નામદાર શહેનશાહ પાંચમા જ્યૉર્જનું હિન્દમાં આગમન !

( તા. ૬-૧૨-૧૯૧૧.

( ફાગણુ દીસે છે અલબેલા ત્હારી આંખમાંરે—એ રાહ. )

રાજા જ્યૉર્જ પાંચમા ભરત ભૂમિમાં આવશેરે. રાજા.
ઠામ ઠામ તૈયાર થઇ છે, ગામે ગામ વધાઇ ગઈ છે;
હીંદ તનૂજો માટે કૈં કૈં લાવશેરે. રાજા.

રાજા રાણી હિંદ પધારે, ભરત ભૂમિનાં માન વધારે;
મહારાણી સહ દીલ્હી તખ્ત દિપાવશેરે. રાજા.

ધામધૂમ મુંબઇમાં થાયે, ઇંદ્રિપુરી સમ સૌ દેખાયે;
ધ્વજા વાવટાથી રસ્તા સોહાવશેરે. રાજા.

દરવાજા જ્યાં ત્યાં દેખાયે, દીવાનાં તોરણ બંધાયે;
ફુલ લાઈટથી બિલ્ડીંગો શોભાવશેરે. રાજા.

રાજાજીનાં દર્શન કરવા, અંતરની આશીષ ઉચરવા;
બહાર ગામથી રૈયત ઝાઝી આવશેરે. રાજા.

મંડપ ઍપોલોપર કીધો, અસંખ્ય બેઠકથી ભર્યો દીધો;
રાજા રાણી માનપત્ર સ્વીકારશેરે. રાજા.

તારીખ બીજી ને શનિવારે, ડીસેમ્બરની સાયંકાળે;
હિંદ ભૂમિન નિજ પદથી દિપાવશેરે. રાજા.

મુંબઇથી દીલ્હી ઉપડશે, તારીખ બારે તખ્તે ચ્હડશે;
હીંદ તનુજો ફૂલવૃષ્ટિ વરસાવશેરે. રાજા.

ભલે પધારો રાજા રાણી, ખરાં સ્નેહ અંતરમાં આણી;
જુગ જુગ જીવી સદ્કીર્તિ ઝળકાવશેરે. રાજા.

---

## નામદાર શહેનશાહ પાંચમા જ્યૉર્જ ભલે પધારો !

(તા. ૨-૧૨-૧૯૧૧.)

—ગઝલ—

અહા ! આનંદ છે આજે, પધારો જ્યૉર્જ મ્હારાજા;
તખતપર બેસવા કાજે, પધારો જ્યૉર્જ મ્હારાજા !

સુરજ સોના તણો ઉગ્યો, દિવસ દેખું દીવાળીનો;
મધુર વાજાં અહા ! વાજે, પધારો જયોર્જ મ્હારાજા !

સ્ટીમર સ્વારી લઈ આવી, ફુટે તોપો વધાઇની;
ધડાકાથી ગગન ગાજે, પધારો જ્યૉર્જ મ્હારાજા !

ભલે આવ્યાં મહારાણી, રહમ રૈયત પરે આણી;
કદમ તમ હીંદમાં છાજે, પધારો જ્યૉર્જ મ્હારાજા !

અહા ! રૈયત ઉમંગી છે, તમારૂં મુખ જોવાને;
અમારા દેશની દાઝે, પધારો જ્યૉર્જ મ્હારાજા !

અમારી એ વફાદારી, તમારૂં શુભ ચાહીશું;
અમે આનંદમાં આજે, પધારો જ્યૉર્જ મ્હારાજા !

તમે જે કારણે આવ્યા, સફળ તે કાજ તમ થાજો;
સુયશ સૌ દેશમાં ગાજે, પધારો જ્યૉર્જ મ્હારાજા !

હિતેચ્છુ હિંદના પ્યારા, પ્રજાને ભેટવા આવ્યા;
અચળ હો ! તખ્તને તાજે, પધારો જ્યૉર્જ મ્હારાજા !

ફરીથી હિંદમાં આવી, અમોને દર્શ દેવાની;
કરી છે મ્હેર મહારાજે, પધારો જ્યૉર્જ મ્હારાજા !

સફળ હોજો સફર સરવે, દુવા દિલની અમારી એ;
પ્રભુજી સ્હાય તું થાજે, પધારો જ્યૉર્જ મ્હારાજા !



# ચ્હા દેવી પ્રત્યે પ્રાર્થનાષ્ટક!

**વસંતતિલકાવૃત્ત.**

( ૧ )

ચ્હા ! ચ્હા ! ત્હને જગતમાં સહુએ સ્વીકારે,
આબાલવૃદ્ધ સહુના મુખમાં પધારે;
માગે ત્હને મુનિવરો (!) તજતાં પથારી,
**તુભ્યં નમો** ભગવતી ! **ચિનની** કુમારી !

( ૨ )

ખાધા વિના નિભવશે "મળશેજ કાલે,"
ત્હારા વિના વ્યસનીને ઘડીએ ન ચાલે;
માગ્યા વિના મળી જતી નહિ ટેકવાળી,
**તુભ્યં નમો** ભગવતી ! **ચિનની** કુમારી !

( ૩ )

ચૌટે દરેક ચકલે, ઘરમાં ઉકાળી,
જ્યાં ત્યાં જતાં નિરખતો તુજની સવારી;
મ્હેમાનમાં, મિજલસે ઝટ તું જનારી,
**તુભ્યં નમો** ભગવતી ! **ચિનની** કુમારી !

( ૪ )

અસ્પર્શ, રોગી સહુ હોટલમાં ભરાતા,
પીતાં ત્હને બસ ! બધા સરખા ગણાતા;
એઠું જૂઠું, અભડછેટ ભૂલાવનારી,
**તુભ્યં નમો** ભગવતી ! **ચિનની** કુમારી !

( ૫ )

આતિથ્યમાં પણ ઘુસી ! જમવું ભૅલાવ્યું,
સત્કારમાં દઈ ત્હને જૂૅજમાં પતાવ્યું;
કંજુસ, લોભી જનનું હિત ઈચ્છનારી,
તુભ્યં નમો ભગવતી ! **ચિનની** કુમારી !

( ૬ )

પીતાં ત્હને તરસ ને ભુખ ભાગી જાય,
નિદ્રા અને રૂધિરનો પણ નાશ થાય;
સૂકાય દેહ દરરોજ વધે બિમારી,
તુભ્યં નમો ભગવતી ! **ચિનની** કુમારી !

( ૭ )

નૈવેદ્યમાં બસ ત્હમે દૂધ, ખાંડ માગો !
ના પાલવે ! ઝટ હવે અમ દેશ ત્યાગો !
ઘી, દૂધ, સાકર તણી કરી મોંઘવારી !
તુભ્યં નમો ભગવતી ! **ચિનની** કુમારી !

( ૮ )

આ પ્રાર્થનાષ્ટક સુણી ઉરમાં ઉતારો !
દેવી હવે કરી દયા પિયરે પધારો !
આવી ત્હમે અહિં કરી સહુની ખુવારી !
તુભ્યં નમો ભગવતી ! **ચિનની** કુમારી !

"મણિકાન્ત."

# માફી ! અને સલામ !

—ગઝલ—

અમારી કો' કવિતાથી, અરે ! માઠું હશે લાગ્યું !
સુરખ્ખી માફ તો કરજો, વચનનું બાણ જો વાગ્યું !
કવિતાની કસુર કૈં ના, કલમને કોપથી કાપો !
લખે છે લોકની નીંદા, ભલે બદલો તમે આપો !

× × × ×

વિવેકે જો વિચારો તો, કલમની પણ કસુર છે ના !
કલમ ધરનાર એ કરને, કરો શિક્ષા હવે તો હા !

× × × ×

કરે શું ? કર બિચારો એ, રહ્યો આધિન અંતરને !
કહે જે તે મુજબ કરતો, કરો બસ કેદ એ મનને !
પરાયાં છીદ્ર જોવાની, બુરી આદત-પડી એને !
પછી પોગળ પકડવામાં, પૂરી લહઝત-પડી એને !

× × × ×

મહા મસ્તાન એ મન છે, કદી કબજે નહિં થાયે !
પ્રવેશે સદ્ય પાતાળે, ઉડી આકાશમાં જાયે !
જવા દો નામ ઝાલિમનું, તમારૂં જોર ના ચાલે !
ગુન્હો તેનો ગણાયે ના, વિચારો ! રાસ્ત મત આલે !

× × × ×

બિરાદાર દરગુજર કરજો ! પધારો આવજો પ્યારા !
જીગરની સો સલામો છે ! કબુલ તે રાખજો પ્યારા !

"મણિકાન્ત."

પ્રસ્તાવિક કાવ્ય સમાપ્ત.

# નૂતન વર્ષે હિંદ દેવીની શુભાશિષ !

—ગઝલ—

મધુરાં બાળકો મ્હારાં ! મુબારક ! સાલ આ નવલી;
અહાહા ! ! આપને પ્યારાં ! મુબારક સાલ આ નવલી

રહો સૌ કષ્ટથી ન્યારાં, સકળ સુખ ભોગવો સારાં;
થજો આનંદની ધારા, મુબારક સાલ આ નવલી

વધો ભંડારમાં રિદ્ધિ, વચનની પામજો સિદ્ધિ;
થજો સંતાનની વૃદ્ધિ, મુબારક સાલ આ નવલી

સુયશ સર્વે સ્થળે સ્થાપો, દયા હરદમ હૃદય વ્યાપો;
અનાથોને મદદ આપો, મુબારક સાલ આ નવલી

વધો આયુષ્યની દોરી, ભરો સત્કર્મની ઝોળી;
જીવન પરમાર્થમાં જોડી, મુબારક સાલ આ નવલી

મુબારક સાલ વિક્રમની, પ્રભુ આશા પૂરે મનની;
ફળો આશિષ અંતરની, મુબારક સાલ આ નવલી

"મણિકાન્ત."

## "સાલ મુબારક !" (પેજ ૨૩૦)



નૂતન વર્ષે હિંદ દેવીની શુભાશિષ !

"મધુરાં બાળકો મ્હારાં ! મુબારક ! સાલ આ નવલી !
અહાહા ! ! આપને પ્યારા ! મુબારક ! સાલ આ નવલી !"

"મણિકાન્ત."

## वंदे मातरम्.

( પેજ ૨૩૧ )




હિંદભૂમિ હે માત ! નિર્મળ ત્હારા ઉદર પર;
ગુણવંતી ગુજરાત ! પાલવ સમ પથરાઈ છે. "મણિકાન્ત."

# ગુજરાત-સ્તોત્ર.

## જય ગરવી ગુજરાત !

### હરીગીત.

દુનિયા તણા સૌ દેશમાં, ભારત સકળથી શ્રેષ્ટ છે !
જન જીવન અર્થે નિપજતું, અતિ અન્ન માટે જ્યેષ્ટ છે !
તેમાં વળી પ્રખ્યાત ! હે ! ગુજરાત ! તું ઝરતી અમી !
**જય ! જય ! જગતવિખ્યાત ! ગરવી માત ! જય ! ગુર્જ્જરભૂમિ !**

જય ભગવતી ! રસકસવતી ! તું છે ભૂમિ મનરંજની !
દુહિતા દયાળુ હિંદની હે ! પુજ્ય ! પરદુઃખભંજની !
જોડી જડે ત્હારી ન કૈં, જોતાં જગત આખુ ભમી !
**જય ! જય ! જગતવિખ્યાત ! ગરવી માત ! જય ! ગુર્જ્જરભૂમિ !**

નિપજે અનાજ અપાર તુજમાં, કૈંક ચીજો પાકતી !
ફળફૂલ પલ્લવ ઘાસ બારે માસ અઢળક આપતી !
દહીં દૂધ માખણુ ઘૃત તણી, તુજ રાજ્યમાં ના કૈં કમી !
**જય ! જય ! જગતવિખ્યાત ! ગરવી માત ! જય ! ગુર્જ્જરભૂમિ !**

નિર્મળ નદી નાળાં નવાણો, નીરથી ભરચક રહે !
જંગલ અને ખેતર લીલાં, તેમાં મધુર વાયુ વહે !
નિર્ભય બની પક્ષી પશુ, આનંદમાં રહેતાં રમી !
**જય ! જય ! જગતવિખ્યાત ! ગરવી માત ! જય ! ગુર્જ્જરભૂમિ !**
બળવંત ને રણધીર કૈં, શૂરવીર પાક્યા તુજ કુખે !
હે માત ! ત્હારા માટ કૈં, રણમાં પડ્યા સ્હામા મુખે !
રાજા મહારાજા થયા કૈં, દેશ જીત્યા ઘા ખમી !
**જય ! જય ! જગતવિખ્યાત ! ગરવી માત ! જય ! ગુર્જ્જરભૂમિ !**
કૈં શિયળવંતી નારીઓ, નિજ શિયળને સંભાળવા !
ના પ્રાણની પરવા કરી, પ્યારૂં પતિવ્રત પાળવા !
કૈં તો સતી થઈ નાથ સાથે, દેહને અનહુદ દમી !
**જય ! જય ! જગતવિખ્યાત ! ગરવી માત ! જય ! ગુર્જ્જરભૂમિ !**

પ્રખ્યાત ને આબાદ સુંદર, ગામ ત્હારા પડપરે !
તેમાં વસી તુજ બાળકો, કલ્લોલમાં ક્રીડા કરે !
છે પૂર્ણ શ્રદ્ધા ધર્મમાં, નિજ દેવ મૂર્તિ દિલ રમી !
**જય ! જય ! જગતવિખ્યાત ! ગરવી માત ! જય ! ગુર્જ્જરભૂમિ !**

માતા પ્રશંસા શું કરૂં ? તુજ ગુણ ગણના થાય ના !
ઉપકાર છે અગણિત અમો પર આ ભવે ભૂલાય ના !
જય!જય!થજો! ત્હારો કથે, **મણિકાન્ત** તુજ ચરણો ચૂમી!
**જય ! જય ! જગતવિખ્યાત ! ગરવી માત ! જય ! ગુર્જ્જરભૂમિ !**

**જય ! જન્મભૂમિ ! वंदेमातरम् ! "મણિકાન્ત."**

ॐ




(ગુજર્જર રાજ્યના ટુંક ઇતિહાસ સાથે.)

## સોરઠા.

હિંદભૂમિ હે માત ! નિર્મળ ત્હારા ઉદર પર;
ગુણવંતી ગુજરાત, પાલવ સમ પથરાઈ છે.

*　　*　　*　　*

જય ! ગરવી ગુજરાત ! માતૃભૂમિ ભારત સુતા !
જય ! જય ! જગ વિખ્યાત ! વખાણુ ત્હારાં શું કરૂં ?

ગણાય હિંદુસ્થાન, વાડી વિશ્વંભર તણી !
તેમાં તું ગુજરાત ! મિષ્ટ દ્રાક્ષનો માંડવો !

અસંખ્યનો આધાર, પોષક હે પરમેશ્વરી !
અન્નપૂર્ણા અવતાર ! તું દેવી સૌન્દર્યની !

ખેતર રમ્ય રસાળ ! નિર્મળ કૈં નદીયો વહે !
લીલાં વૃક્ષ વિશાળ ! નંદનવન સમ વાડીઓ !

માતા બારે માસ, લીલી સાડી તું સજે !
ફળફૂલ પલ્લવ ઘાસ, અનાજ અઢળક આપતી !

બળદ ભેંસ ને ગાય, પળાય છે બહુ પ્રેમથી !
ઘૃત માખણ દહીં થાય, જળ સમ પય વપરાય છે !

ગામ ઘણાં પ્રખ્યાત, દેવાલય જ્યાં દીપતાં !
"ધર્મ ઘેલી ગુજરાત," શ્રદ્ધાથી સેવા કરે !

કુવા તળાવ અપાર, જંગલ મંગલમય દીસે !
નિર્ભય થઇ તે ઠાર, પશુ પક્ષી ક્રીડા કરે !

અનાથ અને અપંગ, સાધુ સંત ભીખારીઓ !
નિર્બળ પ્રાણી અસંખ્ય, પોષે તું પરમેશ્વરી !

કરે વિદેશી વાત, હિંદ તણો હીરો ખરો !
છે ગરવી ગુજરાત, કાચું સોનું સાંપડે !

પોષે તું નિજ બાળ, ને પોષે પરદેશનાં !
જય!જય!જય! જીવપાળ! પરદુઃખભંજન હે! ભૂમિ!

પૃથ્વી **અક્ષયપાત્ર, કલ્પવૃક્ષ** સમ ઝાડ સૌ !
**કામધેનુ** ગૌ માત્ર, ગણાય છે ગુજરાતની !

જય ! ગરવી ગુજરાત ! ગરવાં ત્હારાં બાળકો !
ભોળાં ને નિભ્રાન્ત, આત્મ તત્વને ઓળખે !

પર દુઃખ દેખી આપ, આંખ વિષે અશ્રુ ભરે !
જીવ હીંસા એ પાપ, જાણે જન ગુજરાતના !

મહેમાનોને માન, દિલભર દેવાને સદા !
પાથરતા નિજ પ્રાણ, પ્રેમ થકી ગુજરાતીઓ !

વિદ્યાનું રહેઠાણ, સાહિત્યે તું શોભતી !
કવિ લેખકની ખાણ, ગુણવંતી ગુર્જ્જર ભુમિ !

જય ! જનુની ગુજરાત ! શૂરવીર પાકયા તુજ કુખે !
માતા ત્હારા માટ, પ્રાણ સમર્પણ કૈં થયા !

**જયશીખર, વનરાજ, સિદ્ધરાજ, મૂળરાજ સૌ !**
લઢયા રાખવા લાજ, **કરણે** મર્ણ ગણ્યું મીઠું !

જન્મભૂમિ ! જય માત ! ગુણ ગણના તુજ થાયના !
હશે કોણ કમજાત ? માતૃભૂમિનુ માન નહિ !

માતા ત્હારૂં માન, સાચવવા સંતાન સૌ !
કરે શિર કુરબાન ! તો પણ બદલો ના વળે !

અગણિત મા ઉપકાર ! બાળક ત્હારાં શું ભૂજે ?
ધન્ય ! ધન્ય ! અવતાર ! જે ત્હારા માટે મુઆ !

*    *    *    *

પ્રથમ **વલ્લભીપુર**, રાજ્યધાની ગુજરાતની;
અઢાર રાજા શૂર, બસો વર્ષમાં થઈ ગયા.

શિવમાર્ગી રાજન, **શિલાદિત્ય** છેલ્લો થયો;
ત્હેના સમયે અંત, આવ્યો **વલ્લભીપુરનો**.

પછી **ચાવડા** વંશ, **પંચાસર** ગાદી ગઈ;
**જયશીખરનો** ધ્વંસ, કરી **ભૂવડ** રાજા થયો.

નિજ જનુનીની કુખ, શોભાવી **જયશિખરે**;
રાખી સ્હામું મુખ, રણઘેલો રણમાં પડયો !

સાળો વીર **સુરપાળ**, જયશિખર રાજા તણો;
તેણે લીધી ભાળ, ગર્ભવંતી નિજ બ્હેનની.

પ્રગટયો પૂરે માસ, દીપ ચાવડા વંશનો;
વનમાં જન્મ્યો ખાસ, નામ **વનૂ** ધારણ કર્યું.

બાળકુંવર **વનરાજ**, જયશિખરનો ઉછર્યો;
તેણે **ગુર્જર** તાજ, વન વેઠી ધારણ કર્યું.

પવિત્ર **સરસ્વતી** તીર, **પાટણ** શે'ર વસાવીને;
ત્હેને સ્થાપ્યું સ્થીર, પાટનગર ગુજરાતનું.

સુંદર અનુપમ શહેર, **અણહિલપુર પાટણ** હતું !
લક્ષ્મીની ત્યાં લ્હેર, હતી અહા ! અલકાપુરી !

વણીક **ચાંપો** ખાસ, મંત્રીશ્વર વનરાજનો;
**પાવાગઢની** પાસ, **ચાંપાનેર** વસાવીયું.

માતા ! ત્હારૂં તેજ ! વનરાજે વિકસિત કર્યું;
પ્રથમ કરી તેણેજ, ગુર્જર રાજ્યની સ્થાપના !

વર્ષ શાન્તિથી સાઠ, વનરાજે વહિવટ કર્યો;
એકંદર નૃપ **સાત**, થયા **ચાવડા** વંશમાં.

છેલ્લો નૃપ **સામંત**, નબળો ને વ્યસની હતો;
તેથી આવ્યો અંત, જયશિખરના વંશનો.

મુકી શિર પર તાજ, રાજા ગુર્જર દેશનો;
**સોલંકી મૂળરાજ**, મામાને મારી થયો !

પરાક્રમી મૂળરાજ, બળવંતો બહાદુર હતો !
તાબે કીધા તાજ, **કચ્છ** અને **સોરઠ** તણા !

સોલંકી કુળભાણ, રાજ્ય વધાર્યું શૌર્યથી;
ફરતી ત્હેની આણ, **આબુથી** રેવા સુધી.

**રૂદ્રમાળ** વિખ્યાત ! બંધાવ્યો **સિદ્ધપુરમાં;**
સ્થળે સ્થળે ગુજરાત, શિવાલયો સ્થાપિત કર્યા.

મહારાજા મૂળરાજ, પછી ચાર રાજા થયા;
હાલ્યું ગુર્જર તાજ, **ભીમદેવના** વખતમાં.

**ગીઝનીનો** સુલતાન, **મહમદ** તે ગુજરાત પર;
કરવાને તોફાન, ઓચિંતો આવ્યો ચઢી !

**ભીમદેવ બહાદુર, હતું તેટલું સૈન્ય લઇ !**
**અટકાવવા તે પૂર, પ્રભાસપાટણ પર ગયો !**

યુદ્ધ થયું તે ઠાર, રજપૂતો શૂરથી લડયા;
ગુર્જરપતિની હાર, થતાં યવન ઉન્મત્ત બન્યા.

દેવળ લૂટયું ખ્યાત ! **સોમનાથ મહાદેવનું !**
ધર્મઝનુની જાત, શિવલિંગના કડકા કર્યા !

## ભીમદેવનું પ્રભાસના રક્ષણ અર્થે પ્રયાણ.



ભીમદેવ બહાદુર, હતું તેટલું સૈન્ય લઈ !
અટકાવા તે પૂર, પ્રભાસ પાટણ પર ગયો !

"મણિકાન્ત."

# સતીનો શ્રાપ.



કેશવ નાર અનાથ, આપ્યો શ્રાપ સતી થતાં!
યવન અરીને હાથ, રાજ્ય જજો ગુજરાતનું!

"મણિકાન્ત."

કરી ઘણું નુકશાન, અખૂટ દોલત લઇને;
ગીઝનીનો સુલતાન, મહમદ ગયો સ્વદેશમાં.

સાંભળ્યું નિજ રાજ્ય, આવી પાટણમાં ભીમે;
પછી કર્યું એ કાજ, સીંધ દેશને સર કર્યો.

વણિક વિમળશા એક, થયો ભીમના સમયમાં;
દે'રાં કર્યાં અનેક, આરાસુર આબુ પરે.

ભીમ પછીથી કરણ, બેઠો રાજ્યાસન પરે;
તેણે કીધાં શરણ, ધંધુકા, મહેવાસને.

મોઢેરા છે ગામ, ત્યાં તેણે ઉત્સાહથી;
કરણસાગર નામ, તળાવ બંધાવ્યું રૂડું.

સોલંકી સિધ્ધરાજ, કરણ પછી રાજા થયો;
રૂદ્રમાળનું કાજ, અપૂર્ણ તે પૂરૂં કર્યું.

કૈંક કુવાને વાવ, સિદ્ધરાજે બંધાવીને;
સહસ્રલિંગ તળાવ, ખોદાવ્યું પાટણપુરે.

મુનસર અને મલાવ, વિરમગામ, વિરાટમાં;
બે પ્રખ્યાત તળાવ, બંધાવ્યાં માતુશ્રીએ.

નિજ કબુલેલી નાર, રંભા **રાણકદેવડી**!
તેને શા'ખેંગાર, **જુનાગઢનો** લઇ ગયો!

શિક્ષા કરવા કાજ, અને **પદ્મિની** આણવા;
સોલંકી સિદ્ધરાજ, સૈન્ય લઈ ગઢ પર ગયો.

ગઢનાં દીધાં દ્વાર, ખેંગારે ખૂબી કરી!
ઘેરો વર્ષજ બાર, જુનાગઢ પાછળ રહ્યો!

અંતે આપી હાર, યુદ્ધ કરીને રાહને!
રણે પડયો ખેંગાર, જુનાગઢ કબજે કર્યો!

પદ્મિનીને લઈ સાથ, પાછા પાટણ આવતાં;
**રાણક** નાર અનાથ, સતી થઇ **વઢવાણમાં**!

પરાક્રમી સિદ્ધરાજ, કબજે કીધો **માળવો**;
સત્તા નીચે રાજ્ય, **અચળેશ્વર**, **ચંદ્રાવતી**.

ત્યાર પછી નૃપ પાંચ, એ વંશે આવી ગયા;
ના'વી ઉન્હી આંચ, ત્યાં સુધી ગુજરાતને.

સિદ્ધરાજ નિરવંશ, મરણ તણે શરણે થયો;
ભાયાતોને વંશ, ગાદી ગઈ ગુજરાતની.

શૂરો **કુમારપાળ**, સામંતોની સ્હાયથી;
ખટપટ કરી અપાર, પાટણનો રાજા થયો.

**જૈન** ધર્મ ધરનાર, સાધુ **હેમાચાર્યનો**;
હતો અતિ ઉપકાર, તેથી નૃપ **શ્રાવક** થયો !

બંડખોરનું જોર, કુમારપાળે તોડીને;
**કોકણ** ને **નાગોર**, જીતીને તાબે કર્યાં !

બંધાવ્યાં બહુ ઠાર, દે'રાં અને શિવાલયો;
કીધો જીર્ણોદ્ધાર, પ્રભાસના દેવળ તણો.

**અજેપાળ**, **મૂળરાજ**, એ બે ત્યાર પછી થયા;
ત્હેના અમલે રાજ્ય, સંભાળ્યું **ભોળા ભીમે**.

**ઘોરી મહમદશાહ**, ચઢી આવ્યો ગુજરાત પર;
ભીમે રોકી રાહ, પાછો વાળ્યો તેહને !

ભડવીર ભોળો **ભીમ**, **સોમેશ્વર** સાથે લઢયો !
પ્રાક્રમ કર્યું અસિમ ! આણ ફરી **અજમેરમાં** !

આવ્યું બે ત્રણ વાર, યવન સૈન્ય ગુજરાત પર;
પ્રથમ ભીમની હાર, પુનરપિ **પાટણ** મેળવ્યું.

બધા મળીને બાર, સોલંકી રાજા થયા;
પછી રાજ્ય તલવાર, ગઇ **વાઘેલા** વંશમાં.

**વિશળદેવ** સરદાર, વાઘેલો **વૈરાટનો;**
તેણે **ત્રિભુવનપાળ,** પાસેથી પાટણ લીધુ !

વાઘેલાનો વંશ, **ઘેલાની** ઘેલાઈથી !
**માધવ** નાગે ડંશ, ઓ દેવી ! તુજને દીધો !

ઉર્વશિનો અવતાર ! પ્રધાનપત્નિ નિરખતાં !
ગુર્જ્જરનો સરદાર, વાઘેલો ઘેલો બન્યો !

પ્રધાનને પરગામ, પ્રપંચ સાધી પાઠવ્યો !
પધરાવી નિજધામ, હરણ કરી **હરિણાક્ષીને** !

ભાભી રક્ષણ કાજ, કેશરી સમ **કેશવ** લઢયો !
છતાં રહી ના લાજ, કેશવ કીર્ત્તિ સહ મુઓ !

**કેશવ નાર અનાથ, આપ્યો શાપ સતી થતાં !**
**"યવન અરિને હાથ, રાજ્ય જજો ગુજરાતનું !"**

થતાં પૂર્ણ નિજ કામ, માધવ આવ્યો ગામમાં !
ઉજ્જડ જોયું ધામ ! વાત સુણી વિપરીત થયો !

**દિલ્હીનો** સુલતાન, **અલ્લાઉદ્દીન ખૂની** હતો !
માધવ મૂકી માન, શાહ તણે શરણે ગયો !

ઉત્તમ **નાગર** ન્યાત, છતાં વૈરને વશ થઇ !
ગર્વ ધરી ગુજરાત, **યવન** અતિથિ નોતર્યા !

**અલફખાન** મિજબાન, આવ્યો સૈન્ય સુંઢાડીને !
શત્રુનું સન્માન, શૌર્ય સહિત કોણે કર્યું !

ગ્રહી હાથ હથિયાર, શૂરવીર તુજ પુત્રો લડયા !
યવન કર્યા કૈં ઠાર, રક્તે ત્રપ્ત કરી ત્હને !

બરછી ને તલવાર, ભાલા ભારે ઉછળતા !
બંદૂકોના બા'ર, તીર તણી વૃષ્ટિ થતી !

દુશ્મન સૈન્ય અપાર, તથા **સતીના** શાપથી !
કુણુ તણી થઈ હાર, રજપૂતો રણમાં પડયા !

નિજ કુળ લજ્જા કાજ, નાઠો બે કન્યા લઇ !
છતાં રહી ના લાજ, રવડી **વાઘેલો** મુઓ !

ધરી રાજ્યનો પાઘ, મહેમાનો માલિક બન્યા !
**દેશદ્રોહીનો** ડાઘ, **માધવ** નામ પરે રહ્યો !

કરણે કીધો કેર, કરણ થકી લડવું હતું !
જન્મભૂમિને ઝેર, ઘટે ન **માધવ** આપવું !

યવને કીધો કે'ર, આવીને ગુજરાત પર !
લૂંટી ખેતર શે'ર, બાળીને ઉજ્જડ કર્યાં !

દે'રાં તોડયાં ખ્યાત ! ભાગી અદ્ભુત મૂર્ત્તિઓ !
સૌ દેવળનો તાત, **રૂદ્રમાળ** ખંડિત કર્યો !

જોર જુલ્મથી માત ! વટલાવ્યાં તુજ બાળકો !
કૈં નો કીધો ઘાત ! રક્ત તણી સરિતા વહી !

કુળવંતી કૈં નાર, શિયળવ્રત સંભાળવા !
દેહ તજ્યો તત્કાળ, કન્યાઓ કૂવે પડી !

ઉષ્ણ અશ્રુ હે માત ! ત્હારી આંખ થકી ખર્યાં !
ગયાં વહી–**ખંભાત** ! **અખાતને ખારો કર્યો** !

પડી પરાયે હાથ ! પવિત્ર માતા હાય ! તું !
પુનરપિ **પૃથ્વીનાથ** ! નિપજ્યો ના ગુજરાતમાં !

વાવેલું વનરાજ, મૂળરાજે મ્હોટું કર્યું !
સંભાળ્યું સિદ્ધરાજ, કર્ણે કાપ્યું વૃક્ષ એ !

**સ્થાપન ગુર્જર રાજ્ય, સૈકા સાત વિષે થયું;**
**અને થયું તારાજ, સને તેરસો ચારમાં.**

ત્યાર પછીનો કાળ, અંધાધૂધીમાં ગયો !
માતા ! ત્હારાં બાળ, પડયાં પરાધિન પીંજરે !

ટોળાં વાર અનેક, પરદેશી તીડો તણાં !
આવ્યાં ગુર્જર ક્ષેત્ર, ચણુ ચુણી ચાલ્યાં ગયાં !

મારફાડ ને ત્રાસ, લુંટ થકી લક્ષ્મી લઇ !
જાનમાલનો નાશ, કરી કૈંક રાજી થયા !

* * * *

ઓ બાપુ ! **વનરાજ** ! સૂતો તાણી સોડ તું !
**પાટણ** ત્હારૂં આજ ! પરદેશી હસ્તે ગયું !

રણધીરા **મૂળરાજ** ! **સિદ્ધરાજ** ! વિજયી સુણો !
ગુજર્યું ગુર્જર રાજ્ય ! પુનરપિ જન્મો ! આ ભૂમિ !

ક્યાં આ **પાટણ ગામ** ? ક્યાં એ **પાટનગર રૂડું** ?
ક્યાં છે ? દોર દમામ ! સ્વતંત્ર ગુર્જર રાજ્યનો !

ક્યાં છે ? વીર રજપૂત ! વીરાંગનાઓ પણ નથી !
ધન ભંડાર અખુટ ! હતો હવે તે ક્યાં ગયો ?

રૂદ્રમાળનું રૂપ ! જોતાં ભૂપ જશો ભૂલી !
હાડ ઉભાં છે ચૂપ ! આત્મા તો ઉડી ગયો !

સહસ્ત્રલિંગ તળાવ ! "ક્યાં છે ?" પંથી પૂછતો !
"આ ઝાંખો દેખાવ ! આ ઠેકાણે તે હતું !"

નથી ! નથી ! કૈં હાય ! હતું પ્રથમ તે કંઈ નથી !
યવન તણો અન્યાય ! નાશ કર્યો સૌન્દર્યનો !

કુદરત સેવા કાજ, ચક્ર ફરે જે કાળનું !
તેણે ગુર્જર રાજ્ય, ભાગીને ભૂકો કર્યું !

* * * *

પ્રથમ રાજ્ય **રજપૂત**, પછી **મુસલમાની** થયું;
તેનો આણી અંત, **મોગલ** સત્તાધિશ થયા.

મહાન **મોગલ** રાજ્ય, અંતે તે નિર્બળ થયું;
તેથી ગુર્જર તાજ, ગયું **મરાઠા** હસ્તમાં.

કૈંક વર્ષ શિરતાજ, બની રહ્યા ગુજરાતમાં;
અંતે ગુર્જર રાજ્ય, સંભાળી તે ના શક્યા.

લૂંટફાટ ને ત્રાસ ! બળવા જાગ્યા બહુ સ્થળે;
કૈંક પરગણાં ખાસ, સોંપ્યાં **બ્રિટિશ** રાજ્યને.

પેશ્વાનો પણ ભાગ, હતો કૈંક ગુજરાતમાં;
તે પણ સાધી લાગ, અંગ્રેજે જીતી લીધો.

ઘણુંખરૂં ગુજરાત, બ્રિટિશને તાબે થયું,
શેષ રહ્યો તે ભાગ, સત્તા ગાયકવાડની.

ગયાં ઝેર ને વેર, ગયા કે'ર કરનાર સૌ;
પ્રજા કરે છે લ્હેર! પણ બેડી પરતંત્રની!

* * * *

ઓ દેવી ગુજરાત! માતા ત્હારા મધ્યમાં;
સ્વર્ગપુરી સાક્ષાત! રાજનગર રળિયામણું!

અદ્‌ભુત ઉંચો કોટ, દ્વાદશ દરવાજા દિસે;
જડે ન તેની જોડ, સાબર તીરે શોભતું.

પહેલો અહમદશાહ, હતો શાહ ગુજરાતનો;
આવ્યો મન ઉત્સાહ, અમદાવાદ વસાવીયું.

રાજનગર તે એજ, ગાદી સ્થાપન ત્યાં કરી;
વધ્યું પછી તો તેજ, સને ચૌદસો ચૌદમાં.

મ્હોટું એક તળાવ, કાંકરીયું કહેવાય છે;
ફરતાં ન્હાનાં નાવ, વચમાં વાડી બંગલો.

દાદાહરિની વાવ, માતૃભવાનીની બીજી;
દિલખુશ સૌ દેખાવ, રોજો શાહઆલમ તણો.

કિલ્લો સાબર તીર, ભવ્ય ભદ્રકાળી તણો;
માતાનું મંદિર, છે તેમાં ટાવર તળે.

વચમાં સુંદર હોજ, ત્રણ દરવાજા દીપતા;
શુક્રવારના રોજ, ભરાય છે ત્યાં ગુજરી.

મનહર માણેકચોક, છે ચૌટાની મધ્યમાં;
ટળી જતો સૌ શોક, રચના અન્ય નિહાળતાં.

વળી શહેરની બ્હાર, ઘણી મીલ કાપડ તણી;
ગરીબનો આધાર, અસંખ્યને રોજી મળે.

રેશમનો અસબાબ, પરદેશે પોષાય છે;
અતલસ ને કિનખાબ, મશરૂ મોઘા મૂલ્યનો.

વડોદરા વિખ્યાત ! ગુર્ણીયલ ગાયકવાડનું !
ઠીક કર્યો છે ઠાઠ ! આંખ ઠરે અવલોકતાં !

દરવાજા છે ચાર, શહેર માંડવી મધ્યમાં;
પરાં ઘણાં તે બ્હાર, સુંદર શોભા શહેરની.

**મકરપરાનો મહેલ, રાજમ્હેલ** રળીયામણો !
વર્ણવવો મુશ્કેલ, ઇંદ્રભુવન આબાદ છે !

વડો **કમાટી બાગ, નજરબાગ**ને નિરખતાં !
ઉપજે હર્ષ અથાગ, ફરનીચર છે ફાંકડું !

**સુરસાગર**ને તીર, રાજમ્હેલના રોડ પર;
નવું **ન્યાયમંદીર,** ગાયકવાડી રાજ્યનું.

દેવ તીર્થ **ડાકોર,** ગામ વિષે છે **ગોમતી** !
બિરાજતા ઠાકોર, ઋણ કાપે **રણછોડજી** !

પવિત્ર **રેવા** તીર, **કન્યાળી, ચાણોદ** છે;
દેવ તણાં મંદીર, અસંખ્ય છે તે સ્થાનમાં.

દરિયા સમ દેખાય, મહાનદી જ્યાં **નર્મદા** !
ભવ્ય **ભરૂચ** જણાય, ત્યાં તેના કાંઠા પરે !

સુંદર **સુરત** શે'ર, શોભે **તાપી**ની તીરે !
આગ રેલનો કે'ર એણે અતિશય અનુભવ્યો !

**બંદર** એ આબાદ, મુખ્ય મથક વહેપારનું ;
આવે વૈભવ યાદ ! એનો બસ ઈતિહાસથી.

અજબ **ચરોતર** પ્રાંત ! "તરમાં તર" ગુજરાતમાં !
ઉદ્યોગી પણ શાન્ત, શે'ર ગામ ને ગામડાં.

ઉત્તમ ભૂમિ રસાળ ! દરેક વસ્તુ પાકતી;
ફળ ફુલ થાય અપાર, ધાન્ય તણા ઢગલા વળે !

મશહૂર છે **મે'વાસ,** દિલહર બસ **દંઢાય** છે !
**ચૂંવાળ** ત્હેની પાસ, ત્યાં **બહુચરબાળી** વસે.

ભલો પ્રાંત છે **ભાલ,** ઘઉં પાકે છે ત્યાં ઘણા;
**કા'નમ** ને **વઢિયાળ,** રમણિય અને રસાળ છે !

**પાવાગઢ** પ્રખ્યાત ! ડુંગર છે રળિયામણો !
વસે **કાળિકા માતા,** પાસે **ચાંપાનેર** છે !

ઉત્તરમાં મશહૂર ! ગિરિરાજ **આબુ** દિસે !
અદ્ભુત **આરાસુર** ! દેવળ ત્યાં **અંબા** તણું !

બીજાં પણ પ્રખ્યાત ! સ્થાન ઘણાં કહેવાય છે;
માતૃભૂમિ ગુજરાત ! વખાણ ત્હારાં શું કરૂં ?

રાજનગરની પાસ, અને ચરોતર ચોટલે;
મનહર **હળધરવાસ,** શોભે સેંથે તાજ સમ !

નિર્મળ આછાં નીર, **વેત્રવતીનાં** જ્યાં વહે;
તે સરિતાને તીર, તંબૂ **હળધરવાસના.**

ગરવાં મેડી ગોખ, દ્રષ્ટે પડતાં દૂરથી;
રાખી ઉંચી ડોક, અતિથિને આદર દીયે !

**વાડવપુર** વિખ્યાત ! પ્રથમ નામ ત્હેનું હતું;
**વિપ્રતણી ઠકરાત,** હતી હવે તો કૈં નથી !

વૈભવવંતી ખાસ, રમ્ય રૂડી **વાડવપુરી;**
ભાગી **હળધરવાસ,** વસ્યું વિધિના લેખથી !

ભરતી પાછળ ઓટ ! એ કુદરતનો કાયદો !
ભવ્ય **પડેલો કોટ !** શાખ પૂરે વૈભવ તણી !

ગોશાળા વિખ્યાત, **પુસ્તકશાળા** પેખતાં;
હૃદય થાય રળિયાત, **અંગ્રેજી** નિશાળ છે.

**વેત્રવતીનાં** નીર, પૂર્વ દિશામાં જ્યાં વહે;
ત્હેને ઉત્તર તીર, **ચ્યવન—ભૃગુનાં** ધામ છે.

દક્ષિણ તીરે દેવ, રૂષિ **પરાશર** તપ કરે !
જય ! જય ! જય ! મહાદેવ ! ભવ્ય ધામ ભેખડ પરે !

પશ્ચિમ પાદર વાસ, **ભીમનાથ** મહાદેવનો;
**સોમનાથ** તે પાસ, દેવાલય અદ્ભૂત દિસે !

**ચૌટું, ચોરો, ચોક, નિશાળ,** સુંદર **મંદિરો !**
બાર ગામના લોક, માલ વ્હોરવા આવતા !

નિશાળ કેરી પાસ, દેવળ જ્યાં **અંબા** તણું;
વિપ્રતણો છે વાસ, ત્યાં મઢુલી **મણિકાન્તની.**

*　　*　　*　　*　　*

**જય ! અન્નપૂર્ણા વેશ ! જન્મભૂમિ ! ભારતસુતા !**
ભલે વસું પરદેશ ! તોપણ દ્રષ્ટિ તુજ પરે !

દુઃખમાં આવે યાદ ! દેહ વિષે વ્યાધિ થતાં;
સાંભળતી ફરિયાદ ! આશ્રય ખોળે આપતી !

**જય ! જય ! જગવિખ્યાત ! જય ! જય ! જય ! ભારતભૂમિ !**
**જય ! ગરવી ગુજરાત ! નમન માત મણિકાન્તનું.**

**वंदे मातरम् જય ! જન્મ ભૂમિ !**

ગુજરાત સ્તોત્ર સમાપ્ત.

ૐ

# કમળાનો સદ્‌પદેશ !

—ગઝલ—

સુતા સાગર તણી હું છું ભલા ઉપદેશ દિલ ધરજે !
કૃપા મુજ હોય તુજ પર તો પ્રીતે પરમાર્થ કૈં કરજે !

અનાથો દીન અપંગોને યથા શક્તિ મદદ કરવા !
જતાં કંઈ બ્હાર ગજવામાં અમુક સિક્કા જરૂર ભરજે !

હજારો રંક દરદીઓ રિબાયે રોગથી ત્હેને !
હૃદયમાં કૈં દયા લાવી દવા આપી દુઃખો હરજે !

નિરાશ્રિત કૈંક બાળકને સુવિદ્યા દાન દેવાને !
પ્રીતે જે મેળવ્યા પૈસા અહા ! તે કાજ વાપરજે !

બને છે રંક તે રાજા ! રખડતા થાય ધનવાનો !
સમય સૌ સાચવી લેજે સદા અન્યાયથી ડરજે !

નથી હું સ્થિર કો' સ્થળમાં ચળિત ચંચળ કહાતું છું !
અયે ! ધનવાન ! તું મદમાં બનીને અંધ ના ફરજે !

ક્ષણિક સૌ સુખ વૈભવ છે જુઠી છે જીંદગાની આ !
ભલા ! સંસાર અરણવને કરી પરમાર્થ તું તરજે !

" મણિકાન્ત, "

ॐ શ્રી હરિ.

## શુભાશિષ! ( રક્ષા બંધન! )

—ગઝલ—

[૧]હિમાચળની સુતા તેનો કરી આનન તનય છે જે;
સુબુદ્ધિ સર્વને દે છે, "કરે રક્ષા તમારી તે"!
[૨]જગતને જાળવે છે જે દધી જામાત્ર દૈવી એ;
પન્નંગે આપ પોઢે છે "કરે રક્ષા તમારી તે"!
[૩]સુતા જે શૈલની શાણી ગ્રહ્યા છે તેહનો પાણી;
વૃષભપર વ્હાલથી બેસે "કરે રક્ષા તમારી તે"!
[૪]કમળમાં વાસ કરનારો જગતમાં જીવ ભરનારો;
ચતુરાનન કહાવે છે "કરે રક્ષા તમારી તે"!
[૫]હણાવ્યો તાતને જેણે ગુમાવ્યો દેહનિજ-યજ્ઞે;
ત્રિનયની પાસ જે રહે છે "કરે રક્ષા તમારી તે"!
[૬]અકળ બળ છે ગદા ધારી રહ્યો જે બાળ બ્રહ્મચારી;
પનોતી પાય દાબી છે "કરે રક્ષા તમારી તે"!
[૭]તિમીરને ટાળનારો જે, સદા આકાશમાં રહે છે;
બિરાજે સપ્તમુખ અશ્વે "કરે રક્ષા તમારી તે"!
સકળ દેવો દયા કરજો! તમારાં વિઘ્ન સૌ હરજો;
સુઆશિષ એ અમારી છે "કરે રક્ષા તમારી તે"!

"મણિકાન્ત."

૧ ગણપતિ. ૨ વિષ્ણુ. ૩ શંકર. ૪ બ્રહ્મા. ૫ પાર્વતી. ૬ હનુમાન. ૭ સૂર્ય.

## રક્ષા બંધન ! (જુઓ પેજ ૨૫૮. "સુઆશિષ")



"સકળ દેવો દયા કરજો ! તમારાં વિઘ્ન સૌ હરજો !
સુઆશિષ એ અમારી છે ! "કરે રક્ષા તમારી તે !'
"મણિકાન્ત".

( જુઓ પેજ ૨૬૦ )



“ઘરની પુઠે પુષ્પો તણી વાડી સુશોભિત હા ! હતી !  ૨૮
હું પાણી પાતો' વૃક્ષને બાળા સદા ત્યાં આવતી !”–“મણિકાન્ત”

ॐ

# નિર્ભાગી નિર્મળા !

યાને

## એક યુવકની કરૂણાજનક પ્રેમકથા !

### સોરઠા.

નિર્મળ આપ્યું નીર, પાગલ ત્હેં પીધું નહિં !
ઢોળ્યું રેતી તીર, રે ! પસ્તાવો કાં કરે ?

* * * *

ખાવા આપી ખીર, ખંતે કાં ખાધી નહિ ?
દિલ ! થા ના દિલગીર, ગયો સમય ના આવશે !

* * * *

મણિમય મુક્તામાળ, મૂર્ખા ! કાં ફેંકી કુવે ?
પળ પળ ના સંભાળ, યાદ કરીને કાં રૂવે !

* * * *

મનહર ને પ્રેમાળ, બાળા તરછોડી અરે !
દેવ તજ્યો તત્કાળ, માફ પાપ એ નહિ થશે !

* * * *

ફરશે બની ફકીર, છતાં ફીકર ટળશે નહિ !
કર્મે લખ્યું કથીર, કનક ગુમાવ્યું કર થકી !

"મણિકાન્ત."

# "હવે પસ્તાઇ શું કરવું ?"

--ગઝલ--

ધરી કર પ્રેમની માળા, સુકન્યા અર્પવા આવી;
કરમહિણુ હાર ત્હેં તોડયો, હવે પસ્તાઈ શું કરવું ?
સુધાની છે ભરી પ્યાલી કરી ઉંધી કરે ઝાલી;
અલૌકિક લાભ કાં છોડયો ? હવે પસ્તાઇ શું કરવું ?
મનોહર કાચનો પ્યાલો મુરખના હાથમાં આપ્યો;
પછાડી પૃથ્વિમાં ફોડયો, હવે પસ્તાઇ શું કરવું ?
સુવાસિત પુષ્પ આપ્યાં તે છરીથી ત્હેં છુંદી નાખ્યાં;
કહે શું લાભ ત્હેં કાઢયો ? હવે પસ્તાઇ શું કરવું ?
હતી સૌ હાથમાં બાજી તથાપિ દાવ તું હાર્યો;
ખરો પાસો નહિં પાડયો, હવે પસ્તાઈ શું કરવું ?
હતું પરમાર્થ કરવાનું હતી હા ! સુખની આશા !
તજી એ રાહ તું દોડયો, હવે પસ્તાઇ શું કરવું ?
ભરૂસો તુજ પરે લાવી ગરીબ ગૌ આશરે આવી;
હૃયામાં જીવ ના જોડયો, હવે પસ્તાઇ શું કરવું ?
અરે ! અફસોસ કરવાથી હવે શું હાથમાં આવે ?
નકામી પાડય ના રા'ડયો, હવે પસ્તાઇ શું કરવું ?

"મણિકાન્ત."

ॐ




યાને

## ( એક યુવકની કરૂણાજનક પ્રેમકથા. )

### પ્રેમ.

હરિગીત છંદ.

પ્રિય પાઠકો મમ પ્રેમની કરૂણાજનક કથની સુણી,
નયને વહે ના નીર તો છે વજ્ર છાતી તમ તણી;
પણ આ કથા અવલોકતાં દિલમાં દયા કૈં જો વસે,
તો "હૃદયવાળા" છો ત્હમે જાણી મ્હને શાન્તિ થશે !

મમ દોષ તમ નજરે પડે યા ચાલ મ્હારી ના ગમે,
રે ! હું "દિવાનો" છું ગણીને દરગુજર કરજો ત્હમે;
અશ્રુ વહે છે આંખથીરે ! આ કથા આલેખતાં,
કંપે કલમ મ્હારી અરેરે !! દગ્ધ થાઉં દેખતાં !

* * * *

હૈં કર્મના સંયોગથી છું બાળપણનો હું દુઃખી,
માતા પિતા સ્વર્ગે ગયાં સંસારમાં મુજને મુકી;
નવ ભ્રાત ભગિની કે કુટંબી કોણ મમ સંભાળ લે ?
હું એકલો અવનિ વિષે રે ! રે ! દિલાસો કોણ દે ?

મમ વય વરસ નવની હતી ભણુતો હતો નિશાળમાં,
મમ તાતના કો સ્નેહીએ લીધો મને નિજ ભાળમાં;
પાળે મને તે પ્રેમથી બસ પુત્ર પોતાનો ગણી,
ઓછું મને આવે નહિં, સંભાળ લેતા તે ઘણી !

પત્નિ અતિ પ્રેમાળ સદ્‌ગુણુ ખાણુ શાણી શોભતી,
દેવી દયાની દેખતાં મમ ભૂખ પણુ ભાગી જતી;
કરૂણા હતી મુજપર ઘણી રે ! સ્નેહ માતા સમ ખરે !
નિજ પુત્ર તુલ્ય ગણી લડાવે લાડ એ શું વીસરે ?

સૌ સંપસંપીને સદા આનંદમાં વસતાં અમે,
પણુ એ અલૌકિક સુખ મમ પ્રારબ્ધને ક્યાંથી ગમે ?
છે દિવસની અંતે નિશા સુખની પછી દુઃખ થાય છે,
ઘટમાળ આ સંસારની ક્રમવાર ફરતી જાય છે !

કન્યા વરસ વય પાંચની મેલી પતીને આશ્રયે,
મમ પ્રેમી પોષકની પ્રીયા ચાલી ગઇ પ્રભુના ઘરે;
ઘરભંગ અધવચમાં થયું દુઃખની સીમા હૈં ના દીસે,
સંસાર તારણુ તેહ ડુબ્યું વ્હાણુ ભર દરિયા વિષે !

નિજ માત આવે યાદ ત્યાં બાળા બિચારી બહુ રડે;
જનુની તણી આ જગતમાં ના અન્ય કૈં જોડી જડે;
પત્નિ નવી લાવ્યા પિતા બાળા બિચારી પર બળે,
અંતર અદેખું તેહનું દિલમાં દયા કૈં ના મળે !

દરરોજ બાળાને દઈ મ્હેણું અતી સંતાપતી,
કન્યા કઠણ હૈયું કરી ઉત્તર અરે ! ના આપતી;
દેખી હૃદય મારૂં બળે પણ હું પરાધિન શું કરૂં ?
મુજને રખે રખડાવશે એ બ્હીક અંતરમાં ધરૂં !

રમતાં અમે સાથે અહા ! વઢતાં ઝઘડતાં ના કદા,
રે ! સ્નેહ નિર્મળ એ હતો બસ સાંભરે છે હા ! સદા;
એ રીત સુખ દુઃખમાં દિવસ ચાલ્યા ગયા કૈં હા ! અરે !
બાળા વયે થઇ બારની હું પણ થયો મોટો ખરે !

રે નવિન વહુના પ્રેમમાં પોષક પરાધિન મમ થયા,
જૂની પ્રીયાના પ્રેમને રે ! શેઠજી વિસરી ગયા;
મ્હારી અને કન્યા તણી નીંદા સુણાવે શેઠને,
મુજને બતાવી બોલતી' "કાઢો હવે આ વેઠને."

"મ્હોટો થયો માટે હવે આપો રજા તેને સહી,
ધંધો કરીને પેટ ભરશે છેક ન્હાનો છે નહિ;"
અકળાવતી' અમને સદા ખાવા પૂરૂં ના આપતી,
બાળા બિચારીને નવી માતા બહુ સંતાપતી.

ઘરની પુંઠે પુષ્પો તણી વાડી સુશોભિત હા ! હતી,
હું પાણી પાતો ઝાડને બાળા સદા ત્યાં આવતી;'
એકાંતમાં મળતાં અમે નિજ કષ્ટ વાત સુણાવતાં,
રોતાં અમે બન્ને બહુ ચોધાર આંસુ આવતાં' !

"છાની રહે બાળા" કહીને હું દિલાસો આપતો, '
પણ હું પરાધિન શું કરું ? ના કષ્ટ તેનું કાપતો;'
મમ પ્રેમમય શબ્દો સુણી શાણી હૃદય શાન્તિ ધરે,
હસતું વદન રાખી પછી આનંદથી વાતો કરે !

અહ ! નામ સુંદિર **નિર્મળા** ભૂલાય ના સ્વપ્ને કદી,
કન્યા કનકની પૂતળી મૃગલોચની મનહર હતી;
નિર્દોષ નાજુક ને દયાળુ દેવકન્યા દીપતી,
એ પ્રેમમય બાળા નિહાળી પૂજ્ય બુદ્ધિ મમ થતી !

પણ એક દિન ગુસ્સે થયા પોષક પ્રીયાના બોધથી,
"જા ! ત્હારૂં તું સંભાળી લે ન્હાનો હવે તું કૈં નથી;"
લાગ્યું બુરૂં મનમાં મને હું તુર્ત ચાલ્યો નીકળી,
પણ પોળના નાકે જતાં પ્રિય **નિર્મળા** સ્હામી મળી !

શાળા વિષેથી આવતી'તી ઘેર તે કન્યા ભણી,
નિરખી નયનમાં અશ્રુ મ્હારા અજબ થઈ પોતે ઘણી !
મુજને કહ્યું "**શશિકાન્ત** જાશો ક્યાં? નયનમાં નીર શું ?
શું તાતજી ગુસ્સે થયા ? કે માત બોલ્યાં મમ કશું ?"

નિર્દોષ બાળા નિર્મળા મુજ પુણ્ય પરવારી ગયું,
રે ! દોષ કો'નો છે નહિ મ્હેં જે બન્યું તે સૌ કહ્યું;
બાળા સુણીને થૈ દુઃખી ! "શશિકાન્ત કૈં જાશો નહિ !
હું જઇ પિતાને વીનવું મમ અર્જ સાંભળશે સહી."

હે ! નિર્મળે ! મમ માટ કૈં તમ તાતને કે'શો નહિ !
પાછો ફરૂં હું ના કદી તસ્દી તમે લેશો નહિં !
ત્હારી ભલામણ તાત પાસે લેશ પણ નવ ચાલશે !
કટુ વચન માત સુણાવશે ગુસ્સે અતીશે તે થશે !

બાળા બિચારી કરગરે " હૌંન અર્જ આ મમ સાંભળો !
કટુ વચન સહન કરીશ હું કરૂણા કરી પાછા વળો !
તમ વણ મને ગમશે નહિં તમ વણ દિલાસો કોણ દે ?
દિલનો વિસામો એક છે તે પણ અરે ! જાતો રહે ! "

બાળા તજી રોતી ! કઠણ હૈયું કરી ચાલ્યો ગયો !
મમ ઉજડ ઘર ઉઘાડીને રે ! ! એકલો ત્યાં જૈ રહ્યો !
સ્નેહાળ એ બાળા મને બસ યાદ આવી ત્યાં બહુ,
રોતાં ગઈ રજની બધી એ કષ્ટ હું કોને કહું ?

ભણવું હવે મૂકી દીધું જ્યાં પેટ પીડામાં પડયો,
રે ! ચાકરી કંઇ શોધવા આખો દિવસ હું આથડયો;
લાગી નહીં કૈં ભાળ તે નીરાશ હું પૂરો થયો,
વિદ્યાગુરૂ મ્હારા હતા હું તેમના મંદિર ગયો !

ઉદાર દિલના તે હતા મમપર દયા બહુ લાવતાં,'
મ્હારા સમા દુઃખિયાપરે કરુણા અતી દર્શાવતા;'
મ્હેં વાત વિસ્તારી કહી ગુરૂજી થયા દિલગીર ખરે !
મુજને કહ્યું "ગભરા નહિં રે'જે હવે મ્હારે ઘરે."

મ્હેં હસ્ત જોડીને કહ્યું કરૂણા તમારી છે ઘણી,
મુજને અપાવો નોકરી એ યાચના સેવક તણી;
ગુરૂજી કહે "આપું ભલામણ હું લખી તે લૈ જજે,
મમ મિત્ર અમદાવાદના છે શેઠ તેને આપજે.

માલીક છે તે મીલના તુજને પગારે રાખશે,
મ્હારી ભલામણ માનીને કૈં નોકરીએ નાંખશે;"
બે દિવસનો ભૂખ્યો હતો ભોજન કર્યું ગુરૂના ઘરે,
લઈ પત્ર અમદાવાદ જાવાનું કર્યું નક્કી ખરે !

ગુરૂપત્નિ પણ ગુણીયલ હતાં મુજપર કરૂણા રાખતાં,'
મમ સ્વર્ગવાસી માતનાં સદ્‌ગુણી તે સહિયર થતાં;'
મુજ કર્મની કથની સુણી અંતર બળ્યું તેનું ઘણું,
નિઃશ્વાસ નાંખીને વદ્યાં "ધાર્યું ન થાયે આપણું."

"એ નિર્મળાની માત ને તુજ માત મમ સહિયર હતી !
બન્ને સખી તમને લઇ મમ ઘેર મળવા આવતી'!
તે સમય તું ને નિર્મળા મમ બારણે રમતાં હતાં !
તે દેખતાં અંતર અમારાં હર્ષમાં ડૂબી જતાં"!

" શશિકાન્ત ને કન્યા તણું જોડું રૂડું આ છે ઘણું !
પ્રભુ જીવતાં જો રાખશે તો લગ્ન કરશું તે તણું !
એ **નિર્મળાની** માત ને તુજ માત આનંદી થતાં !
વ્હેવાણુ થૈશું આપણે એવું પરસ્પર બોલતાં !

રે ! દિવસ તે ચાલી ગયા ! સ્વર્ગે ગઇ બન્ને સખી !
આશા ગઇ તે સાથ બનશે વાત જે કર્મે લખી " !
**ગુરૂપત્નિના** મુખથી સુણી સૌ વાત હું વિસ્મય થયો !
તે દિવસથી બસ સ્નેહ મ્હારો પ્યારમાં પલટાઈ ગયો !

ગેબી અસર થઇ મમ હૃદયપર શરીરમાં ગરમી વધી !
મસ્તિક બન્યું મસ્તાન ભૂલી ભાન ના વિસરે કદી !
ઝણઝણુ થયા સૌ જિગર કેરા તાર બસ આવેશમાં !
મમ શરીરની સઘળી નસોએ ખુન ફરતું જોસમાં !

**ગુરૂપત્નિએ** પાયો અલૌકિક **પ્રેમનો પ્યાલો** મ્હને !
નહિ તો હૃદય નિર્દોષ આ શું પલકમાં ઘેલું બને ?
વમળે પડયો વિચારના નિદ્રા સુતાં આવી નહીં,
આલેખતો પ્રિય **નિર્મળાની** આકૃતી અંતર મહી !

હે ! **નિર્મળે** ! હે **નિર્મળે** ! તું પ્રેમમય બાળા ખરે !
મમ માટ તુજ અંતર વિષે શું ચાહ કૈં હોશે ? અરે !
ના એ બને ! ના એ બને ! બાળા હૃદય ભોળું ખરૂં !
ઉપકાર મુજ ઉપર કર્યો ઉપયોગ ખોટો કાં કરૂં ?

નિર્દોષ કન્યા **નિર્મળા** પર તું કુદ્રષ્ટિ કાં કરે ?
રે ! રે ! હૃદય બસ શાન્ત થા ! કાં પાપના થેલા ભરે ?
એવા વિચારો યોજતાં રજની ગઇ ઉજાગરે,
તત્કાળ **અમદાવાદ** હું જાવા થયો તૈયારરે !

* * * *

એ વાતને બે વર્ષ અમદાવાદમાં વીતી ગયાં,
પણ નિર્મળાનાં પ્રેમ પુષ્પો હૃદયમાં પ્રફુલ્લિત રહ્યાં;
કરમાય ના ! દુર થાય ના ! સુગંધ પણ જાતી નથી !
બાળા તણી મનહર છબી રે ! દૂર રજ થાતી નથી !

સ્વપ્ના વિષે પણ નિર્મળા ! ફરવા જતાં પણ નિર્મળા !
એકાંતમાં પણ નિર્મળા ! બસ યાદ આવે નિર્મળા !
જમતો હતો વીશી વિષે હું નોકરી મૉલમાં જતો,
ગુરૂના પ્રતાપે સર્વ વાતે હાલ તો સુખિયો હતો.

પણ સ્વપ્ન આવ્યું એક દી ભયભીત તેથી હું થયો !
મમ પાસથી પ્રિય **નિર્મળાને** સિંહ ઉપાડી ગયો !
રે ! **નિર્મળા** પોકારતી "**શશિકાન્ત** વ્હારે આવજો !
જો પ્રેમ સાચો હોય તો આવી મને ઉગારજો ! "

હું સિંહની પાછળ ગયો ઝટ સ્વાર ઘોડાપર થઈ !
પણ એટલામાં હા ! અરે ! મમ આંખ તો ઉઘડી ગઇ !
ના **નિર્મળા** ! ના સિંહ છે ! ના અશ્વ ને હું કયાં પડયો ?
રે ! ભેદ શું આ સ્વપ્નનો ? વીચારના વમળે ચ્હડયો !

સંસાર બસ સૂનો બધો જો નિર્મળા દેખું નહિ !
છે જીવવું આ ઝેર જેવું લાભમાં લેખું નહિ !
આ નોકરી કરવી નથી તેમાં હૃદય રોકું નહિ !
જ્યાં નિર્મળા ત્યાં પ્રાણ મ્હારો અન્ય અવલોકું નહિ !

ઉઠયો સ્હવારે કામ અટપી નોકરી પર હું ગયો,
પણ સ્વપ્ન ના વિસર્યું અરે ! ઉદ્વેગ એ અંતર રહ્યો;
છે નિર્મળા કૈં ભય વિષે બસ ભાસ મુજને એ થયો,
દિન આઠની લીધી રજા મમ ગામમાં સત્વર ગયો !

*　　　*　　　*　　　*

ગુરૂના ઘરે મળવા ગયો ગુરૂપત્નિને પાયે પડયો,
"આવ્યો ભલે **શશિકાન્ત** તું આનંદ અમ અંતર સ્હડયો;"
ગુરૂજી ગયા શાળા વિષે વાતો કરી સુખ દુઃખ તણી,
ગુરૂપત્નિ બોલ્યાં " નિર્મળાપર કષ્ટની વૃષ્ટિ ઘણી !

"જે દિવસ તું અહીંથી ગયો તે દિવસની બાળા દુઃખી !
મળવા મને તે આવતી' દીઠી કદી ના હસમુખી !
તુજને સદા સંભારતી' ત્હારી ખબર તે પૂછતી' !
નિજ કષ્ટ વાત કહી રડે હું અશ્રુ ત્હેનાં લૂછતી' !

પત્નિ નવીના પાશમાં નિજ તાત પણ પરવશ થયા !
પુત્રી સુખી છે કે દુઃખી ? વાત્સલ્ય સૌ વિસરી ગયા !
માતા નવી જે કષ્ટ દે કન્યા સહન તે સૌ કરે !
અવધી નથી દુઃખની હવે બાળા બિચારી ક્યાં ઠરે ?

વળી નિર્મળાના લગ્ન કેરી વાત પણ ચર્ચાય છે,
મ્હેં સાંભળ્યું છે કે વ્હીવા વંઠેલ સાથે થાય છે;
રે ! દુર્ગુણી ને છે જુગારી લગ્ન ના કોઈ કરે,
છે એ નવીનો કો' સગો તે કાજ ખટપટ આદરે !

છે લગ્ન થોડા દિવસમાં એવું બધે બોલાય છે,
પણ નિર્મળા માને નહિં તે રોજ ટંટો થાય છે;
મુજને કહેતી એ હતી " માશી નહિં એને વરૂં,
માબાપ કરશે જુલ્મ તો બસ ઝેર પીને હું મરૂં."

એ રીત કન્યાના પરે ઘેરાય છે દુઃખ વાદળું,
સુણતાં બળે અંતર અરે ! પણ ના ઇલાજે શું કરૂં ? "
કરૂણાજનક કથની સુણી ગુરૂપત્નિના મુખથી અરે !
અશ્રુ ન માયે આંખમાં શું કષ્ટ આ કન્યા પરે ?

બાળાપણે માતા મરી રે ! બાપ પણ વૈરી થયા ?
મોહાન્ધ શું એવા બન્યા ? કે હૃદયથી ત્યાગી દયા ?
કિરતાર જગદાધાર કરૂણાવંત છો કેશવ તમે !
નિર્દોષ આ દંડાય તે ગોવીંદ કાં તમને ગમે ?

* * * *

નિજ કાર્ય પરવારી પ્રભાકર અસ્ત થાવા પરવરે,
પક્ષી પશૂ સૌ પ્રેમથી સ્થાનક ભણી પાછાં ફરે;
સુંદર સરિતા તીર નિર્મળ નીર સૌ નારી ભરે,
ઠંડી પવનની લ્હેર આવે નિરખતાં નયનો ઠરે.

ન્હાવા નદીમાં કૈં પડે સંધ્યા પૂજા કૈં જન કરે,
કપડાં ધુવે છે કૈંક ને કૈં તો હવા ખાવા ફરે;
સરિતા કિનારે શિવનું મંદિર સુંદિર છે જહાં,
સંધ્યા સમય અવલોકતો ઉભો હતો હુંતો તહાં.

શિરપર ધરી ગાગર સુશોભિત હંસ ચાલે ચાલતી,
તારૂણ્ય વયમાં પેસતી દેખી સુકન્યા આવતી;
બે વર્ષમાં આ શું તફાવત ! જોઇને વિસ્મય થયો,
કન્યા મટી તરૂણી થઇ રે ! રંગ બદલાઈ ગયો.

નિરખી મને આવી વદી "શશિકાન્ત ક્યારે આવીયા ?
ના સ્મરણમાં આવી કદી હું ના હૃદયમાં લાવિયા ?
જે દિવસથી જૂદા પડયા તે દિવસથી છું હું દુઃખી,
રે ! યાદ કરતી' રોજ હું ને ઈચ્છતી' તમને સુખી."

એવું વદીને સ્તબ્ધ થૈ આંસુ ભરાયાં આંખમાં,
નિર્દોષ બાળા શાન્ત થા રે ! રે ! નિસાસા નાંખ—માં;
તુજ કષ્ટની કથની સુણી માશી તણા મુખથી અરે !
અંતર બળે મ્હારૂં અતી, છે જુલ્મ ઝાઝો તુજ પરે.

હું ઊતર્યો છું ગામમાં વિદ્યાગુરૂજીના ઘરે,
મેળાપ મ્હારો ત્યાં થશે તું આવજે ફુરસદ મળે;
એવું સુણી બાળા ગઇ જળ કાજ સરિતા પટ ભણી,
હું પણ પછી પુરમાં ગયો અંતર વિષે ચીંતા ઘણી.

*    *    *    *

વળતે દિવસ આવી સુકન્યા નિર્મળા ગુરૂવાસમાં,
ગુરૂજી હતા શાળા વિષે ગુરૂપત્નિ ના અવકાશમાં;
બસ એકલાં બન્ને અમે વાતો કરી સુખદુઃખ તણી,
બાળા કહે "હું શરણુ છું ! છે આશ અંતરમાં ઘણી.

મા બાપના ધાર્યા પ્રમાણે લગ્ન કરવાની નથી,
માનીશ મીઠુ મ્હોતને રે ! લેશ ડરવાની નથી;"
તુજ પ્રેમમય વાણી સુણી બાળા હૃદય ઉભરાય છે,
મુજ શરણુમાં લેવા ખુશી છું દિલ તને બસ ચ્હાય છે.

ત્હારા પિતાજી પાસ આવીને વિનંતી હું કરૂં,
અંતર વસે હરિ એમને ઈલાજ છેલ્લો આદરૂં;
બાળા ઘણી શરમાઇ મુખડું લાલ કુન્દન સમ થયું,
આનંદની પળ એ હતી મન કષ્ટ સૌ વિસરી ગયું.

*    *    *    *

રે ! એ પળો ! રે ! એ પળો ! પાછી ફરી ના આવશે !
ના દગ્ધ થાતા હૃદયને નિર્મળ જળે ન્હવરાવશે !
હે ! નિર્મળા ! ઓ નિર્મળા ! તું ટેક ત્હારો તોડજે !
કંગાલ થઈને કરગરૂં રે ! રે ! સમાધી છોડજે !

*    *    *    *



# પાપ.

બીજે દિવસ ઉદાર પાલણહારને મળવા ગયો,
પાયે પડયો હું તેમને કરજોડીને ઉભો રહ્યો;
"શું ખબર છો **શશિકાન્ત** ત્હારી? તું હવે સુખિયો થયો,
ના પત્ર એકે ત્હેં લખ્યો ઉપકાર સૌ વિસરી ગયો ?

તુજ કાજ જે ઠપકો દીધો માઠું તને લાગ્યું હશે,
ઘરબ્હાર કાઢયો એમ જાણી જીવન ત્હારૂં સુધરશે;"
મ્હેં નમ્રતા ધારી કહ્યું ઉપકાર ભૂલું ના કદી,
પાળક પિતા મમ આપ છો શરમાવશો ના કૈં વદી,

સેવક સદા તૈયાર છે તમ હુકમ શિર ચ્હડાવવા,
આ જીંદગી છે આપની માલીક છો વણસાડવા;
મ્હારી હકીકત શેઠને મ્હેં સર્વ વિસ્તારી કહી,
પણ **નિર્મળાની** માગણી રસના થકીરે ! થાય નહિ !

તો પણ ધરી હિમ્મત કહ્યું ઓ ! શેઠજી કરૂણા કરો !
હું **નિર્મળાનો** હસ્ત માગું અજ આ ધ્યાને ધરો !
રે ! શબ્દ છેલ્લો સાંભળીને શેઠજી ગુસ્સે થયા !
" ઓ મુર્ખ ! તું આ શું બકે ? આવે મને તારી દયા !

ના શર્મ કૈં મન આવતી ? આશા નકામી કાં કરે ?
શું ન્યાતમાં વર છે નહિ ? કંગાલને કન્યા વરે ! "
ઓ ! શેઠજી ! આ શું વદો ? કંગાલ પણ છું સદ્ગુણી,
કટુ વચન ના કૈં બોલશો અંતર બળે એવું સુણી.

હું **નિર્મળાને** ચ્હાઉં છું છે **નિર્મળાની** પણ ખુશી,
આશીષ લ્યો અંતર તણી રે ! ના બતાવો નાખુશી;
"શું બોલતાં બ્હેકી ગયો ? બાળા ભમાવી ત્હેં ખરે !
પાળ્યો તને મેં પ્રેમથી બદલો મળ્યો તેનો અરે !

રે ! સર્પ કેરા બાળને પય પાઈને જે પાળશે,
મ્હોટો થતાં માલીકને દૈ ડંસ બદલો વાળશે;
પાળક પિતા ત્હારો બન્યો હું **નિર્મળા** ભગિની સમી,
કપટી કુદ્રષ્ટી કાં કરે ? બુદ્ધિ બધી ત્હારી ભમી.

જા ! શ્યામ મુખ ત્હારૂં લઈ ના આવતો અત્રે ફરી,
ઉપકાર હૈયે હોય તો પરદેશ જા ! કરૂણા કરી;
મળતો હવે ના નિર્મળાને વચન મ્હારૂં માનજે,
માગી લઉં છું એટલું આભારને રજ જાણજે."

વાણી સુણી પોષક તણી રે ! રે ! પરાધિન હું થયો !
અંતર તપ્યું તેથી અરેરે ! ! પ્રેમ પણ વિસરી ગયો !
રે ઘાત કીધો પ્રેમનો આજે ઘણો પ્રસ્તાઉં છું !
બળિદાન આપી રક્તનું હરદમ હવે સૂકાઉં છું !

એ પાપની માફી કદાપિ આ ભવે મળશે નહિં !
પ્રાયશ્ચિત તેનું છે નહિં રે ! તાપ તે ટળશે નહિં !
મેં હસ્ત જોડીને કહ્યું એ શેઠજી હું જાઉં છું !
રે ! નિર્મળાથી હું જુદો આ જીંદગીમાં થાઉં છું !

પણ છે ભલામણ એજ કે, કન્યા કુવે ના નાંખશો !
રે ! મા વિનાની **નિર્મળા** પર રે'મ માયા રાખશો !
એવું કહી પાછો ફર્યો ના ત્યાં ઘડી ઊભો રહ્યો !
બાળા **તજી** હરિ આશ્રયે હું ગામ ત્યાગીને ગયો !

હું હાલ **અમદાવાદમાં** છું આઠ દિન આવે થયા,
પણ નોકરી પર મન નથી દિન શોકમાં જાયે વહ્યા;
ભોજન નથી કૈં ભાવતું ફરવા જવાનું ના ગમે,
નિદ્રા ન આવે નયનમાં રે ! **નિર્મળામાં** મન ભમે.

"શું હાલ બાળાના હશે ?" ઊભો હતો ઉચાટમાં;
ત્યાં પોષ્ટમેને પત્ર લાવી એક આપ્યો હાથમાં;
પ્રિય નિર્મળાનો **પત્ર આવ્યો** દેખતાં ખુશ હું થયો !
ફોડયું કવર ઝટ વાંચવા પળ શોક પણ વિસરી ગયો !

વાંચી વિચિત્ર લખાણ એ લંબાણ હું વિસ્મય થયો !
સમજી હકીકત હા ! પછી દુઃખ અબ્ધિમાં ડૂબી ગયો !
અશ્રુ ન માયે આંખમાં રે ! પોક મૂકીને રડયો !
"રે ! **નિર્મળા** ! ઓ **નિર્મળા** !" બેભાન થૈને હું પડયો !

# પત્ર.

" શશિકાન્ત ! મ્હારા લગ્નની કંકોતરી આ વાંચજો ! "
" કંકુ નથી મમ રક્તના છાંટા પડયા અવલોકજો ! "
" એ લગ્નની ચૉરી નથી પણ છે ચીતા તૈયારરે ! "
" મમ લગ્ન કરશે કાષ્ટથી પામીશ દુઃખનો પારરે ! "

" વાજાં નહિં ત્યાં વાગશે રે ! ગીત કો ગાશે નહિં ! "
" રોશે કકળશે સ્નેહિયો આનંદ વર્તાશે નહિં ! "
" મીંઢળ સ્થળે શ્રીફળ અને બનશે વ્હીવાનું બારમું ! "
" જયુરી મળી મત આપશે મૃત્યુ થયું છે કારમું ! "

" સ્નેહી સગાં તેડાવવા કંકોતરી તાતે લખી ! "
" આનંદથી સૌ આવશે પણ દેખતાં થાશે દુઃખી ! "
" એ લગ્નમાં ના આવશો અંતર દુઃખાશે આપનું ! "
" મેળાપ ના મ્હારો થશે દર્શન થશે ત્યાં રાખનું ! "

" જે વહાણમાં બેઠી હતી તે વ્હાણ વંટોળે ચ્હડયું ! "
" નાવિક તરિ નાસી ગયો ના ફરજનું "નાળું" નડયું ! "
" રે ! જૈ કિનારે તે ઉભો હિમ્મત વિના તે શું કરે ? "
" દરિયે ડુબૂં છું હાય હું આશા ભરી છું હા ! અરે ! "



પ્રિય નિર્મળાનો પત્ર આવ્યો દેખતાં ખુશ હું થયો !
ફોડયું કવર ઝટ વાંચવા પળ શોક પણ વિસરી ગયો !
"મણિકાન્ત"

## શોકાતુર નિર્મળા! ( પેજ ૨૭૩ )



રે! ઝેરની પ્યાલી પીતાં અટકાવનારૂં કો' નહિં!
જનુની જતાં આ જગતમાં બસ! હાય! મ્હારૂં કો' નહિં!
"મણિકાન્ત."

"આ ઝેરનું પ્યાલું પિતાં અટકાવનારૂં કો' નહિં ! "
"જનુની જતાં આ જગ્તમાં રે! હાય ! મ્હારૂં કો' નહિં ! "
"બસ ઝેરથી આરામ છે એ વીજુ પ્યારૂં કો' નહિં ! "
"છે સ્વાર્થમય સંસાર જીવડા જાણુ ત્હારૂં કો' નહિં ! "

"દૂખી દુઃખી નિજ બાળને મમ માત રોતી સ્વર્ગમાં ! "
"ખળખળ ઉન્હાં અશ્રુ થકી મમ પાપ ધોતી સ્વર્ગમાં ! "
"મળવા મ્હને જલ્દી જનેતા વાટ જોતી સ્વર્ગમાં ! "
"ઝટ ઝેર પી જઇને મળું મમ માત ગોતી સ્વર્ગમાં ! "

"બાપા બન્યા દુશ્મન અરે ! રાખ્યો ભરૂસો તમપરે ! "
"ત્યાગી તમે ચાલી ગયા આપ્યું વચન તે શું કરે ? "
"પણ ભૂલ હું મોટી કરૂં કર્મે લખેલું ના મટે ! "
"ભાવી પ્રબળ છે " સત્ય કો'ને દોષ દેવો ના ઘટે ! "

"દિલગીર ના દિલમાં થશો આશીષ દે બાળા દુઃખી ! "
"સદ્‌ગુણી કો' કન્યા વરી સંસારમાં થાજો સુખી ! "
"જો પ્રેમ મુજપર હોયતો શશિકાન્ત તે વિસરી જજો ! "
"નિર્ભાગી કન્યા નિર્મળાને કો' દિવસ સંભારજો ! "

લી. નિર્ભાગી,

નિર્મળા.

× × × ×

બે રાત્રિને બે દિવસ રે ! બેભાનમાં ચાલી ગયા,
ચક્ષુ ઉઘાડી જોઉં તો ગુરૂદેવનાં દર્શન થયાં;
ગુરૂપત્નિ પણ પાસે હતાં હું તો પથારીમાં હતો,
રે! **નિર્મળા** ! રે ! **નિર્મળા** ! એ શબ્દ હરદમ ઝંખતો.

કો' સ્નેહીએ ઝટ તારથી ગુરૂદેવ તેડાવ્યા હતા,
મમ માત સમ ગુરૂપત્નિને નિજ સંગ તે લાવ્યા હતા;
મસ્તિક દવા તે ચોળતાં, ગુરૂપત્નિ છે ગુણિયલ ખરે !
હે! માત ક્યાં છે **નિર્મળા** ? એ પ્રશ્ન મેં પૂછયો અરે !

ગુરૂપત્નિ ના બોલ્યાં કશું આંસુ ભરાયાં આંખમાં,
"તબિયત બગડશે શાન્ત થા !" ગુરૂજી કહે કૈં ભાખમાં;
ચેતી ગયો હું નિર્મળાનો પ્રાણ પરલોકે ગયો !
રે ! **નિર્મળા** ! એવું વદી બેભાન પાછો હું થયો.

* * * *

કૈં કૈં દવાઓ વાપરી ડૉકટર અને વૈદ્યો તણી,
દિનરાત ગુરૂ ગુરૂપત્નિએ લીધી મહેનત હા ! ઘણી;
મમ દર્દ તો વાધ્યું હતું રે ! કેસ કબજે ના રહ્યા,
કૈં કૈં ઇલાજો યોજતાં છઠ્ઠે દિને જાગ્રત થયો !

ડૉકટર વિના મુજ પાસ બીજું કોઇએ પણ ના હતું,
ગુરૂપત્નિને જોવા થકી મમ દર્દ તો વધતું જતું;
તેથી અરે મુજ પાસ બીજું કોઈએ પણ ના રહે,
મમ હૃદય ઘટના રોકવા ડૉકટર નવિન વાતો કહે.

એ રીત દિન પંદર ગયા સાજો શરીરે હું થયો,
ગુરૂની રજા પૂરી થતાં ગુરૂસંગ નિજ ગામે ગયો;
પણ ગામમાં આવી કથા મેં નિર્મળાની સાંભળી,
હા ! લગ્નના પ્હેલે દિવસ રે ! ઝેર-પી-કન્યા મરી.

છટકેલ સાથે લગ્ન લીધું તાત પણ નિર્દય થયા,
ના અર્જ બાળાની સુણી રે ! પ્રાણ કન્યાના ગયા;
**ચોરી** બદલ ખડકી **ચિતા** પ્રારબ્ધ પણ બેઠું ફરી !
આશાભરી ભોળી સુકન્યા હાય ! ભસ્મિભૂત કરી !

જન કૈં મ્હને દેખી બતાવી આંગળી હાંસી કરે !
" પ્રેમી તણું આ પૂછડું ! " એવું વદી આડાં ફરે !
કન્યા તણા કમભાગ્યેની કરૂણાજનક કથની સુણી,
ધિઃક્કાર આવ્યો મુજપરે રે ! રે ! સુકન્યા મ્હેં હણી !

* * * *

( સાંધણ છે. )

# પ્રાયશ્ચિત !

રે ! રે ! હૃદય બસ જા બળી અંગારમાં તું રાખ થા !
પાયશ્ચિત એ પુરૂં નથી જા ! જા ! હવે દુર્મૂખ થા !
બાળા ફસાવી ભોળી ત્હેં એ દુષ્ટ દિલડા દૂર જા !
એ જુલ્મ કંઈ ઓછો નથી રે ! ઝેર ખા ! બસ ઝેર ખા !

દીધો દિલાસો ને પછી વિશ્વાસઘાતી કાં થયો !
કન્યા અરણ્યે એકલી ત્યાગી તું તો નાસી ગયો !
કન્યા કપાણી વન વિષે ખૂની ખરે તેનો થયો !
રે ! રે ! ભુસાયે ના કદાપિ ડાઘ એ દિલમાં રહ્યો !

શોધું સકળ સંસારમાં પણ નિર્મળા મળશે નહિં !
રે ! નિર્મળા જો ના મળે ચીંતા કદી ચળશે નહિં !
રે'વું ફીકરમાં રોજ રે શું કષ્ટ એ ટળશે નહિં !
શશિકાન્ત આ સંસારમાં શાન્તિ તને મળશે નહિં !

ડંખે હૃદય દરરોજ મ્હારે ડંખ એ સ્હેવો નથી !
આ મોહમય સંસારનો લ્હાવો હવે લેવો નથી !
સુખ સ્વપ્નમાં દીઠું ન કો' દુખવંત મમ જેવો નથી !
કિસ્મત બન્યું કંગાલ કો'ને દોષ કૈં દેવો નથી !

ફાટે હૃદય મ્હારૂં અરે ! લૈને ફકીરી હું ફરૂં !
પણ જીંદગી છે ઝેર જેવી તો જીવીને શું કરૂં ?
છે પાપમય કાયા બધી તો મર્ણથી શાને ડરૂં ?
ના પાપ જાયે મ્હોતથી રે ! રે ! મરીને શું કરૂં ?

કર્મે બનેલો અંધ છું ના રાહ કો બતલાવશો !
અથડાઉ છો ફૂટાઉ પણ રે ! રે ! દયા ના લાવશો !
નિર્દય ખુની ખાડે પડે ના ના નહિં અટકાવશો !
પોકાર કરશે કાઢવા ના પાસ તેની આવશો !

* * * *

રે ! બાર વર્ષ થયાં છતાં પણ ઘા હજુ રૂઝતો નથી !
પ્રાયશ્ચિતનો કીડો હૃદય ત્યાગી જરા ખસતો નથી !
કોરે કલેજું તે કીડો આનંદ મન વસતો નથી !
રે ! રે ! દિવાનો છું જરા પણ કો' દિવસ હસતો નથી !

પાપી જીગર ઝખ્મી થયું પણ ખૂન કાં ટપકે નહિ ?
રોતો સદા પણ અશ્રુ કેરૂં બુંદ કાં ટપકે નહિ ?
ખેંચાય નાડી ને નસો કાં એક પણ છટકે નહિ ?
આ દેહનું ઘડીયાળ ટકટક ચાલતું અટકે નહિ !

સ્નેહી મથે પરણાવવા પણ લગ્ન તો કરવું નથી !
દુનિયા દિવાનો છો કહે એ દોષથી ડરવું નથી !
સંસાર પર પૂળો મૂકયો બસ પંથ એ પળવું નથી !
રે મોહમાયાના સમુદ્ર વિષે હવે મળવું નથી !

આ જીંદગીને ત્યાગવા બે વાર મ્હેં ખટપટ કરી !
આયૂષ્ય દોરી ના કપાણી રે ! ગયો હું ના મરી !
! મ્હોત નાસે દૂર મુજને દેખતાં જાયે ડરી !
કંગાળ છું ! પાપિષ્ટ છું ! છુટકો કરોને શ્રી હરિ !

**મજનૂ** બન્યો છું હાય ! હું **લયલી** વિના ઘેલો ફરૂં !
લયલી વિના હું શું કરૂં ! લયલી વિયોગે હા ! મરૂં !
**લયલી** ભરૂસે છે ફસી **મજનૂ** હૃદય ડરતો નથી !
**લયલી** કબરમાં જૈ સુતી **મજનૂ** હજૂ મરતો નથી !

**ફરહાદ** તોડે પ્હાડ ત્યાં "**શીરી** મરણ પામી" સુણી !
માશૂકને મળવા ગયો ! છે રીત એ પ્રેમી તણી !
પણ હું અભાગી ! નીચ પાપી ! બેકદર થઇને ફરૂં !
રે ! **નિર્મળા** સ્વર્ગે જતાં આ દેહ કાં ધારણ કરૂં ?

આવે સુકન્યા સ્વપ્નમાં "**શશિકાન્ત** છો શાણા તમે !"
" શરણે રહેલાંને તજી સંસારમાં રે'વું ગમે !"
" હું તો, સુખી છું સ્વર્ગમાં પણ રીત તમ સારી નહિ!"
" વિશ્વાસઘાતી કાં થયા ? દિલમાં દયા ધારી નહિ!"

પળમાં હસે ! પળમાં રડે ! પળમાં ઘણી ગુસ્સે થતી !
પળમાં છુપાવી મૂખ **કન્યા નિર્મળા** નાસી જતી !
હું કરગરી પાયે પડું પણ **નિર્મળા** માને નહિં !
મમ હૃદય કેરા કષ્ટને દેવાંગના જાણે નહિં !

નિષ્ઠુર આ સંસાર આપે ભાળ ના વ્હાલી તણી !
જંગલ વિષે જઇ વૃક્ષને વળગી વિનવતો કરગરી !
વાતો વિહંગોથી કરૂં પણ કષ્ટ કો' કાપે નહિ !
દેખી મ્હને હસતાં બધાં ઉત્તર અરે ! આપે નહિ !

કો'વાર કાળી રાત્રીએ સમશાનમાં હું તો જતો !
ભડભડ ચિતાઓ જ્યાં બળે તે પાસ જૈ રોતો હતો !
લૈ રાખ તે સમશાનની આખા શરિરે ચોળતો' !
હે **નિર્મળા** ! તું ક્યાં ગઈ ? પોકાર પાડી બોલતો' !

* * * *

પળ આંખ ઢાંકીને ઉઘાડું એ વિષે શું થઈ ગયું !
આનંદની મૂર્તિ **સનમ** સરકારનું દર્શન થયું !
જોવા ફરી એ જ્યોતને ઘેલો બનીને આથડું !
**આનંદ** ના નજરે પડે હું એકલો છાનો રડું !

તિરછી અને કાતિલ નજરથી આ જીગર ઝખમી કર્યું !
એ ઝખ્મમાંથી ખૂન ટપકે ! તે છતાં દિલ ના ડર્યું !
ઝખ્મો સહન કરવા ફરી ! બસ ખૂન ટપકાવા ફરી !
એ મૉજ મેળવવા ફરી ! તલસૂં **સનમ** જોવા ફરી !

**ફરહાદ** ! **મજનૂ** ! હે **કલાપી** ! સ્વર્ગમાંથી આવજો !
તમ માર્ગમાં ભૂલો પડયો છું રાસ્ત રાહ બતાવજો !
બસ પ્રેમની મૂર્તિ તમે છો ઈશ્ક મંત્ર પઢાવજો !
આ અર્ધદગ્ધ હૃદય જલાવી સાફ ખાક બનાવજો !

**મણિભાઈ** ! આવો ! છો પ્રવાસી આપ પંથ અભેદના !
**સાકી** બની પ્યાલી શરાબેથી ભરી પાજો ભલા !
બાકી નહીં કૈં રાખશો સાકી ! સખી દિલ આપનું !
પીપો કરી ખાલી **અખંડાનંદનો** આશક બનું !

*  *  *  *

દુનિયાં દિવાની છે બધી બસ **ઇશ્ક** ! **ઈશ્ક** ! પુકારતી !
પણ ના પિછાને **સનમને** નાહક ગઝલ લલકારતી !
રે ! રોગ વણ દર્દી ઠરે ! વાગ્યા વિના ઝખ્મી બને !
સૌ ચશ્મ મીંચીને ફરે ! લાગે અજાયબ એ મ્હને !

ઓ ! **ઇશ્કના** અક્ષર પરે આશક બનેલા આવજો !
શું **ઇશ્ક** ? ને છે શું **સનમ** ? તે રંકને સ્હમજાવજો !
**સાકી શરાબો જામની** સાથે પિછાન કરાવજો !
નહિ તો ઝગલ બેતો તણાં દફ્તર ઉપાડી લાવજો !

હો ! હો ! બિરાદર બસ કરો એ રાહ કૈં સ્હેલો નથી !
રે ! છે કઠણ પ્રેમી સનમનો ચાહ કૈં સ્હેલો નથી !
એ રાહ પર જાતાં જુઓ ! કુરબાન શિર કૈં એ કર્યાં !
દુનિયાં તણા અપવાદ યા ભય દંડથી તે ના ડર્યા !

**પાડે બરાડા સોયથી ખંજર ખમી તે શું શકે ?**
**પાદર જતાં ડરનાર જે જંગલ ભમી તે શું શકે ?**
**દિલમાં હળાહળ ઝેર છે આપી અમી તે શું શકે ?**
**રે ! શુદ્ધ પ્રેમ નથી ! સનમ સંગે રમી તે શું શકે ?**

**અધિકાર ઉત્તમ ઇશ્કનો ! વ્યભિચાર તેને ના ગણો !**
**વાંચી શરાબોની સ્તુતિ બાપું ! શરાબી ના બનો !**
**નારી અનીતિવાનને પ્રેમી સનમ ના જાણશો !**
**મસ્તાન ને ઘેલા બની તેમાં મઝા ના માણશો !**

* * * *

પ્રિય પાઠકો ! મમ પ્રેમની કરૂણાજનક કથની લખી !
રે ! છે અધુરી તે હજુ ! આગળ લખાઈ ના શકી !
પુસ્તક ભરાયે કૈંક પણ ઉદ્દ્ગાર મ્હારા ના ખુટે !
હરિ હાથ લે ! ઝટ મ્હોત દે ! આ દેહથી આત્મા છુટે !

* * *

* * *

* * *

## છેવટ.

એ રીત એ **શશિકાન્ત** ભૂલી ભાન દીવાનો થયો,
વર્ષો વિત્યાં પણ નિર્મળાની યાદ ના વિસરી ગયો;
ના દેહનું કૈં ભાન છે સૂકાઇ કાષ્ટ સમો થયો,
રે ! રક્ત સૌ ઉડી ગયું બસ અસ્થિનો માળો રહ્યો.

દિન એક આવ્યું પૂર સરિતા જોસમાં વહેતી હતી,
વાદળ છવાયું ગગનમાં વરસાદની વૃષ્ટિ થતી;
ચમકે વિજળીઓ નભ વિષે ગગડાટ વાદળ ગાજતાં,
આવે સપાટા પવનના સૌ ઘર વિષે પેસી જતાં.

તે સમય સાધીનો દિવાનો તીર સરિતાને ગયો !
ભેખડ હતી ઉંચાણમાં તે સ્થાન જઈ ઉભો રહ્યો !
"વ્હાલી વિલંબ કરૂં નહિં આવું હવે મળવા ત્હને !"
"પ્રેમાળ બાળા સ્નેહથી સ્વીકારજે ! **શશિકાન્તને** !"

વિદ્યુતના ચમકારથી ચળકાટ જળમાં થઈ રહ્યો !
"હે! **નિર્મળા** !" એવું વદી **શશિકાન્ત** જળવાસી થયો;
પત્તો મળ્યો ના તેહનો જળની સમાધી છે કરી,
**શશિકાન્ત** આ સંસારમાં શોધ્યો મળ્યો ના કૈં ફરી.

તે જાણતાં સૌ લોક શોકાતુર અંતરમાં થયું,
રે ! દિવ્ય પ્રેમી જોડલું સંસારને છોડી ગયું;
હે ! દેવ ! તું સૌ દમ્પતિમાં પ્રેમ એવો સ્થાપજે !
એ યુગલ આત્માને સદા શાન્તિ પ્રભુ તું આપજે !

* * * *

એ, ચાર પ્રેમીએ મળીને **નિર્મળા શશિકાન્તની** !
સમશાનમાં સરિતા તીરે પત્થર સમાધી છે ચણી !
તે પર લખ્યું "**પ્રેમીયુગલ શશિકાન્ત**! **કન્યા નિર્મળા** !
**આનંદમાં અત્રે વસે સંસારની છોડી પળા** !"

* * * *

જે દિવસ પુત્રી **નિર્મળાનો** પ્રાણ પરલોકે ગયો,
તે દિવસથી ભોળો પિતા દુઃખથી પથારીવશ થયો;
"ઓ પ્યારી પુત્રી ક્યાં ગઈ ? હું મોહમાં અંધો રહ્યો,
રે ! દિવ્ય મ્હારો દીવડો ! મુજ પાપથી ગુલ થૈ ગયો.

ના પાસ કો'ને આવવા દે પત્નિને ગાળો દીયે,
“ તુજ વીણુ પ્યારી પુત્રીનું રે ! રક્ત પાપી કો' પીયે ?
જા દૂર થા ! જા દૂર થા ! એ દુષ્ટ રંડા મુજ થકી,
તુજ ફંદમાં હા ! હું ફસાયો વાત થૈ કર્મે લખી. ”

એ તીવ્ર પશ્ચાતાપથી પ્રેમી પિતા પાગલ થયો,
ત્રણ માસ સેવી માંદગી સંસારને છોડી ગયો;
લોકો તણા અપવાદથી પત્નિ પિયરમાં જૈ રહી,
એ રીત એક કુટુંબની કરૂણાજનક કથની કહી.



દુઃખી પિતા ! (નિર્ભાગી નિર્મળા) (પેજ ૨૮૪.)



"જા! દૂર થા ! જા દૂર થા ! ઓ દુષ્ટ રંડા ! મુજથકી !
તુજ ફંદમાં હા ! હું ફસાયો વાત થઇ કર્મે લખી !"
"મણિકાન્ત."

## બ્રહ્મહત્યા !

(પેજ૨૮૫)



"કર્યો ઉપકાર તે બદલે. ભર્યો અપકાર ત્હેં ભૂંડા !
વયોવૃદ્ધ વિપ્ર ગરદન પર, ધસી તલવાર ત્હેં ભૂંડા !

"મણિકાન્ત."

# બ્રહ્મહત્યા!

—યાને—

## આપઘાત કે ખૂન?!

(એક કરૂણાજનક કથા.)

સોરઠા.

બ્રહ્મહત્યાનું પાપ, છાપ પડી ત્હારા શિરે;
ન્યાયી જગનો બાપ, માફ કરે ના મુરખા!

* * * *

પડી પટોળે ભાત, ફાટે પણ ફીટે નહિ;
પાપ તણી છે માત, બ્રહ્મહત્યા નહિ છૂટશે!

* * * *

આશા! આશા! હાય! કામ કરાવ્યું ત્હેં કુડું;
"લોભે લક્ષણ જાય," હાય! વિધાતા શું કરે?

"મણિકાન્ત."

# ભુંડાની ભુંડાઇ !

—ગઝલ—

કર્યો ઉપકાર તે બદલે ભર્યો અપકાર ત્હેં ભુંડા !
વયોવૃદ્ધ વિપ્ર ગરદન પર, ધસી તલવાર ત્હેં ભુંડા !

*    *    *    *

તપેલો શાન્ત થાવાને, વિસામો વૃક્ષનો લીધો !
કુહાડાથી પછી કાપ્યું, દગો કાં વૃક્ષને દીધો ?

*    *    *    *

અરે ! પય પાઇને પાળ્યો, વળી મ્હોટો તને કીધો !
ફણીધર હા ! બનીને ત્હેં અરેરે ! ! ડંસ કાં દિધો ?

*    *    *    *

મુસાફર હા તને માની, સુવાડયો ગૃહ વિષે જ્યારે !
કરી ચંડાળ ! ત્હેં ચોરી ! પડયાં સૌ નિંદમાં ત્યારે !

*    *    *    *

અરે ! જગદીશ જાણે છે, અયે ! ઝાલિમ ! જુલમ ત્હારો !
કદી નહિ માફ કરશે તે, અદલ ઇન્સાફ કરનારો !

" મણિકાન્ત. "

ॐ

॥ श्री हरि ॥

# બ્રહ્મહત્યા !

—યાને—

## આપઘાત કે ખૂન ?!



નોટઃ—સદરહુ કથામાં ટુંકી લાઇનો છે તે ચોપાઇમાં લેવી તથા વચ્ચે મ્હોટી લાઇનો છે તે ગરબી (સાંભળજો સજ્જન નરનારી હિતશિખામણ સારી-જી)ના રાહમાં લેવી.

ઇષ્ટ દેવ ને પાયે પડી,
વાત સુણાવું સૌને વડી;
કૈંક વર્ષની છે આ કથા,
દાદા મ્હારા કહેતા હતા.
નિશાળમાંથી આવું ઘેર,
દાદા વાત સુણાવે પેર;
સુણી વાત આંસુડાં ઢળે,
કુમળું અંતર મ્હારૂં બળે.

* * * *

**શ્રી સરખાપુર** ન્હાનું ગામ,
ભીલ લોકનું ભારે કામ;
અન્ય વરણ ત્યાં થોડી ઘણી,
વધુ વસ્તી ઠાકરડા તણી.
વેત્રવતીને સુંદર તીર,
ગામ સદા દીસે ગંભીર;
ગામ શેઠ છે **મોતીલાલ.**
વ્હેપારે પામ્યો ધનમાલ,
બીજા વણીક વસે દસબાર;
ગામ શેઠ સૌનો સરદાર,
શેઠ તણી ઉમ્મર છે ત્રીસ,
શેઠાણી ઉમ્મરે ત્રેવીસ.
સાત વર્ષનો પુત્રજ એક,
માત પિતાને વ્હાલો છેક;
**કૃષ્ણલાલ** છે ત્હેનું નામ,
નામ પ્રમાણે અંગ તમામ.
મુનિમ શેઠના **અંબારામ,**
છે વિશ્વાસુ ચોખ્ખું કામ;
વયે વૃદ્ધ છે વર્ષે સાઠ,
વિપ્ર તણી ઉત્તમ છે ન્યાત.

ઘણા વર્ષથી વહિવટ કરે,
શેઠ તણું અંતર તો ઠરે.

* * * *

બાર વર્ષના શેઠજ હતા,
પાટી લઇ ભણવાને જતા;
પિતા શેઠના ગયા સ્વધામ,
મુનિમને સોંપ્યુંજ તમામ.
સંભાળો સઘળો વ્હેપાર,
મમ બાળકની લ્યો સંભાળ;
તમપર મારો છે વિશ્વાસ,
હવે નથી જીવવાની આશ.
મુવા શેઠ મૂકી જંજાળ,
થયાં વર્ષ તેનેજ અઢાર;
પૈસા સારા પેદા કર્યા,
શેઠ તણા ભંડારો ભર્યા.
ગણી પુત્રસમ પાળ્યો બાળ,
ભણાવવા લીધી સંભાળ;
વ્હેપારે પાવરધો કર્યો,
સોળે વર્ષે કન્યા વર્યો.
થયો તરૂણ ત્યાં મોતીલાલ,

ત્રેવીસ વર્ષે પ્રગટયો બાળ;
મુનિમને મુરબ્બી ગણે,
મુનિમની હા, એ હા, ભણે.
પુછ્યા વિણુ પાણી નવ પીયે,
ખપતી વસ્તુ પૂછી લીયે;
એમ અઢારે પૂરાં થયાં,
શેઠ મુવે વર્ષો વહી ગયાં.
વર્ષ ત્રીસનો **મોતીલાલ**,
સાત વર્ષનો ત્હેનો બાળ;
હવે મુનિમની કહું છું કથા,
દેવ સમા ડોસા તે હતા.
ભોળાને ભગવત પર ધ્યાન,
સંતોનું કરતા સન્માન;
ગામ તેમનું ગંગાવાસ,
છે **સરખાપુર** કેરી પાસ.
ગંગાતીરે સુંદિર ગામ,
યાત્રા કેરૂં મ્હોટું ધામ;
વસે કુટુંબ ત્યાં મુનિમ તણું,
સુખિયું ને સંતોષી ઘણું.
ત્રણ પુત્રો ને પુત્રી એક,
પરણાવ્યાં સૌ કરી વિવેક;

પુત્ર તણે ઘેર પુત્રો થયા,
સૌ નિજ ધંધે વળગી ગયા.
મૂકી ભર વાડી વસ્તાર,
ગયાં ડોસી હરિને દરબાર;
સદ્‌ગુણવાસી મુનિમ તણી,
ગામ વિષે કીર્તિ છે ઘણી.
એક વખત પુત્રો ને પિતા,
નિજ ઘરમાંહી બેઠા હતા;

( ગરબી-સાંભળજો સજ્જન નરનારી-એ રાહ. )

પુત્ર કહે છે તાત અમારા, વાત અમારી માનોજી;
મ્હોટા રળતા પુત્ર થયા તો, જગદીશ્વરને જાણો-
સાચું માનોજી.
શેઠ હવે તો મ્હોટા થયા છે, સઘળો વહીવટ સોંપોજી;
મુક્ત થઇને નિજ ઘર આવો, સૌ જંજાળો કાપો-સાચું.
તાત કહે છે પુત્ર તમારી, વાત હૃદયમાં ધારીજી;
રજા માગતાં શેઠ દુભાયે, એ ચિંતા છે ભારી-સાચું.
તોપણ "મોતીને" સમજાવી, મુક્ત થઇને આવુંજી;
સૌ જંજાળો ત્યાગ કરીને, હરગુણ હરનિશ ગાવું-સાચું.
ગયા માસ બીજા ત્યાં ચાર,
"મોતી" શેઠ થયાજ બિમાર;

ક્ષય વ્યાધી **મોતીને** થયો,
દિન પરદિન તે ગળતો ગયો.
ઔષધ કીધાં અપરંપાર,
પણ ના સારૂં થયું લગાર;
રોગ વધ્યો ને શક્તિ ગઈ,
મુનિમની હિમ્મત ના રહી.
છતાં દિલાસો દે છે ઘણો,
રાખ ભરૂસો ભગવત તણો;
તુજને સારૂં થશે વિચાર,
હિમ્મત ત્યાગીશ ના તલભાર.

શેઠ કહે છે કાકા મારા, મૃત્યુ માથે આવ્યુંજી;
તાબે થાવું પડશે તેને, જે ભગવતને ભાવ્યું-
મૃત્યુ આવ્યુંજી.
આ જગમાં જન્મીને જાવું, તેમાં શાને રોવુંજી;
પણ અધવચમાં ન્હાવ ડુબે તો ક્યમ આંસુડાં લ્હોવું-મૃત્યુ.
જેવો મુજને તાતે સોંપ્યો, તેવો તમને સોંપુજી;
મમ બાળકની રક્ષા કરજો, હસ્ત હું તેનો આપુ-મૃત્યુ.
જેવું મારૂં જતન કર્યું'તું, તેવું તેનુ કરજોજી;
જગતપિતા એ જગદીશ્વરજી, તમ અંતરમાં ઠરજો-મૃત્યુ.
એમ કહેતાં **મોતીલાલે**, દેહ તજી ત્યાં દીધોજી;
મુનિમને આંસુના માયે, કોપ પ્રભુ શ્યો કીધો ?-મૃત્યુ.

ઘરડાને મૃત્યુ ના આવે, કેમ સુવાનો જાયેજી ?

અવળી ગંગા કેમ ચલાવો ? આ દુઃખ ના સ્હેવાયે–મૃત્યુ.

ડોસે સૌને શાન્તજ કર્યા,
ક્રિયા કરી સૌ ઠામે ઠર્યા;
ડોસે વહીવટ ચાલુ કર્યો,
કૃષ્ણુલાલને હાથે ધર્યો.
ભણાવવા મુકયો નિશાળ,
પુત્ર તુલ્ય લેતા સંભાળ;
શેઠાણીને આપે આશ,
થાશો નહિં હૈં તમે નિરાશ.
પુત્ર કાલ તુજ મ્હોટો થશે,
કષ્ટ તમારાં સર્વે જશે;
વર્ષ વિત્યાં બીજાં ત્યાં આઠ,
ડોસે ઠીક કર્યો છે ઠાઠ.
આગળથી વ્હોળો વ્હેપાર,
કરી કમાયા પૈસા સાર;
શેઠ તણી મિલકત તો વધી,
મુનિમની મહેનત છે બધી.
કૃષ્ણુલાલનાં લગ્નજ કર્યાં,
ડોસાએ દિલ સૌનાં હર્યાં;

વૃદ્ધ થઇ ડોસાની કાય,
આંખે ઝાઝું ના દેખાય.
નામું લખવા માટે એક,
મ્હેતો રાખ્યો કરી વિવેક;
શેઠ તણા સગપણમાં હતો,
દરિદ્રતાથી દુઃખિયો થતો.
ચાર હતાં તેને સંતાન,
પણ પૈસા વણ દુઃખની ખાણ;
ડોસાને દીલ આવી દયા,
દઈ નોકરી શાન્તજ થયા.
પાવરધો વ્હેપારે કર્યો,
અંદેશો ના અંતર ધર્યો;
નામ તેહનું **કાળીદાસ,**
નામ પ્રમાણે અવગુણ ખાસ.
લોભી ને લુચ્ચો છે ઘણો,
ડર ના રાખે ઇશ્વર તણો;
અદેખાઇનું પુરૂં જોર,
અંતર તેનું હતું કઠોર.
પાપ પુણ્ય ના ગણે લગાર,
ચોરી એ ચોખ્ખો વ્હેપાર;

વળી કુછંદી પૂરો હતો,
નવ કરવાનું કરવા જતો.
શરીર પણ લાગે ભયકાર,
હુબસી સમ તેનો આકાર;
આંખ્યો દેખી બાળક બ્હીયે,
ભુલે ચુકે કો નામ ન લીયે.
પણ ઉજળો તેનો વસ્તાર,
તેની આવે દયા લગાર;
બાર માસ નોકરીએ થયા,
દુઃખના દા'ડા સર્વે ગયા.
દુકાનમાંથી ચોરી કરે,
દાણા વસ્તુ હરદમ હરે;
મુનિમથી ડરતો હદબાર,
પણ અંતર ઇર્ષા અંગાર.
લાંચ લઇ ગ્રાહકથી મળે,
હિસાબમાં ગોટાળો કરે;
મુનિમજી વિશ્વાસે રહ્યા,
એમ દિવસ કૈં ચાલ્યા ગયા.

પાપ ઘડો જ્યાં પુર્ણ ભરાયે, તુર્ત પછી છલકાયેજી;
કેંક ઇલાજો કામ લગાડે, પણ ના તે ઢંકાયે—સાચું માનોજી.

ચોરી કરશે ચોર સદા પણ, એક દિવસ પકડાશેજી;
માન ભંગને થાયે દુઃખિયો, ન્યાયવિષે સપડાશે–સાચું મા.
તે જાણે ના જોતું કોઇ, પણ જોતો જગરાયજી;
અવધી થાતાં અલ્પ સમયમાં, પાપ પ્રગટ સૌ થાયે–સાચું.

મુનિમને તો થઇ છે જાણ,
કે, મ્હેતાએ કાઢયો ઘાણ;
ઓ મુરખા ! શું કીધું કામ ?
નિમકહરામી થયો તમામ.
તારા વિશ્વાસે હું રહ્યો,
ઘાતી તું આવો કાં થયો ?
દિન જાણીને રાખ્યો પાસ,
તેનો બદલો આપ્યો ખાસ.
રજા તુજને આપુ સહી,
હવે કદિ ના આવીશ અહીં;
નિમકહરામી શેઠજ તણો,
ધમકાવ્યો ડોસાએ ઘણો.
કરગરતો ત્યાં કાળીદાસ,
માફ કરો આ સમયે ખાસ;
બચ્ચાં મારાં થાશે દુઃખી,
શુભ આશિષથી થાશો સુખી.

હવે કરૂ ના એવું કામ,
ના કરશો મુજને બદનામ;
ડોસાને મન આવી દયા,
શિખ દઈને શાન્તજ થયા.
કૃષ્ણલાલને ડોસે કહ્યું,
હવે બાળપણુ તારૂ ગયું;
મુજને આંખે હવે કચાસ,
માટે વહીવટ સર્વ તપાસ.
પુત્રો કહે છે "આવો ઘેર,
રામ રટોને રૂડી પેર;"
તેથી તારૂં તું સંભાળ,
મ્હારો પાસે આવ્યો કાળ.

કૃષ્ણલાલ બોલ્યો દિન થઈને, કાકા કરૂણા રાખોજી;
આ ઘરબાર ગણો કાં જુદાં ? શું મુખથી આ ભાખો–
કરૂણા રાખોજી.
રામ રટો આ ઘરમાં રહીને, પુત્ર મને નિજ ધારોજી;
પુણ્ય દાન પ્રિતેથી કરજો, સર્વેને સંભાળો–કરૂણા.

એમ દિવસ કૈં થયા પસાર,
કૃષ્ણલાલને પ્રગટયો બાળ;
આવ્યા દીવાળીના દીન,
ડોસા આવ્યા નિજ વતન.

દીવાળી કરવા શુભ પેર,
પુત્રો પણ આવ્યા નિજ ઘેર;
હશી ખુશીથી દિવસો ગયા,
તહેવારો ત્યાં પૂરા થયા.
પુત્ર કરી આજીજી કહે,
હવે જશો ના શેઠજ ગૃહે;
નિજ ઘરની ના કૈં દરકાર,
તજો હવે ત્યાંની જંજાળ.
નહિં જવા દઇશું ત્યાં અમે,
સૌ ખટપટને ત્યાગો તમે;
ડોસા બોલ્યા દિકરા સુણો,
હવે નથી રહેવાનો ઘણો.
કૃષ્ણલાલને સોંપી સહી,
જુજ વખતમાં આવું અહીં;
દઈ દિલાસો ડોસો ગયા,
પુત્રો પણ પરદેશે વહ્યા.

યત્ન કરોને ક્રોડ કદાપિ, ટેવ પડી ન તજાયેજી;
તેમ સ્વભાવ નહિં બદલાયે, મર્ણ થતાં દુર થાયે–સાચું.
ધુવો કોયલા બહુ સાબુથી, પણ ધોળા નવ થાશેજી;
હીંગ વિષે સુગંધી ભેળો, વાસ નહિં બદલશેઃ–સાચું.

બુદ્ધિ બગડી મ્હેતા તણી,
અદેખાઈ અંતરમાં ઘણી;
વિચારતો પોતાને મન,
ડોસો વચમાં નડે વિઘન.
"જુવાન સાસુ મરશે નહિ,
વહુનો દહાડો વળશે નહિ,"
ડોસાનું જો કાસળ જાય,
મન ગમતો પૈસો લુંટાય.
ડોસો દેશ જવાનો નથી,
પ્રપંચ કૈં નભવાનો નથી;
જ્યાં ત્યાં ડોસો પામે માન,
મારૂં ના થાયે સન્માન.
રકમ એક ઉચાપત કરી,
જો ડોસાની દ્રષ્ટે પડી;
તો, તો, થાશે બૂરા હાલ,
ફજેત કરશે તે તત્કાળ.
રસ્તા વચ્ચે આવે આડ,
કેમ કાપવી ઘટે ન વાડ ?
દુનિયા છે દોરંગી બધી,
સાર અસાર સમજતી નથી.

મ્હારે શું બીજાથી કામ ?
કરવું મ્હારે કામ તમામ;
ડોસો પ્હોંચાડું ચમત્કાર,
પડે પછી પાસા પોબાર,
કૃષ્ણુલાલ છે ભોળો છેક,
નવ સમજે તે બે કે, એક;
મનમાંહી મનસુબો કરી,
મ્હેતાએ મન આશા ભરી.

ડોસા આવ્યા સૌ મન ભાવ્યા, રોજ ગયા અગીઆરજી;
**કાર્તિકનેશુદ અગીયારસનો**,દીન હતો નિરધાર–સાચું.
પેઢી ને રહેવાનું મંદિર, બન્ને એક મકાનેજી;
આગળ પેઢી પાછળ ઘર છે, દ્વાર બે રાખ્યાં તેને–સાચું.
શેઠ શેઠાણી સાત દિવસથી, ગામ ગયાં છે બીજેજી;
ડોસા વણુ ઘરમાં ના કોઈ, વાત હૃદયમાં લીજે–સાચું.

અગીયારસની શાન્ત સ્હવાર,
મુનિમજી ઉઠયા તત્કાળ;
તુર્ત ગયા સરિતાને તીર,
ન્હાયા ડોસા નિર્મળ નીર.
આજે ડોસાને ઉપવાસ,
અગિયારસ તે કરતા ખાસ;

સ્નાન ધ્યાન પ્રિતેથી કર્યું,
ધરણીધરનું ધ્યાનજ ધર્યું.
સ્નાન કરીને ગયા મુકામ,
દુકાનનું ઉકેલ્યું કામ;
મ્હેતાજી પણ હાજર હતા,
અંગે આજ અતી ધ્રૂજતા.
સાંઝ પડીને દીવા થયા,
મ્હેતાજી નિજ મંદીર ગયા;
ડોસે થોડું કર્યું ફરાળ,
જપવા બેઠા શ્રી ગોપાળ.
જપ તપ કરતાં વાગ્યા આઠ,
ઠીક જમાવ્યો ડોસે ઠાઠ;
દુકાનને મ્હોટો છે ચોક,
રાત પડે ત્યાં આવે લોક.
મિત્ર મંડળી ત્યાંજ ભરાય,
ડોસાનું હૈયું હરખાય;
ડોસો કહેતા સુંદર વાત,
શિખામણની તે સાક્ષાત.
ડોસે વાત ચલાવી છેક,
બાર ઉપર ત્યાં વાગ્યો એક;

સૌ સૌને ઘેર ચાલ્યા ગયા,
ડોસો દ્વાર દઈ સુઇ રહ્યા.

લોક કહે છે યમના દૂતો, જનને લેવા આવેજી;
પણ ના કો'ની દ્રષ્ટે પડતા, ના કો'ને ગભરાવે-સાચું.
પણ ડોસાએ નિજ દ્રષ્ટીએ, બે જણ દીઠા પાસજી;
એક હતો કો પુષ્ટ ભીલડો, બીજો **કાળીદાસ**-સાચું.
પુષ્ટ ભીલડે ડુચો દીધો, ડોસાજીના મૂખેજી;
છાતીપર મ્હેતાજી બેઠો, ડોસા નિર્બળ ભૂખે-સાચું.
ભિલ્લ કહે આ મ્હેતાજી, કામ કરોજ ખલાસજી;
પાસ ગળાપર દીધો મ્હેતે, સુણતાં ઉપજે ત્રાસ-સાચું.

મ્હેતે કીધું કામ ખલાસ,
ડોસા પામ્યા સ્વર્ગે વાસ;
ડોસાને ઉપાડયા ત્યાંય,
દુકાનની માળી છે જ્યાંય.
ગળે દોરડું બાંધી એક,
લટકાવ્યા નીચાણે છેક;
ગુઠણ પર બેસાડયા ધરા,
દુષ્ટો ભુલ્યા કરતાં કળા.

*    *    *

પાછળ દ્વારે પેઠા હતા,
ડોસો જ્યારે કહેતા કથા;

તે અવસરમાં કાળીદાસ,
ઉઠી સાંકળ ખોલી ખાસ.
ભીલ્લ ઉભો'તો પાછળ દ્વાર,
ત્હેને લીધો અંદર સાર;
સંતાડયો ત્હેને એકાંત;
કથા સુણુવા બેઠો શાન્ત.
સૌ સૌને ઘેર જ્યારે ગયા,
મ્હેતાજી સૌ સાથે વહ્યા;
સમય થયો અડધો કલાક,
મહેતાજીએ સાધ્યો લાગ.
પાછળ દ્વારે ધીમે ગયો,
ભીલ્લ બીજો ત્યાં ભેગો થયો;
ભીલ કહે "ક્યાં જાઓ દાસ?"
નામું છે લખવાનું ખાસ.
ચઢી ગયું છે નામું છેક,
માટે લખવું ધરી વિવેક;
દહાડે ના મળતી નવરાશ,
માટે જાવું આજે ખાસ.
સુણી વાત ઠાકરડો ગયો,
મ્હેતાજી મંદિરમાં વહ્યો;

ત્યાર પછી શું કીધું કામ ?
તે જાણો છો આપ તમામ.
ફરી કામને નીકળ્યા બ્હાર,
જુજ વખતમાં થયું સ્હવાર;
પ્રભાતમાં ડોસો દે દાન,
દાણા કેરૂં રોજ નિદાન.
ભીખારી સૌ ભેગા થયા,
ચોક ઉપર સૌ બેસી ગયા;
મુનિમજી ઉઠયા નહિં હજી,
કેમ નહિં બિછાનું તજ્યું ?
દાણા મોકલવા'તા બ્હાર,
ખર લઇને આવ્યો કુંભાર;
કાકા કહીને પાડી બૂમ,
કમાડ ખખડાવીને ધૂમ.
ગરબડ કરતાં વાગ્યા આઠ,
ઠીક જમાવ્યો લોકે ઠાઠ;
કોટવાલ ત્યાં આવ્યો સાર,
તેડાવ્યો તત્પર સુતાર.
કમાડ તોડી અંદર ગયા,
શય્યા સૂની વિસ્મય થયા;

તપાસ સૌ ઠેકાણે કરી,
ખુણે ખાંચરે જોયું ફરી.
મ્હેતાજી પણ લેતા ભાગ,
સાંકળ દીધી સાંધી લાગ;
ગભરામણની ચાલે ઘડી,
કોટવાલની દ્રષ્ટે પડી.
સંશય આવ્યો ત્હેને એમ,
મ્હેતે સાંકળ દીધી કેમ ?
માળ પરે સૌ જોવા ગયા,
શબ દેખીને વિસ્મય થયા.
શું દુઃખ દેખી ડોસો ડર્યો ?
આપઘાત ભોળાએ કર્યો;
મ્હેતાજી ઉભા છે જ્યાંય,
કોટવાલની દ્રષ્ટિ ત્યાંય.
થરથર ધ્રુજે કાળીદાસ,
કોટવાલ સમજ્યો છે ખાસ;
ત્રાસ પામતા સૌ કો ત્યાંય,
આંખ વિષે આંસુ ના માય.
ડોસા દેવ તણા અવતાર,
શા દુઃખે છોડયો સંસાર !

જે દેખે તે અચરજ થતો,
પાસ દોરનો ઢીલો હતો.
ડોસાની ગરદન ચોપાસ,
ડાઘ ઉઝરડો મળે ન ખાસ;
પડે સમજ ના કો'ને કશી,
કોટવાલના હૈયે વશી.
કોટવાલ રજપતજ હતો,
મુનિમ કેરો મિત્રજ થતો;
મ્હેતો બોલાવ્યો એકાંત,
કોટવાલ તો થયો કૃતાંત્ત.
ઓ ! કાળા ! પાપી ચંડાળ !
આણ્યો ત્હેં બ્રાહ્મણનો કાળ;
શ્યા સુખ માટે કીધું પાપ,
ઉત્તર સાચો મુજને આપ.
ઈર્ષા તું કરતો'તો ઘણી,
દેવ સમા ડોસાજી તણી;
સાંકળ દ્વારે દીધી સહી,
તું જાણે કો દેખે નહિં.
વળી જગા નીચી છે બધી,
આપઘાત ના થાયે કદી;

મુજ પાસે પૂરાવો એક,
નથી છુટવાનો તું છેક.
જો મણુકા મુજ પાસે ઘણા,
તુજ તુળસીની કંઠી તણા;
મુનિમની શય્યાની પાસ,
પડયા હતા મેં લીધા ખાસ.
ક્યાં કંઠી તુજ જૂની અરે !
નવી પહેરી આવ્યો ખરે !
રાત્રે ખૂન કરતાં નિરધાર,
તુટેલી તુળસીની માળ.
મુખ ત્હારૂં છે મ્લાનજ થયું,
તેજ બધું તુજ જાતું રહ્યું;
આવ્યો પાસે ત્હારો કાળ,
આશ્રયની ત્હેં તોડી ડાળ.
મ્હેતો ત્યાં ગભરાયો ઘણો,
ભય પેઠો પકડાવા તણો;
કોટવાલને પાયે પડયો,
પોકેપોક મુકીને રડયો.
ત્હમે બચાવો મુજને આજ,
કૃપા કરીને રાખો લાજ;

કોટવાળની પાસે જઈ;
વાત સુણાવી છાની કંઇ.
થયો શાન્ત ત્યાં તે રજપૂત,
મંત્ર સુણી એવો અદ્દભૂત !

લક્ષ્મી દેખી મ્હોટા જન પણ, લાલચમાં લપટાયેજી;
ના ડર રાખે દેવતણો એ, જાળ વિષે ઝપટાયે–સાચું માનોજી.
દોષિત તે નિર્દોષ ગણાયે, નિર્દોષી દંડાયેજી;
જુઠો તે સાચો થઇ બેસે, સાચો જન સપડાયે–સાચું.
પણ સદ્દગુણી ને ન્યાયી જન કર્મ કરે નહિં એવુંજી;
નથી અમર કો આ અવનીમાં, પાપ શિરે શીદ લેવું ?–સાચું.

છાની વાત કરી એકાંત,
કોટવાલને કીધો શાન્ત;
રજપૂત શબની પાસે ફર્યો,
આપઘાત ડોસાએ કર્યો.
પંચક્યાસ પ્રપંચે કર્યો,
દેવ થકી–ના દીલથી ડર્યો;
વિપ્રજનોને આજ્ઞા ભણી,
અગ્નિદાહજ દેવા તણી.
વિપ્રોએ આટોપ્યું કામ,
ધાણું કકળતું આખું ગામ;

જ્યાં ત્યાં એવી વાતો થાય,
**મ્હેતે કીધી બ્રહ્મહત્યાય.**
પાપ કદી ના છાનુ રહે,
વાત વાયરે તુર્ત જ વહે;
સઘળે શોક છવાઈ રહ્યો.
અરે ! દેવ અવતારજ ગયો.
મુનિમ પર સૌનો છે પ્યાર,
મ્હેતાને દેતા ફીટકાર !
મ્હેતે કીધું કામ તમામ,
પત્ર લખ્યો ડોસાને ગામ.
પુત્ર બધા પરદેશે હતા,
વાત સુણીને વિસ્મય થતા;
શું દુઃખ આવ્યું ડોસા શિર ?
આપઘાતથી તજયું શરીર.
દુઃખી હૃદય નિજ ગામે ગયા,
સર્વ સહોદર ભેગા થયા;
સૌ જન બોલે જ્યાં ત્યાં ઘણું,
થયું ખૂન તમ ડોસા તણું.
કીયા ખર્ચ પરવારી કરી,
ગયા પુત્ર **સરખાપુર** ભણી;

કૃષ્ણુલાલ ત્યાં આવ્યો હતો,
રડી રડીને નબળો થતો.
શું કીધું ત્હેં ઓ ભગવાન !
ડુબ્યાં મ્હારાં બારે વ્હાણ;
ઓ કાકા ! તમને કહું કથી,
મ્હારો દોષ જરાએ નથી.
મુનિમ પુત્ર ત્યાં બોલ્યા વાત,
ત્હારો વાંક નથી સાક્ષાત;
જે ભગવતને ભાવ્યું સહી,
ત્હારે દીલગીર થાવું નહીં.
મુનિમના પુત્રોએ ખાસ,
ચાલુ કીધી ગુપ્ત તપાસ;
મ્હેતો પાછળ દ્વારે ગયો,
ભીલ્લ બીજો જે ભેગો થયો.
તે આવ્યો મળવાને ખાસ,
મુનિમના પુત્રોની પાસ;
કહી વિસ્તારી સર્વે કથા,
સાક્ષી મ્હારી સાચી સદા.
મળ્યો પુરાવો માગી દાદ,
પુત્રોએ માંડી ફરિયાદ.

× × × × ×

તપાસ ચાલી માસજ ચાર,
પણ ના નીકળ્યો કૈંએ સાર;
કોટવાલ ને મ્હેતે મળી,
સાક્ષી ફોડયા દ્રવ્યે કરી.
કોટવાલ ના દિલથી ડર્યો,
કૃષ્ણલાલને કબજે કર્યો;
સમજાવ્યો ધમકાવ્યો ઘણું,
ઘર ભેળાશે રે ! તુજ તણું.
માટે અમને આપ મદદ,
ખુનનો કેસ કરાવું રદ,
સર્વ પાપમાં ભેગા થયા,
મ્હેતાજી તો છુટી ગયા.
મુનિમ પુત્રો થયા નિરાશ,
ગામ ગયા નિજ છોડી આશ.

* * * *

પાપીનું ઢંકાયું પાપ,
પણ ના છોડે જગનો બાપ;
પ્રપંચથી જો છુટી જાય,
પણ કુદરતની શીક્ષા થાય.

વર્ષ ચાર તો વીતી ગયાં.
પણ મ્હેતાને ભારે થયાં;
ગઇ ચાકરી નિર્ધન થયો,
પુત્ર એક યમ દ્વારે ગયો.
પુત્રી એક પતિ વિણ થઈ,
મ્હેતાની આંખો પણ ગઈ.
અંધ થઇને પેટજ ભરવા, પર ઘરમાં અથડાતોજી;
પામે છે અપમાન અતિશે, સહન કરી સૂકાતો-સાચું.
સૌ બોલે "વાવ્યું તે લણશે," તેમાં કોઇ શું કરશેજી ?
બ્રહ્મહત્યાનું પાપ ન ન્હાનું, બહુ દુઃખ પામી મરશે.-સાચું.
બહુ દુઃખ પામ્યો **કાળીદાસ**,
તે સુણતાં ઉપજે છે ત્રાસ;
આઠ વર્ષ બીજાં પણ ગયાં,
મ્હેતાનાં દુઃખ પૂરાં થયાં.
વર્ષ થયાં જ્યાં ખૂનને બાર,
**કાળીદાસ**, ગયો યમદ્વાર;
શીક્ષા અહીંની પૂરી થઇ,
ત્યાંની શીક્ષા બાકી રહી.
**કૃષ્ણલાલ** પણ દુખિયો થયો,
ધંધો સર્વે તૂટી ગયો;

રહી નહીં પહેલાંની શાખ,
હતા મુનિમ પેઢીનુ નાક.

* * * *

હે ! દિનબંધુ ! દેવદયાળુ, કરૂણા કેશવ કરજોજી;
મુનિમના ભોળા આત્માને હરદમ શાન્તી મળજો–કરૂણા૦
આ જગમાં જન જેવું વાવે, તેવું ફળ તે પામેજી;
બાવળ વાવી આંબો ઈચ્છે, એ આશા નવ જામે–કરૂણા૦
હે ! સદ્‌ગુણી વાંચક પ્યારા ! છે તુજનેજ સલામજી,
ભુલચુકની હું માગું માફી, જય જય આત્મારામ–કરૂણા૦

સમાપ્ત.

## હળધરવાસમાં પવિત્ર વેત્રવતી તીરે મહર્ષિ પરાશર સ્થાપિત મહાદેવ પારાશુરના

# શુભ સ્થાનનું સ્મરણ!

—ભુજંગી—

મહર્ષિ પરાશર તણું ઠામ-આ છે !
સદા સુખકારી અહા ! નામ-આ છે !
જુઓ દેવ ડેરૂ મહા ધામ-આ છે !
નહિં માનુષી દેવનું કામ-આ છે ! ૧

મહા પુણ્યશાળી વહે પાસ-ગંગા !
અહાહા ! ! કરે પાપનો નાશ-ગંગા !
વહે પૂર્વમાં પ્રેમથી ખાસ-ગંગા !
કરાવે જુઓ તીર્થનો ભાસ-ગંગા ! ૨

કરી સ્નાન તેમાં મહાદેવ આવો !
જળે ચંદનેથી કરો સેવ આવો !
ધરી પુષ્પ ને આરતી તો ઊતારો !
વદો દેવ " ત્રાતા ત્હમે તાત તારો " ! ૩

સુગંધી મધુરી હવા મંદ આવે !
મહા રોગ હોયે નિરોગી બનાવે !
અહા ! પક્ષીઓ શબ્દ મીઠા સુણાવે !
વિભુની ખુબીનો ખજાનો બનાવે ! ૪

"મણિકાન્ત."

## શ્રી હળધરવાસમાં મહર્ષિ પરાશરનો આશ્રમ.



જુઓ ! દેવ દેરૂં ! મહા ધામ-આ છે ! નહિં માનવી દેવનું કામ-આ છે

મણિકાન્ત

## પ્રાર્થના. (પેજ ૩૧૫)





"ભલે દુશ્મન બને દુનિયા ત્હમે ના કોપશો બાપુ !
અમીમય આંખ ક્યારીમાં અફીણ ના રોપશો બાપુ ! "
"મણિકાન્ત"



# સ્તુતિ-કાવ્ય.

—ગઝલ—

ભલે દુશ્મન બને દુનિયાં, ત્હમે ના કોપશો ! બાપુ !
અમીમય આંખ ક્યારીમાં, અગ્નિ ના રોપશો ! બાપુ !
તમારી જ્યાં દયા દ્રષ્ટિ, અહાહા ! ! ત્યાં અમી વૃષ્ટિ !
બને સ્નેહી સકળ સૃષ્ટિ, સદા હૃદયે વસો ! બાપુ !
કરો જો આંખને રાતી, રહો સઘળા બને ઘાતી;
થશે વૈરી હશે સાથી, નમેરા ના થશો ! બાપુ !
અમારા દોષ ના જોશો, દયાળુ દુર્ગુણો ધોશો;
અમે તો આપનાં છોરૂ સુબુદ્ધિ આપશો બાપુ !
નથી શ્રદ્ધા અમોને તે, શિખામણ આપીએ તમને;
સુણી દીન બાળની વાણી, મધૂરૂં શું હસો ? બાપુ !

× × × ×

મહા પર્વત તણું કાજળ કરી સાગર વિષે નાંખે !
કલમ વૃક્ષો સકળ કેરી, ભૂમિ કાજળ રૂપી રાખે !
સદા જો શારદા લખશે તમારા ગુણ હે ! ત્રાતા !
તથાપિ પાર ના આવે દયાળુ દેવ છે દાતા !

"મણિકાન્ત."

# સનમની સ્તુતિ !

—ગઝલ—

દિવાના હાલ આ દેખી ! સનમ ! દરકાર કર મ્હારી !
પલકભર પ્યારથી પેખી ! કદર સરકાર ! કર મ્હારી !

અહા ! એ વસ્લની રાતે મળી મહબૂબ મયખાને !
મધુરી એ પળો ! હરદમ મુબારક ! હો જીગર માને !

ઘુંઘટપટમાં નિહાળ્યું મ્હેં મનોહર મૂખડું ત્હારૂં !
ઘવાયો ચશ્મ ખંજરથી પુકારૂં નામ બસ ! પ્યારૂં !

અયે ! પી ! પી ! કહી મુજને પીવાડી ઇશ્કની પ્યાલી !
મઝા જ્યાં ઠીક જામી ત્યાં છબીલી છેતરી ચાલી !

ગુમાની ! તું ગઇ ત્યાગી દિવાનાને દગો દીધો !
સનમ ! અય ! બે રહમ ! ત્હારો કહે મ્હેં શું ગુન્હો કીધો ?

બન્યો દર્દી જીગર ઝખ્મી ! નિરંતર ખૂન ટપકે છે !
છતાં આ દિલ દિવાનાને સનમ ! જો ! લેશ ખટકે છે !

ફરી એ ઝખ્મ સહેવાને ખુશી છું ખૂન દેવાને !
બન્યો આતૂર આ બંદો સનમ તુજ સંગ રહેવાને !

સકળ દુનિયાં તણી દૌલત કરૂં કુરબાન ! ત્હારા પર !
છતાં અય ? બે કદર ! દિલબર ! રહમ ત્હારી ન મ્હારા પર !

તજી દરકાર દુનિયાંની દિવાનામાં ગણાયો છું !
અમોએ આબરૂ છોડી સનમ ! મૂરખો મનાયો છું !

હજારો લાખ હું જેવા દિવાનાઓ તને ચાહે !
મગર તું એક છે મ્હારે હઠીલી ! આવ ઝટ રાહે !

—∞✿∞—

ૐ



# ગણપતિની સ્તુતિ !

—ગીતિ—

ગણુ નાયક ! ગુણુવંતા ! ગજદંતા ! હો ! દયાવંત દેવા !
પ્રથમ નમું હું તમને, કરો સ્હાય શ્રી ગજાનંદ ગરવા !

* * * *

## વસંતતિલકા છંદ.

આરંભમાં પ્રથમ હું પડું તુજ પાય !
ગૌરીકુમાર ગણુરાય થજો સહાય !
મ્હારી સ્વિકાર કરજો ! મનની સુ–સેવા !
પ્રીતે નમું તમ પદે ગણુનાથ દેવા !

# સરસ્વતીની સ્તુતિ!

સોરઠા-તાલ-કેરબા. (કામણુ દીસે છે અલબેલા તારી આંખ.)

હું શરણુ ચરણુ શીષ નામી વંદુ સરસ્વતીરે ! (૨)

સર્વ જગતની તું છે જનુની,
આશા પુરો છો સહુના મનની;
વૃદ્ધિ કરો છો—ધનની,
ત્હારી ગહન ગતિરે ! હું.

નામ તમારૂં મંગલકારી,
કીર્તિ સર્વે વ્યાપી ત્હારી;
મયૂર ઉપર કરી સ્વારી.
તુજમાં મહા મતિરે ! હું.

શિવ બ્રહ્મા ત્હારા ગુણુ ગાતા,
સર્વ જગ્તની તું છે દાતા;
મ્હેર કરોને માતા !
આપો શુભ મતિરે ! હું.

તુજ ગુણુનો મા પાર ન પામું,
તુજ દર્શનથી સહુ દુઃખ વામું;
દયા કરી જો ! સ્હામું !
ટાળી આપત્તિરે ! હું.

દેવી દયાળી ! દયા તું કરજે !
કહે શંકર દુઃખ સૌનાં હરજે !
મમ જીવ્હાએ વસજે !
આપો સુખ અતિરે ! હું.

# ઇશ્વર સ્તુતિ !

(સૈયા પડું મેં તોરે પૈયાં-એ રાહ.)

વા'રે સ્વામી, રટું હું શીષનામી, માયાળુ છો મોરારી-વા'રે.

તમે શલ્યા અહલ્યા કરી દીધી !
વળી સ્હાય સુધન્વાને કીધી !

કીધી છે સ્હાય સ્વામી ! દર્શન દોને અભિરામી !
રઘુવરજી ! સુંદરજી ! દીન અરજી ! દિલ ધરજી ! વા'રે.

સ્હાય કરો ત્હમે સ્હાય કરોને !
ભવમાંથી તરવા મ્હને સ્હાય કરોને !

તમે મોહન મુરલીવાળા ! ભક્તિ આપો છોગાળા !
શંકરના, સુખકર્ત્તા ! દુઃખહર્ત્તા ! જગકર્તા ! વા'રે.

# મોહનની માયાની સ્તુતિ!

(કામી શું ના કરે? કુકર્મ રે! એને મળતો રાહ.)

મોહન ત્હારી માયા, છે મધુરીરે....મોહન ત્હારી માયા !
શિવ બ્રહ્મા તુજ ધ્યાન ધરે છે,
સરસ્વતી ત્હારૂં સ્તવન કરે છે;
ઋષિ મુનિએ જશ ગાયા........મોહન ત્હારી માયા ! છે.
ભવાબ્ધિ તારક ભૂધર સ્વામી,
પ્રણમું તુજને હું શીષ નામી;
જસોમતીજીના જાયા................મોહન ત્હારી માયા ! છે.
જે દર્દિને દર્શન તું દે,
દુઃખડાં ત્હેનાં સર્વે છેદે;
સુખમય ત્હેની કાયા............મોહન ત્હારી માયા ! છે.
પાંડવની પ્રતિમા ત્હમે પાળી !
દ્રુપદ સુતાની કરી રખવાળી;
ભાજી વિદુર ઘર પાયા........મોહન ત્હારી માયા ! છે.
સુધન્વાને સ્હાયજ કીધી,
તેલ કઢા શીતળ કરી દીધી;
વ્હારે ગજની ધાયા............મોહન ત્હારી માયા ! છે.
જે ત્હારી માયા મેળવશે,
તે જનને ઝટ મુક્તિ મળશે;
જદુનંદન જગ રાયા............મોહન ત્હારી માયા ! છે.
દીન શંકરની સુણજો વાણી,
ભક્તિ સદા દ્યો સારંગપાણિ;
માગું ત્હારી—માયા................મોહન ત્હારી માયા ! છે.

# સૂર્યની સ્તુતિ.

### શાર્દૂલ વિક્રિડિત છંદ.

જેના તેજ થકી ત્રિલોક ઝળકે, એવા પ્રતાપી ત્હમે,
ટાળોછોજ તિમિર સૌ જગતનું, સૃષ્ટિ તમોને નમે;
ત્હારો છે ઉપકાર સૌ જગપરે, છે તું દયાનો નિધિ,
વંદું શ્રી રવિ દેવ નિત્ય તમને, ટાળો દુઃખો ત્રિવિધિ.

# સાગરની સ્તુતિ.

### શિખરિણી છંદ.

ઘણો ગાજે ધૂર્કે, અતિ બળ કરી તું ઉછળતો,
નહિ માઝા મુકે, કળિયુગ મહીં દેવ તું છતો;
ઘણાં રત્નો પાકે, ઉદર મહીં ત્હારા સરિ–પતિ,
**નમું નિત્યે હેતે, ચરણ તુજમાં સાગર પતિ.**
મળી દેવો દૈત્યે, મથન તુજ કીધું શ્રમ કરી,
દીધાં રત્નો ચૌદે, વિષ સહુ ગયું દૈત્યજ ભણી;
લીધાં રત્નો દેવે, સકળ સ્થળ આનંદજ અતિ,
**નમું નિત્યે હેતે, ચરણ તુજમાં સાગર પતિ.**
હરિનો વાસો છે, પરમ પદવાળા તુજપરે,
પ્રતાપી એવો તું; સકળ જગને પાવન કરે;

ગુણો ત્હારા ગાયે, સકળ જગ દેવો મુનિ જતી,
**નમું નિત્યે હેતે, ચરણ તુજમાં સાગર પતિ.**
સરિતાઓએ તો, શરીર તુજને અર્પણ કીધું,
થયા શર્ણે ત્હેને, વિપદ સહુ ટાળી સુખ દીધું;
કદી કોપે તો તું, સકળ મર્હો જાણે નહિ હતી,
**નમું નિત્યે હેતે, ચરણ તુજમાં સાગર પતિ.**
સદા સંભાળું હું, અચળ મનવાળા દધિ તને,
દયા માગું ત્હારી, સરસ મતિ આપો દધિ મ્હને;
કરે ભક્તિ ભાવે, અચળ મનથી શંકર અતિ,
**નમું નિત્યે હેતે, ચરણ તુજમાં સાગર પતિ.**

## પ્રભુ સ્તુતિ!

—ગઝલ—

અરે ! ઓ ! વિશ્વના રચનાર ! ને હરનાર ઓ સ્વામી !
સકળને સુખના દેનાર, ને લેનાર ઓ સ્વામી !
ગહન ત્હારી ગતિ પ્યારા !
ગણાયે ના ગુણો ત્હારા !
અહો ! આ વિશ્વના આધાર, ને સુખકાર ઓ સ્વામી !
શશિ ને સૂર્ય આ જગમાં,
વળી તારા કીધા ખગમાં;
અમારા સુખને માટે, કીધાં ત્હેં સર્વ ઓ સ્વામી !
પવન પાણીજ ત્હેં કીધાં,
નિરખવા નેત્ર આ દીધાં;

દયાના તો અહા ! ભંડાર ! ને ઉદાર ! ઓ સ્વામી !
પ્રભુ ! તુજ ગુણ છે ઝાઝા,
કરે તું રંકને રાજા !
અમીરોને ફકીરો તું, કરે પળમાંહ્ય ઓ સ્વામી !
સગાં છે સ્વાર્થનાં સ્વામી !
ખરો છે તું સગો નામી !
જગે નિઃસ્વાર્થી ને પરમાર્થી છે તું એક ઓ સ્વામી !
અરે ! ઓ તાત ! ઇન્સાફી !
બખસ મુજ પાપની માફી !
અમારી દીનની ફરિયાદના લેનાર ઓ સ્વામી !
દયાળું તું દયા કરજે !
કુબુદ્ધિ માહરી હરજે !
કહે શંકર વિમળ આ વાણીના દેનાર ઓ સ્વામી !

## સ્તુતિ !

( નાથ કૈસો ગજકો બંધ છોડાયો—એ રાહ. )

ધ્યાન નિરંતર ધરીએ, નાથ ! તમ ધ્યાન નિરંતર ધરીએ.
કાયા ખોટી માયા જુઠી, પાપ કર્મ પરહરીએ;
એક તમારી અમિની નજરથી, આ ભવસાગર તરીએ. નાથ.

માફ કરો સૌ પાપ અમારાં, ભાવે ભજન તુજ કરીએ;
સ્હાય કરો ! હે દેવ ! દયાળુ ! ટળવળીએ ભવ દરિયે. નાથ.

અકળ કળા જગદીશ્વર ત્હારી, નાથ ! મૂખે શું ઉચરીએ ?
સંસાર ત્યાગી થશું વૈરાગી, હેતે સ્મરણ તુજ કરીએ. નાથ.

## મહાદેવનો ગરબો !

(પુનમચાંદનીનો-રાહ.)

આવો ! પ્યારી બ્હેનો ! ગરબો ગાઇએ શિવનોરે,
ઉભાં રહીને ગોળ કુંડાળે સૌ આજ, હળીમળી ગરબો ગાઈચે
સહીઓરો સહુ આપણે રે.

ભોળાનાથ આપે બહેની સારૂં સાસરૂં રે;
વળી સ્વામી આપે, ચતુર સુજાણ. હળીમળી.

સાખી.

અર્ધાંગે ઊમીયા ધર્યાં, ગણપતિ જમણે પાસ;
સર્પ કંઠમાં શોભતા, છે કૈલાસે વાસ.

સહીઅર વૃષભ ઉપર કરી સ્વારી શિવે હેતથીરે;
સજની ગંગાજી બિરાજે જટામાંહ્ય. હળીમળી

સાખી.

ડાક ડમરૂ છે હાથમાં, નંદી ભૃંગી સાથ;
ખાખ શરીરે ચોળીને, બેઠા ઉમીયાનાથ.

સખીયો એવા શિવને ભજેથી સુખ સહુને થશે રે;
કાપે કષ્ટ આપણાં ત્રિલોક કેરા નાથ. હળીમળી

સાખી.

બ્હેનો ગરબો શિવનો, ગાયે મન ખુશ થાય;
રટણ કરો તે નાથનું, નક્કી કરશે સ્હાય.

માટે સ્મરણ કરોને, સજની ઉમિયા ઈશનું રે;
સરવે વદો મુખેથી શિવનો જય ! જયકાર ! હળીમળી



# શિવ સ્તુતિ !

### માલિની છંદ.

જય ! જય ! જય ! યોગી, શિવ કૈલાસ વાસી,
હર, હર, હર, ભોળા ! ભાંગના છો વિલાસી;
વિભૂતિ સરવ અંગે, નાથ આપે લગાવી,
જળ હળ મય જ્યોતિ, જોગની છે જગાવી.

કર કમળ વિષે તો, ડાક ત્રિશુળ ધાર્યો,
શિરપર સ્વરગેથી, આર્વા ગંગા પધાર્યો;
ગણપતિ ગજદંતા, આપ અંકે બિરાજે,
હિમગિરિ તનયા તો, વામ અંગેજ છાજે.

ત્રિનયન ત્હમને છે, તાપસી ત્રિપુરારી,
વૃષભ પર સવારી, આપની સુખકારી;
સકળ જગત દેવો, ધ્યાન ત્હારૂં ધરે છે,
રવિ, શશિ, ઋષિઓ સૌ, સ્તુતિ ત્હારી કરે છે.

સ્મરણ તમ કરેથી, પાપ સૌ નાશ થાયે,
સકળ ભય તજાયે, આપને જો ભજાયે;
શરણ તમ તણું છે, પાર્વતીકાન્ત મ્હારે,
તમ વિણ કર ઝાલી, તાતજી કોણ તારે ?

# શંકરના ગુણનું ગાન !

## દ્રુત વિલંબિત છંદ.

હરઘડી હરનામ ઊચારશો,
સકળ પાપ અને ભય ટાળશો;
ગણુપતિ પિતુ પાર્વતીના પતિ,
સુખકરા શિવશંકર દે મતિ. ૧

કર વિષે ડમરૂં વળી ડાક છે,
ત્રિભુવને હરની અતિ હાક છે;
સરપ કંઠ ધરેલ નિહાળીયા,
વિભૂતિ અંગ ભરેલજ ભાળીયા. ૨

શિર પરે નદી ઉત્તમ ગંગ છે,
ગણુપતિ ઉમીયા ગણુ સંગ છે;
વૃષભના પર નાથ બિરાજતા,
હિમગિરિતનયા પતિ છાજતા. ૩

તપ કરી શિવનું નર કૈં તર્યા,
ભજનથી સુખીયા જન કૈં કર્યા;
શરણુ દેવ અને મુનિ ન્હાય છે,
શિવ ગુણો દીન 'શંકર' ગાય છે. ૪

# અંબિકા દેવીની સ્તુતિ !

**વસંતતિલકા—છંદ.**

અંબા ભવાની જગદંબ કરો સહાય,
આરાસુરી મન સદા તમ ભક્તિ ચ્હાય;
હસ્તે ત્રિશુળ ધરીને અસુરો વિદાર્યા,
સંકષ્ટમાંથી નિજ સેવકને ઉગાર્યા. ૧

# હનુમાનની સ્તુતિ !

**ગઝલ સોરઠી—( હરિગીતમાં પણ ગવાશે. )**

વાયુ તનય ત્હમને નમું, **હનુમંત** છો બળવંતજી;
કીધું પરાક્રમ કારમું, કથતાં ન આવે અંતજી. વાયુ.

સાગર કુદી **લંકા** ગયા, રાક્ષસ અતિ સંહાર્યોઆ;
લંકા લગાડી લ્હાય ને **રાવણ** સુતોને માર્યોઆ. વાયુ.

લઈ શોધ **સીતાજી** તણી, રઘુનાથ પાસે આર્વોઆ;
છે **જાનકી** અતિ શોકમાં, એવી ખબર તો લાવીઆ. વાયુ.

શ્રી રામની કરૂણા થકી, પથ્થર સમુદ્રે તાર્યોઆ;
સેના ઉતારી સાગરે, સહરામ લંક પધારીઆ. વાયુ.

અતિ યુદ્ધ રાવણથી થયું, મુર્છીત થયા **લક્ષ્મણ** અરે !
ગિરિ દ્રોણુ લાવીને ત્હમે, મુર્છા ઉતારી હા ! ખરે. વાયુ.

રામે **દશાનન** મારીઓ, સીતા સતીને લાવીઆ;
પૂરી મદદ આપે કરી, **શ્રી** રામને મન ભાવીઆ. વાયુ.
અંગે અતિ બળવંત ને, છો બાળ બ્રહ્મચારી ત્હમે;
**શ્રી** રામના વ્હાલા કહી, સૃષ્ટિ સકળ ત્હમને નમે. વાયુ.
હાળી **પનોતી** પાયથી, દુનિયાં ત્હમોને સ્હાય છે;
**બજરંગ** શ્રી હનુમંતનું, શુભ ગાન 'શંકર' ગાય છે. વાયુ.

---

## ગુરૂ સ્તુતિ !

( શિષ્યોને સ્કુલમાં બોલવાની. )

**ભુજંગી છંદ.**

નમું હું નમું હું ગુરૂજી ત્હમોને,
ભણાવી ગણાવી સુધાર્યા અમોને;
હતા ઠોઠ ઠાલા, થયા ગુણવંતા,
અમારી ત્હમોએ હરી સર્વ ચિન્તા. ૧

નહિ હું પહેલાં જરા કાંઈ જાણું,
ત્હમારી કૃપાથી હવે સૌ પ્રમાણું;
નહિં પાઠ ભૂલું ગુરૂ જ્ઞાનવંતા,
અમારી ત્હમોએ હરી સર્વ ચિન્તા. ૨

શિખી ઇતિહાસો ઘણી વાત જાણી,
બધા દેશની રીતભાતો પ્રમાણી;
હતા આકળા તે થયા ધીરવંતા,
અમારી ત્હમોએ હરી સર્વ ચિન્તા. ૩

આ કવિતા મુંબઇમાં કેટલીક સ્કુલના શિષ્યોની રજીષ્ટર બુકમાં છપાએલી છે તે મ્હારી લખેલી છે.
“ મણિકાન્ત. ”

ભૂગોળો ખગોળો ભણી ભેદ જાણ્યો,
ભણાવી નીતિ દોષનો અંત આણ્યો;
ન ભૂલું કદીએ ગુરૂ હેતવંતા,
અમારી ત્હમોએ હરી સર્વ ચિન્તા. ૪

ગુરૂજી રૂડું જ્ઞાન આપ્યું અમોને,
શિશુઓ સુ–આશિષ આપે ત્હમોને;
ઘણા વર્ષ જીવી થજો કીર્તિવંતા,
અમારી ત્હમોએ હરી સર્વ ચિન્તા. ૫

## રણછોડજીની સ્તુતિ !

( બલીહારી રસીયાજી ગીરધારી સુંદર શ્યામ–એ રાહ. )

સુખકારી, દુખહારી, મોરારી, શ્રી ઘનશ્યામ;
એ અવિનાશી, ડાકોરના વાસી, સ્હાય કરો રણછોડ.
બોડાણા કાજે વ્હાલા દ્વારિકાં છોડીરે ( ૨ )
ડંકપુરીમાં પધારી, શ્રી ઘનશ્યામ, એ અવિનાશી. ડાકોર.
ગંગાબાઇનું વ્હાલા, માન વધાર્યુંરે ( ૨ )
વાલે તોળાયા વનમાળી, શ્રી ઘનશ્યામ, એ અવિનાશી. ડાકોર.
ગોમતી કેરૂં વ્હાલા, મહાત્મ વધાર્યુંરે ( ૨ )
કીધું સજીવન વારિ, શ્રી ઘનશ્યામ, એ અવિનાશી. ડાકોર.
સેવક 'શંકર'ની વ્હાલા અરજ સ્વિકારોરે ( ૨ )
ભકિત આપો ગિરધારી, શ્રી ઘનશ્યામ, એ અવિનાશી. ડાકોર.

# સર્વેની સાથે પ્રભુ સ્તુતિ !



## —લલિત છંદ—

જય વિભૂ વડા વંદીએ અમે,
સકળ વિશ્વના તાત છો ત્હમે;
તમ દયા થકી આપદા ટળે,
તમ કૃપા થકી સ્હાય તે મળે.

રવિ શશિ ગ્રહો પ્હાડને નદી,
પવન ઝાડ ને સૃષ્ટિ આ બધી;
અજબ એ કૃતિ વિશ્વ બાપની,
વિસરશે નહિં મ્હેર આપની.

સ્મરણ આપનું ના ઘડી કર્યું,
અખૂટ પાપનું ભાથુ છે ભર્યું;
કપટ જૂઠમાં જીંદગી ગઇ,
ભજનની નહિં પ્રેરણા થઈ.

ધન જમાવવા ઢોંગ કૈં કર્યો,
છળ પ્રપંચમાં ઠામ ના ઠર્યો;
સકળ દોષની માફી આપજો,
જય દયાનિધિ કષ્ટ કાપજો,



# ગોવિંદના ગુણનું ગાન !

બહિર્લાપિકા મનહર છંદ.

શંખ ચક્ર ગદા પદ્મ, કર ધર્યા કિરતારે,
કમળ વદન જોઇ, હૈયું હરખાય છે;
રક્ષા પાંડવોની કરી, કૌરવોનો કાળ આણ્યો,
લાજ રાખી દ્રૌપદીની, ભારતે ભણાય છે;
લક્ષ્મણને સંગ લઇ, રામ રૂપે લંકા ગયા,
મહા ગર્વી રાવણને, માર્યાનું મનાય છે;
ગજને સહાય કરી, પ્રલ્હાદનું દુઃખ હરી,
નખવતી હીર્ણાકસ્ય, હણ્યો એ વંચાય છે. ૧

લાજ રાખી વીદુરની, ભાજી તો ભૂધર જમ્યા,
લખી વાત શાસ્ત્રમાં તે, ના કો'થી કેવાય છે ?
હણીને રાક્ષસો દુઃખ, દેવતાનું હર્યું વ્હાલે,
લઈ હરિ નાવ, ભવસાગર તરાય છે;
ધર્મના ભંડાર એ, ઉદાર કિરતાર તણું,
રટણ કરે છે તેનું, મહા દુઃખ જાય છે;
વાણી ના પહોંચે મ્હારી, વખાણ વિભૂનાં કરે,
સત્યનો બેલી રંગીલો, રણછોડરાય છે. ૨

# પ્રભુ સ્તુતિ !

પુષ્પિતાગ્રા છંદ.

જય ! જય ! વિભુજી ! દયાળુ દેવા !
ભયહર ભૂધર ! હું કરૂં સુ-સેવા !
તમ દરશનથી સદા સુખી છું !
શરણુ તજે હરિ હું ઘણો દુઃખી છું !
સકળ જગતને બનાવનારા !
ગુણુ ગણ્યોં કેમ શકાય નાથ ત્હારા !
અજર અમર છો ત્હમે કૃપાળું !
કર ધરી શંકર તારજો દયાળું !

ગીતિ.

જય ! જય ! શ્રી જદુનંદન, વંદન ત્હમને કરૂં વિભૂ પ્યારા,
ભવ બંધનનું ખંડન, કરી બચાવો ! મુરલીધર ! મ્હારા.

# પ્રભુને વિનંતિ !

એક કામ અમારૂં કરજોરે, શામળીઆ;
અંતરમાં આવી ઠરજોરે, શામળીઆ.
શામળીઆ મોહન મળીઆરે (૨) એક કામ.

ભજન ત્હમારૂં ભૂધર ભાવે-લોભ મોહ માયા મુકાવે;
સંકટ સર્વે ભૂલાવેરે-શામળીઆ. એક કામ.

નામ તમારૂં મંગલકારી, શર્ણું લેજો શ્રી ગિરધારી;
શંકર અરજ સ્વિકારીરે શામળીઆ. એક કામ.

## પ્રાત:કાળે પ્રભુ પ્રાર્થના !

—ગઝલ—

નમું કિરતાર કરૂણાળુ! કુબુદ્ધિ કાપજો પ્યારા !
અમારો ધર્મ સાચવવા, સુબુદ્ધિ આપજો પ્યારા !

ભૂખ્યાને અન્ન દેવાને, પ્રીતે પરમાર્થ કરવાને;
દયાળુ દેવ અમ દિલમાં, દયાને સ્થાપજો પ્યારા !

હળાહળ ઝેરના જેવા, જૂઠાથી જૂજવો રાખી;
હ્રદયમાં સત્યતાની છાપ સત્વર છાપજો પ્યારા !

ત્હમારા ગુણ ગાવાને, ભજનમાં લીન થાવાને;
અમારા દેહમાં ભક્તિ! રગે રગ વ્યાપજો પ્યારા !

કુડા છે કામને ક્રોધ, બૂરા છે મોહ ને લોભ;
કહે શંકર અમોને દૂર એથી રાખજો પ્યારા !

" મણિકાન્ત. "

# ડાકોરના રણછોડજી વિષે.

### મનહર છંદ.

ભાઈ! ભાઈ! ભાળ્યો મ્હેં તો ડાકોરના ઠાકોરને,
જેના દરશન થકી દુઃખ દૂર થાય છે;
પૂનમે પૂનમે સંઘ કાઢી લોક આવે ઘણા,
આસોની પૂનમે મો'ટો મેળો ત્યાં ભરાય છે;
આનંદ ઉત્સવ થાય ગોમતીમાં કૈંક ન્હાય,
સ્થળે સ્થળે ગોવિંદનાં ગીત તો ગવાય છે;
રંગીલો એ **રણછોડ** સેવકના પૂરે કોડ,
**શંકરનું** ચિત્ત સદા ડાકોરમાં જાય છે.

---

### ( તોરી કલબલ હય પ્યારી—એ રાહ. )

ગુજરાતે છે ગામ, રૂડું ડાકોર ધામ;
ભાઈ! ત્યાંતો જોયા વનમાળી શ્યામ.
લોક આવે છે જંગ, કૈંક કાઢીને સંઘ;
દે પાપોને કાપી, દયાળુ ઘનશ્યામ. ગુજરાતે.

જાઓ! જાઓ! ભ્રાતા! ભૂધરનાં દર્શન કાજ;
સ્નેહી શામળીઓ છે, સૌનો શિરતાજ.
કેવો સ્વામી સોહાય? કરે સૌને સહાય, રૂડો રણછોડરાય;
ઝટ જાઓ! જાઓ! જાઓ! (૩) ગુજરાતે.

( પાતળીઆ પરિશ્રમ લ્યો શાને-એ રાહ. )

ડંકુપુરી દીનબંધુ બિરાજે,
નામ રૂડુ રણછોડ શ્રી રણછોડ છે;
ત્રિકમજી પણ ત્યાંજ બિરાજે,
બંધવ બેની જોડ છે, શુભ જોડ છે.
છોગાળા નામની, ધૂન છે કામની, સુખના ધામની;
આ........આશ ધરો, ભક્તિ કરો. ડંકપુરી.

( માટે દર્શને ડાકોર જજો, અને હરિ ભજી સુખીઆ થજો )

અલબેલો જગનાથ જોવાના,
અંતરમાં મ્હને કોડ છે, બહુ કોડ છે;
કામને બાળવો, લોભને ટાળવો, ક્રોધ પ્રજાળવો.
આ........સુખ થશે, દુઃખ જશે. ડંકપુરી.

---

## એક અરજી !

---

( નાથ કેસો ગજકો બંધ છુડાયો-એ રાહ. )

નાથ ! ધરી હાથ અધમને ઉગારો !
મ્હને એક ભરૂસો ત્હારો, નાથ ધરી હાથ અધમને ઉગારો.
માયા મોહ વિષે લપટાયો, સુઝયો નહિં પંથ સારો;
પુણ્યનું કામ કર્યું નવ એકે, પાપનો કીધો વધારો ! નાથ ! ધરી.

ધામ ધરા ને ધન મેળવવા, યોજ્યા ઈલાજ હજારો;
પળ પણ ત્હમને યાદ કર્યા નહિ, નાથ કૃપા કરી તારો! નાથ! ધરી.

મનુષ્યાદેહ ધરીને ખોયો, હરિ ભજવાનો વારો;
જન્મ ગુમાવ્યો જગ જંજાળે, ભૂલ્યો સહુ ઉપકારો! નાથ! ધરી.

જ્ઞાન થયું કોઇ સંત કૃપાથી, લાગે હવે જગ ખારો;
દીન બંધુ શરણે હું આવ્યો, સેવક અર્જ સ્વીકારો! નાથ! ધરી.

ભવ દરિયામાં ભૂલો ભટકું, પ્રીતમ પાર ઉતારો;
'શંકર'ના સ્વામી છે મુજને, ભવ્ય ભરૂસો ત્હારો! નાથ! ધરી.

---

## ભવદરિયેથી ઉગારો!

( દાસ પરે દયા લાવોરે—એ રાહ. )

વ્હાણુ વિભૂજી ઉગારો રે!
ભવ દરિયેથી વ્હાણુ વિભૂજી ઉગારો!

ભવ અરણવમાં અથડાતું, ગમે તેમ ગોથા ખાતું;
નથી નાથ એકે આરો, આરો રે....ભવદરિયેથી.

મોહરૂપી મોજાં વાગે, લોભના ઝપાટા લાગે;
ત્હમે તાત આવી તારો, તારો રે....ભવદરિયેથી.

# પ્રાર્થનાષ્ટક.

## શિખરિણી-છંદ.

**સુધન્વાની** સ્હાયે, ઉલટ ધરીે ધાયા હરિ ત્હમે,
પુર્યાં **પંચાળીને**, પટકુળ પ્રભુજી અગ્નિ સમે;
છતાં છોડી છાયા, ચપળ ચિત્ત આ કેમ ચળતું ?
દયાળુ એ દાતા ! તમ ભજનમાં તે ન ભળતું ! ૧
કરી સ્હાયે સ્વામી ! પ્રકટ થઈ **પ્રલ્હાદ** તણી ત્હેં,
થયા ભીરૂ વ્હાલા, **અરજુન** તણા પ્રેમ ધરીને;
છતાં ભક્તિ ત્હારી, હૃદય રસ લાવી નવ કરૂ,
ઘણાં ગોથાં ખાઈ, ઉદર ભરવા કારણ ફરૂં ! ૨
સ્વિકારી ત્હેં હુંડી, અરજ સુણીને **નરસિંહ** તણી,
**અહલ્યાને** તારી, પરમ ઇશ એ લાયક ધણી !
તજી બીજી આશા, જગતપતિને હું નવ ભજું,
પડે ઉંધા પાસા, તદપિ તુચ્છ આશા નવ તજુ ! ૩
મળ્યા **મીરાંને** તો, સરસ જશ પામી જગ વિષે,
મળ્યા બાળા **ધ્રુને**, અચળ પદ પામ્યો દશ દિશે;
ઘણા ગોદા ખાતું, અધમ મન મ્હારૂં નવ ડરે,
છતાં હે સ્વામીજી ! નજર અમી રાખો દીન પરે ! ૪
**સુદામાની** સાથે, વડીલ ગણી વર્ત્યા વિભૂ ત્હમે,
બચાવ્યો હા ! આપે, **ગજ** જળ વિષે ડુબતો સમે;
છતાં છોગાળાજી ! ભજન તમ ભાવે નવ કરૂં,
ફરે મૃત્યુ માથે, તદપિ દિલ માંહી નવ ડરૂં ! ૫

જમ્યા ભાજી ભાવે, વિદુર તણી દાતા વશ થઈ,
બચાવ્યા ત્હેં સ્નેહે, ધરમ, ભીમ, લાખાગ્રહ મહિં;
વળી આપી ગાદી, વિજય વરતાવ્યો દશ દિશે,
બિરાજોને પ્યારા ! મુરલીધર મ્હારા મન વિષે.
કરે સેવા ત્હારી, પરમ દુઃખ ત્હેનું ઝટ ટળે,
તરે આ સંસારે, અચળ સુખ ને વૈભવ મળે;
ગુણો ત્હારા ગાતા, સકળ જગ દેવો ઋષિ મુનિ,
લગાવીને બેઠા, ભજન ધુન ત્હારી પશુપતિ.
ત્હમે ત્રાતા ! દાતા ! શરણુ મુજને લ્યો જગપતિ,
વિભૂજી વિખ્યાતા ! રહમ દિલ રાખો દીન પ્રતી;
ભણે વૃત્તો આઠે, મનન કરીને શંકર સદા,
કરે નિત્યે પાઠે, વય મહીં ન આવે ભય કદા.

---

## ઇશ્વરની અદ્ભુત રચના !

---

કનરો ( ઇસ તન ધન કી કોન બડાઇ )—એ રાહ

અજબ ખૂબી અવનિપતિ ત્હારી ! પાર શું પામું હું સંસારી
કોણુ ક્રિયાથી સૂર્ય પ્રકાશે ? કોણુ ક્રિયા થકી વરસે વારિ
ઝાડ પ્હાડ કણુ કો' નિપજાવે ! કોણુ કરે સૌની રખવાળી
પવન વાય છે કોણુ કૃપાથી ? શ્રીફળમાં પ્રકટે કેમ વારિ
ગર્ભ વિષે જીવ કોણુ જીવાડે ? કોણુ કરે ઉત્પન્ન નરનારી
સકળ સૃષ્ટિને કો' નિપજાવે ? કોણુ પલકમાં દે સંહારી
પામર નર શંકર શું જાણે ? પ્હોંચી શકે ના કમી મતિ મ્હારી

**વસંતતિલકા-છંદ.**

ત્રાતા તમે સકળના કરૂણા કરો છો !
દાતા તમે જગતનાં દુઃખને હરો છો !
આપો સુબુદ્ધિ અમને દરરોજ પ્યારા !
સ્નેહે નમું સુખકરા પ્રભુજી અમારા !

## આરતી.

**જય દેવ ! જય દેવ !**

જય ! જય ! પરમાત્મા ! પ્રભુ જય ! જય ! પરમાત્મા !
અશરણશરણ વિભૂજી (૨) શ્રીધર ધરમાત્મા ! જયદેવ !
સુખ કર્તા, દુઃખ હર્તા, દીનબંધુ દેવા-પ્રભુ દીનબંધુ દેવા !
ભવતારક ભૂધર છો ! સદા કરૂં સેવા ! જયદેવ !
વિશ્વંભર, વનમાળી, સુખકર શામળીઆ-પ્રભુ સુખકરશામળીઆ !
નરહરિ, નટવર, નાગર (૨) બળદાયક બળીઆ ! જયદેવ !
જગકર્તા, જગનાયક, જગદીશ્વર સ્વામી-પ્રભુ જગદીશ્વર સ્વામી !
અકળ કળા કરનારા (૨) નમું હું બહુ નામી ! જયદેવ !
દીન શંકરની અરજી, અંતરમાં ધરજો-પ્રભુ અંતરમાં ધરજો !
સદ્ગુણ ભક્તિ ભરજો (૨) મમ દુર્ગુણ હરજો ! જયદેવ !



# ઘરના ગાંડા અને બહારના ડાહ્યા !

**મનહર છંદ.**

કેળવણી ખાતા વિષે કેળવણી લીધી અમે,
કેળવણી આપી આખા દેશને સુધારીશું !
"કન્યાનો વિક્રય બંધ કરો" એવું બોલવાના;
અમારી કન્યાઓ વચી મૂકી તો વધારિશું !
ભાષણ ભરડવાના "બાળલગ્ન બંધ કરો,"
અમારી બાળાન નાની વયમાં વરાવીશું !
સુધારાના સાથી અમે પારકું બુઝાવા જૈશું,
અમારા પોતાને ઘેર હોળી સળગાવીશું ! ! ૧

**ઉત્તમ પુરૂષ** અમે નાતરાં નક્કી કરીશું,
અન્ય જો કરે તો ઝટ તન અટકાવીશું !
"ગૃહીણીનેસુખી રાખો" એવી શીખ આપવાના,
અમારી પત્નિને ઉંધે માથે લટકાવીશું !
હરામનું મેળવવા હિમ્મત અમોને ઘણી,
પારકું પડાવા માટે પ્રાણ પટકાવીશું !
અમારા પોતાના દોષ દબાવી રાખીશું અહા !
બીજાઓના દોષ કાઢી તેને ફટકાવીશું ! ! ૨

**દોહરો.**

દોષ જુએ ના આપનો, દે બીજાને શીખ;
શીખ દીએ ઝખ મારવા, એ જીવતરને ધીક.

લી:-"પ્રકાશક" મોહનલાલ લલ્લુભાઇ, સોજીતરીવા.

ૐ

# અધ્યાત્મિક-કાવ્ય.

## શ્રીમદ્‌ભગવદ્ ગીતાના ( ગઝલમાં ) ત્રણ અધ્યાય સાથે.

### ગઝલ.

અજન્મા જાણ આત્માને, નથી એ જન્મતો બાપુ !
અમર છે અવિનાશી, મરી એ ના જતો બાપુ !

× × × ×

ન એને છેદતાં શસ્ત્રો, ન બાળે એહને અગ્નિ !
પલાળે જળ નાહં એને, અને ના શોષતો વાયુ !

× × × ×

સકળ વ્યાપી અને સ્થિર, સનાતન, ને અચળ. નિત્ય !
અચિન્ત્ય, અવ્યક્ત, અવિકારી, અનંતજ જાણજે સત્ય !

× × × ×

શીતોષ્ણ, સુખ, દુઃખ સર્વે, વ્યથા કરતાં નથી જેને !
હણાયે દેહ, ના મરતો, શ્રુતિ બ્રહ્મરૂપ કે' તેને !

॥ ॐ ॥

# ध्यान.

ॐ पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं ।
व्यासेन ग्रथितां पुराणमुनिना मध्येमहाभारतम् ॥
अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनी ।
मम्बत्वामनुसन्दधामि भगवद्गीते भवद्वेषिणीम् ॥१॥

× × × ×

नमोऽस्तुते व्यास विशालबुद्धे फुलारविन्दा यतपत्रनेत्र ।
येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ।

× × × ×

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दनः ।
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत् ॥

× × × ×

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वंदे परमानंदमाधवम् ॥



ૐ



# ધ્યાન.

—ગઝલ—

સ્વયં ભગવાન નારાયણે ધનંજયને ભણાવેલી;
પુરાણા વ્યાસમુનિ હસ્તે શ્રીભારતમાં ગુંથાયેલી.
અદ્વૈતામૃત દેનારી અઢાર અધ્યાયીં ભગવતી ! મા !
ધરૂં હું ધ્યાન ભવટાળક ! શ્રીમદ્ભગવદ્ગીતા ! ત્હારૂં.

× × × ×

કમળ વિકસિત સમ નેત્રો મહા ધીમન્ત વ્યાસ નમું !
તમે ભારતરૂપી તેલે પ્રકટ કર્યો જ્ઞાનરૂપ દીવો ।

× × × ×

સકળ ઉપનિષદો ગાયો અને દોનાર નંદતનય;
ધનંજય વત્સ ધીમન્ત ભોક્તા ગીતામૃત દૂધ છે ઉત્તમ !

× × × ×

મુગો વાચાળ થાયે છે ગિરિ ઓળંગતો પંગુ;
કૃપાથી જેની તે વંદુ ! પરમ—આનંદ માધવને !

# શ્રીમદ્ ભગવદ્ગીતા ભાષાન્તર.

## અધ્યાય પહેલો.

### અર્જુન વિષાદ યોગ.

ધૃતરાષ્ટ્ર કહે છે— ગઝલની ઢબ.

૧—*ધરમક્ષેત્રે કુરૂક્ષેત્રે મળેલા યુદ્ધવાંચ્છુઓ;
સુતો મ્હારા અને પાંડુ સુતોએ શું કર્યું સંજય?

સંજય કહે છે—

૨—યથાક્રમ સૈન્ય પાંડવનું તહાં દુર્યોધને જોઈ;
વચન ત્યારે કહ્યાં આવાં નૃપે આચાર્ય પાસે જૈ.

૩—મહા આ સૈન્ય પાંડવનું તમે આચાર્યજી પેખો;
દ્રુપદતન આપના ધીમંત શિષ્યે ગોઠવ્યું છે જે.

૪—ધનુર્ધારી શૂરા ત્યાં છે ધનંજય, ભીમ સમ રણમાં;
વિરાટ વળી યુયુધાન અને છે મહારથી દ્રુપદ.

૫—ધૃષ્ટકેતુ ને ચેકિતાન, પરાક્રમી કાશીરાજા છે;
પુરૂજીત, કુન્તિભોજ અને પુરૂષમાં શ્રેષ્ટ છે શૈબ્ય.

---

* ધર્મક્ષેત્ર.

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।
मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥ १ ॥ अ. १ ॥



ધર્મક્ષેત્રે કુરૂક્ષેત્રે મળેલા યુદ્ધવાંચ્છુઓ;
સુતો મ્હારા અને પાંડુ સુતોએ શું કર્યું સંજય?"

અ ૧ શ્લો૦ ૧.

तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।
सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान् ॥ १२ ॥ अ. १ ॥

सिंहनादं विनद्योच्चैः शंखं दध्मौ प्रतापवान् ॥



“હરખ ઉપજાવતા ત્હેને પિતામહ એ કુરુવૃદ્ધ;
પ્રતાપીએ ફુંક્યો શંખ કરીને સિંહનાદ ત્હાં!”

અ૦ ૧ શ્લો૦ ૧૨

૬–પરાક્રમી છે યુધામન્યું બહાબળી ઉત્તમૌજા છે;
સૌભદ્ર, દ્રૌપદીપુત્રો સકળ એ મહારથી છેજ.

૭–દ્વિજોત્તમ ! આપણા પણ જે ગણાયે મુખ્ય જાણો તે;
કહું તમ જાણને માટે હવે મુજ સૈન્યનાયક જે.

૮–ત્હમે છો, ભીષ્મ છે; કર્ણ, વિજેતા છે કૃપાચાર્ય;
વિકર્ણ અને અશ્વત્થામા તથા સુત સોમનો પણ છે.

૯–અવર શૂરવીર મુજ માટે ઘણા છે પ્રાણ દેનારા;
કુશળ છે યુદ્ધમાં સર્વે અનેકાયુધ ધરનારા.

૧૦–વળી આ આપણી સેના અખુટ છે ભીષ્મથી રક્ષિત;
જણાયે તેમનું અલ્પ ભીમે રક્ષેલ તે સૈન્ય.

૧૧–અને સૌ વ્યૂહમાર્ગ વિષે યથાભાગે ઉભા રહી ને;
તમે સર્વે સકળ દિશથી સુરક્ષણ ભીષ્મનું કરજો.

૧૨–હરખ ઉપજાવતા ત્હેને પિતામહ એ કુરૂવૃદ્ધે;
પ્રતાપીએ ફુંકયો શંખ કરીને સિંહનાદ તહીં.

૧૩–તહાં શંખો તથા ભેરી, પણવ, ગોમુખ અને આનક;
સહજમાં વાગવા લાગ્યાં અને તે ઘોર નાદ થયો.

૧૪–પછી તે શ્વેત હયવાળા મહારથમાં વિરાજેલા;
વગાડયા દિવ્ય શંખો ત્યાં શ્રીકૃષ્ણે ને ગુડાકેશે.

૧૫–ધનંજય ને હૃષીકેશે વગાડયા દેવદત્ત, પાંચજન્ય;
વૃકોદર ભીમકર્માએ વગાડ્યો પૌંડ્ર શંખ મહા.

૧૬–વિજયનો અંત ના જેનો વગાડયો શંખ એ ધર્મે;
અને સહદેવ ને નકુલે મણિપુષ્પક અને સુઘોષ.

૧૭–શિખંડી મહારથીએ ને ધનુર્ધર કાશીરાજાએ;
વિરાટે, ધૃષ્ટદ્યુમ્ને ને અજીત જે સાત્યકિએ પણ.

૧૮–મહાબાહુ અભિમન્યુ, દ્રુપદ, સૌ દ્રૌપદીપુત્રે;
વગાડયા શંખ સર્વેએ જુદા જુદાજ હે રાજન !

૧૯–અને આકાશ ને અવની વિષે ચોમેર ઘુંટાતા;
મહાઘોષે ચીરી નાંખ્યાં હૃદય સૌ કૌરવો કેરાં.

૨૦–પછી ત્યાં યુદ્ધ આરંભે વ્યવસ્થિત કૌરવો જોઈ;
કપિધ્વજ અર્જુને ત્યારે ધનુષ નિજનું ઉઠાવીને.

૨૧–કહે છે વાક્ય કેશવને મહીપતી તે સમે આવાં;

અર્જુન કહે છે—

ઉભય આ સૈન્યની મધ્યે હરિ! મુજ રથ ઉભો રાખો!

૨૨–નિહાળું એટલે હું આ ઉભા જે યુદ્ધઈચ્છુઓ;
અને મહાયુદ્ધમાં મ્હારે હવે કો' સાથ લ્હડવાનું.

૨૩–કુબુદ્ધિ કૌરવાધિશનું કરી યુદ્ધ શ્રેય ચ્હાનારા;
અહિં લ્હડવા મળેલા આ નિહાળું હુંજ લ્હડવૈયા.

સંજય કહે છે—

૨૪–ગુડાકેશે કહ્યું એવું પછી ભારત! હૃષિકેશે;
ઉભય એ સૈન્યની મધ્યે ઉભો રથ શ્રેષ્ટ રાખીને.

૨૫–સકળ રાજા સમક્ષે ને પિતામહ, દ્રોણ સન્મુખે;
વધા એવું "ધનંજય આ મળેલા કૌરવોને જો!"

૨૬–ઉભેલા ત્યાં દીઠા પાર્થે પિતામહ, ભાઈ, કાકાઓ;
તથા આચાર્ય ને મામા, સખા, પૌત્રો અને પુત્રો.

૨૭—હતા સ્નેહી અને સસરા ઉભય એ સૈન્યની મધ્યે;
મળેલા સર્વ એ બંધુ નિહાળી ત્યાં ધનંજય તે.

૨૮—પરમ કરૂણા થકી વ્યાપ્ત વદ્યો ત્યાં ખિન્ન થૈ આમ;

**અર્જુન કહે છે—**

ઉભેલા યુદ્ધવાંચ્છુઓ સ્વજન આ જોઈ હે કૃષ્ણ !

૨૯—ગળે છે ગાત્ર મ્હારાં ને સુકાઈ જાય છે મુખ;
શરીરમાં કંપ છૂટે છે અને રોમાંચ થાયે છે.

૩૦—સરે ગાંડીવ હાથેથી ત્વચામાં દાહ થાયે છે;
ઉભા રહેવા નથી શક્તિ ભમે મન મ્હારૂં તો જાણે.

૩૧—નિમિત્તો સર્વ પેખુ છું અહિં વિપરીત હું કેશવ !
સ્વજનને યુદ્ધમાં હણતાં નથી કૈં શ્રેય જોતો હું.

૩૨—વિજય ઇચ્છું ન હે કેશવ ! અને સુખ, રાજ્ય ઇચ્છું ના;
જીવિત ને ભોગ, રાજ્ય તણું અમારે કામ શું કૃષ્ણ ?

૩૩—અમે સુખ, રાજ્ય ને ભોગ ચહીએ જેમના માટે;
ઉભા તે યુદ્ધ માટે આ તજી નિજ પ્રાણ ને ધનને.

૩૪–પિતામહ, પુત્ર, આચાર્યો અને તે સાથ કાકાઓ;
શ્વશુર, મામા અને સાળા, સબંધીઓ અને પૌત્રો.

૩૫–મ્હને એ જો હણે ત્હોયે હણું ના એમને માધવ !
નહિં ત્રિલોકરાજ્યાર્થે પછી આ પૃથ્વી માટે શું !

૩૬–હણી ધૃતરાષ્ટ્રના પુત્રો જનાર્દન ! હર્ષ શો અમને;
હણ્યે એ આતતાયીને અમોને લાગશે પાપ.

૩૭–અમે નથી યોગ્ય તે માટે કુરૂકુળ બંધુઓ હણવા.
સ્વજનને મારીને માધવ ! અમે સુખ પામીએ કેમ !

૩૮–સમજતા તે નથી જો કે, હૃદયના જેહ લોભાન્ધ;
થતા કુળનાશથી દોષ અને મિત્રદ્રોહનું પાપ;

૩૯–અમે તો જાણીએ સઘળા થતા કુળનાશથી દોષ;
પછી આ પાપથી કેશવ ! અટકવું કેમ ના તે કૂહો !

૪૦–કુળક્ષયથી થતો નાશ સનાતન કુળધર્મ તણો;
ધરમક્ષયથી બધા કુળમાં અધર્મનું જોર જામે છે.

૪૧–અધર્મેજ જામતાં થાયે દુરાચારી સ્ત્રીઓ કુળની;
સ્ત્રીઓ દુષ્ટા થતાં કેશવ! વરણસંકર પ્રજા જન્મે.

૪૨–કુળક્ષયીને અને કુળને પ્રજા એ નર્કમાં નાંખે;
પડે છે તેમના પિતૃ પછીથી પિંડતર્પણ વિણ.

૪૩–અને કુળઘાતકોના આ વરણસંકરકારી દોષોથી;
પુરાતન જાતિધર્મો ને ડુબે છે કુળધર્મો પણ.

૪૪–થતા નિર્મૂળ કુળધર્મો જનાર્દન! જે જનોના તે;
પડે છે નર્કમાં નિશ્ચય અમે એવું સુણેલું છે.

૪૫–અરેરે!! હા! થયા તત્પર અમે મહા પાપ એ કરવા;
કે, રાજ્યસુખના લોભે સ્વજન સંહારવા ઉઠયા.

૪૬–ગ્રહી હથીઆર જો કૌરવ મ્હને રક્ષણ વિનાનાને;
હણે વિણ શસ્ત્રને રણમાં અધિક મુજ શ્રેય છે એથી!

સંજય કહે છે—

૪૭–કહીને એમ સંગ્રામે વિહ્વળ ચિત્તનો શોકે;
તજીને બાણ ને ચાપ ધનંજય રથ વિષે બેઠો.

અર્જુન વિષાદ યોગ-સમાપ્ત.

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥ अ. २ ॥




“તને આ મોહ રે! ક્યાંથી થયો આવા વિષમ સમયે!
નરક અપકીર્તિ દેનારો અનાર્યે પાર્થ! સેવેલો!”

અ૦ ૨ શ્લો૦ ૨

या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी ।

यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः ॥६९॥ अ. २ ॥



"નિશા જે સર્વ ભૂતોની ન ઉંઘે સંયમી ત્હેમાં;

ભૂતો સૌ જાગતા જેમાં મુનિ ત્હેને નીશા જોતા."

અ૦ ૨ શ્લો૦ ૬૯

ૐ

# અધ્યાય બીજો.

## સાંખ્ય યોગ.

સંજય કહે છે— ગઝલની ઢબ.

૧-કૃપાથી વ્યાપ્ત ને નેત્રો ભરેલાં અશ્રુથી વ્યાકુળ;
અને એ ખેદવંતાને કથ્યાં આ કેશવે વેણ.

શ્રી ભગવાન કહે છે—

૨-તને આ મોહ રે ! ક્યાંથી થયો આવા વિષમ સમયે ?
નરક, અપકીર્તિ દેનારો અનાર્યે પાર્થ ! સેવેલો.

૩-ન થા નામર્દ હે પાર્થ ! ત્હને ના છાજતું આવું;
હૃદયની ક્ષુદ્ર દુર્બળતા પરતંપ ! ત્યાગી ઉભો થા !

અર્જુન કહે છે—

૪-પ્રભુ ! આ ભીષ્મ ને દ્રોણ અમારે પૂજવા લાયક;
લ્હડુ હું બાણથી કેમ ? રણે હરિ ! ત્હેમની સ્હામે.

૫-મહાનુભાવ ગુરૂ માર્યા-વિના અહીં ભીખવું સારૂં;
હણી દ્રવ્યાર્થી ગુરૂપક્ષીથી મળે અહીં ભોગ રક્તભર્યા.

૬–જીતે તે કે અમે જીતીએ ન જાણું શ્રેય શામાં છે?
હણીને ના જીવન ચહીએ ઉભા તે કૌરવો સ્હામા.

૭–કૃપાળુ! દૈન્યથી મ્હારી સ્વભાવિકવૃત્તિ નષ્ટ થતાં;
બન્યું મન ધર્મમાં મૂઢ પૂંછુંછું તે થકી તમને.
કરી નિર્ણય કહો મુજને અમારે શ્રેય જે હોય;
તમારો શિષ્ય શરણે છું મ્હને ઉપદેશ તો આપો.

૮–રિપુવિણ રાજ્ય પૃથ્વીનું મળે અધિપત્ય દેવોનું;
છતાં ઇન્દ્રિયશોષી શોક હરનારો ઇલાજ નથી.

સંજય કહે છે—

૯–કહ્યું એવું ગુડાકેશે પછી હૃષિકેશના પ્રત્યે;
"નથી હું યુદ્ધ કરવાનો" વદી એવું રહ્યો મૌન.

૧૦–પછી બે સૈન્યની મધ્યે વિષાદી પાર્થને ભારત!
જરા મલકાવીને મુખ કહ્યાં આ વાક્ય હૃષિકેશે.

શ્રી ભગવાન કહે છે—

૧૧–અશોચ્યોને તું શોચે ને વદે પંડિતના જેવું;
ગયેલાં કે રહેલાંનો કરે ના શોક પંડિતો.

૧૨—"નહોતો" હું કદી ન્હોતું અને તું આ નૃપાલો પણ;
"થવાના ના" નથી એમ હવે સૌ આપણે પછીથી.

૧૩—શરીરે જીવને જેમ શિશુ, યૌવન, જરા આવે;
મળે ત્યમ દેહ પણ અન્ય ન મોહે ધીર તેહ વિષે.

૧૪—ધનંજય ! સ્પર્શ ઇન્દ્રિયના શીતોષ્ણ સુખ દુઃખ અર્પે;
અચળ નહિ જાય ને આવે કરી લે તે સહન ભારત !

૧૫—અયે નરશ્રેષ્ઠ ! જે ધીરને વ્યથા કરતાં નથી એતો;
ગણે સુખ દુઃખને સરખાં થતો તે મોક્ષને લાયક.

૧૬—અસત્ તે સત્ નથી થાતું અને સત્ ના અસત્ થાયે;
અસત્ ને સત્ તણો નિર્ણય પિછાને તત્વદર્શિઓ.

૧૭—બધું આ વ્યાપ્ત છે જેથી અવિનાશીજ તે જાણ;
અવ્યય જે એહનો નાશ કરી શકતું નથી કોઇ.

૧૮—અચિંત્ય, નિત્ય, અવિનાશી શરીરીનાં શરીરો આ;
કહ્યાં છે અંતવંતાં તે ધનજંય યુદ્ધ કર તેથી.

૧૯—ગણે હરનાર જે એને હણાયો એ ગણે છે જે;
ઉભય તે જાણતા ના કૈં નથી હણતો હણાતો તે.

૨૦—ન જન્મે કે મરે કદી તે થઇને એ ફરી ન થતો;
પુરાણો, નિત્ય, અજ, શાશ્વત હણાયે પણ ન દેહાન્તે.

૨૧—અવ્યય,અજ,નિત્ય,અવિનાશી પિછાને એહને જેહ;
પુરૂષ તે કેમ ને કો'ને હણાવે કે, હણે પાર્થ?

૨૨—મનુષ્ય વસ્રો તજી જૂનાં નવાં બીજાં ધરે છે જયમ;
તજી જયમ જીર્ણ દેહ નવો—બીજો દેહી ધરે દેહ.

૨૩—ન એને છેદતાં શસ્રો ન બાળે એહને અગ્નિ;
પલાળે જળ નહિં એને અને ના શોષતો વાયુ.

૨૪—અદાહ્યજ એ ન ભીંજાતો, અશોષ્યજ ને અછેદ્યજ એ;
સકળવ્યાપી અને સ્થિર, સનાતન ને અચળ, નિત્ય.

૨૫—અચિન્ત્ય, અવ્યક્ત ને એતો કહેવાયે અવિકારી;
પિછાની એહને એવો ઘટે ના શોચવું ત્હારે.

૨૬—છતાં નિત્ય જન્મતો એને અગર માને સદા મરતો;
તથાપિ શોચવો એને ઘટે ત્હારે ન મહાબાહો!

૨૭—જરૂર જન્મ્યાનું છે મૃત્યું મરે તે પણ જરૂર જન્મે;
વિષય અનિવાર્યમાં ત્હારે ઘટે ના શોચવું તેથી.

૨૮—ભૂતો આદિ અવ્યક્તજ છે ધનંજય! મધ્યમાં વ્યક્ત;
અવ્યક્તજ અંતમાં છે તો પછી શો એહનો શોક?

૨૯—જુએ આશ્ચર્યવત્ કો'એ (ને) વદે આશ્ચર્યવત્એ(ને)કો';
સુણે આશ્ચર્યવત્ કો'એ (ને) સુણે ત્હોયે ન જાણે કો.'

૩૦—સકળ દેહેજ આ આત્મા અવધ્યજ, નિત્ય છે ભારત!
સકળ ભૂત કાજ તે માટે ઘટે ના શોચવું ત્હારે.

૩૧—વળી નિજ ધર્મજોતાં પણ ઘટે ચળવું નહિં ત્હારે;
વિના ધર્મયુદ્ધ ક્ષત્રિયને નથી કો' અન્ય શ્રેયસ્કર.

૩૨—મળ્યું આ દૈવ ઇચ્છાથી ઉઘાડા સ્વર્ગદ્વાર સમુ;
સુખી જ ક્ષત્રિયો પાર્થ! અહા! તે યુદ્ધ આ પામે.

૩૩—છતાં જો તું નહિં ભારત! કરીશ આ ધર્મયુદ્ધ જ તો;
સ્વધર્મ ને કીર્તિને ખોઈ બનીશ તું પાપનો ભાગી.

૩૪—વળી અપકીર્તિ સૌ ભૂતો નિરંતર તાહરી ગાશે;
પ્રતિષ્ઠિત ને અપકીર્તિ એ મરણથી પણ વધારે છે.

૩૫—'હઠયો રણમાંથી ભય પામી' ત્હને સૌ મહારથી ગણશે;
મળ્યું સન્માન જેઓમાં થઈશ તું તુચ્છ તેઓમાં.

૩૬—રિપુ ત્હારી ઘણી વાતો ન કે'વાનીય પણ કે'શે;
પરાક્રમ નિંદશે ત્હારૂં વધુ દુઃખ એથી શું અન્ય?

૩૭—હણાઈશ તો જઈશ સ્વર્ગે જીતીશ તો પૃથ્વીને માણીશ;
ધનંજય! ઉઠ તે માટે કરીને યુદ્ધનો નિશ્ચય.

૩૮—જયાજય, લાભ કે હાની ગણી સુખદુઃખ સૌ સરખાં;
અને તૈયાર થા યુદ્ધે ન પામીશ પાપ તું એથી.

૩૯—ત્હને કહી સાંખ્યબુદ્ધિ આ છતાં આ યોગબુદ્ધિ સુણ!
થતાં તે બુદ્ધિએ યુક્ત તજીશ તું કર્મબંધનને.

૪૦—નથી આરંભનો નાશ ન આવે વિઘ્ન એ યોગે;
ધરમ એ સ્વલ્પ પણ સેવે મહાભયથી મુકાવે છે.

૪૧—અહિં વ્યવસાયબુદ્ધિ તે ધનંજય! એક છે જાણ;
બહુ શાખાળી, અંત વની અનિશ્ચયીનીજ બુદ્ધિ છે.

૪૨—રહ્યા રત વેદવાદે જે "અવર કૈં ના" વદે એમ;
સ્વર્ગના વાંચ્છુ કામાત્મા અને અજ્ઞાની તે ભારત!

૪૩—પ્રભુતા, ભોગ મેળવવા વિશેષે આ ક્રિયાઓ બહુ;
કરમફળ જન્મ દેનારી, વદે પુષ્પિત આ વાણી.

૪૪—અને તે વાણીથી મોહ્યા ફસ્યા જે ભોગ ઐશ્વર્યે;
નથી પેદા થતી તેના હૃદયમાં બુદ્ધિ નિશ્ચયાત્મક.

૪૫—ત્રિગુણવિષયીજ વેદો છે ત્રિગુણથી મુક્ત થા અર્જુન!
છુટી દ્વન્દ્વ યોગક્ષેમથી થા! સદા સત્વસ્થ આત્માવાન્.

૪૬—સરે ન્હાનાં નવાણે જે સરે તે અર્થ મહાજળમાં;
સકળ વેદો વિષે તેમ સહજ છે બ્રહ્મજ્ઞાનીને.

૪૭–ત્હને હક્ક કર્મનો છેજ પરંતુ ના કદી ફળમાં;
કરીશ ના કર્મફળ ઇચ્છા અકર્મે સંગ તુજ ના હો !

૪૮–રહી યોગસ્થ કર કર્મો ધનંજય ! સંગ ત્યાગીને;
અસિદ્ધિ સિદ્ધિએ સમ થઈ સમત્વ એજ છે યોગ.

૪૯–અતિશય નીચ છે કર્મ ધનંજય ! બુદ્ધિયોગ થકી;
શરણ તું બુદ્ધિને થૈ જા ! કૃપણ કહેવાય ફળવાંચ્છુ.

૫૦–તજે છે બુદ્ધિયુક્ત અહિં ઉભય સુકૃત ને દુષ્કૃત;
શરૂ કર યોગ તે માટે કરમકૌશલ્ય તે યોગ.

૫૧–તજે ધીમંત બુદ્ધિયુક્ત નિપજતા કર્મથી ફળને;
છુટા થૈ જન્મબંધ થકી પછી દુઃખમુક્ત પદ પામે.

૫૨–થશે શુદ્ધ મોહ કચરાથી પરંતપ ! બુદ્ધિ તુજ જ્યારે;
સુણેલું તેમ સુણવાપર થશે વૈરાગ્ય તો ત્યારે.

૫૩–શ્રુતિથી વ્હેમ પામેલી થઇ સ્થિર બુદ્ધિ તુજ જ્યારે;
સમાધિમાં અચળ ઠરશે તું પામીશ યોગને ત્યારે.

**અર્જુન કહે છે—**

૫૪—અચળબુદ્ધિ સમાધિસ્થ યદુપતિ ! કોણ કહેવાયે ?
વદે સ્થિરબુદ્ધિ તો કેવું ? રહે તે કેમ ને વર્ત્તે ?

**શ્રી ભગવાન કહે છે—**

૫૫—તજે છે પાર્થ ! કો' જ્યારે મનોગત કામનાઓ સૌ;
રહે નિજ આત્મમાં તુષ્ટ કહે સ્થિરબુદ્ધિ તે(ને) ત્યારે.

૫૬—દુઃખે ઉદ્વેગ ના મનને નથી સુખની સ્પૃહા જેને;
શમ્યા ભય, રાગ ને ક્રોધ મુનિ સ્થિરબુદ્ધિ કે'વાયે.

૫૭—સકળ આસક્તિથી મુક્ત અને પામી શુભાશુભ જે;
અભિનન્દે ન, ના નિન્દે ગણાયે બુદ્ધિ સ્થિર ત્હેની.

૫૮—સમેટે કાચબો અંગ સમેટે તેમ વિષયોથી;
સકળ ઇન્દ્રિય કો' જ્યારે, ગણાયે બુદ્ધિ સ્થિર ત્હેની.

૫૯—નિરાહારી શરીરીના શમે છે વિષયો તો પણ;
રહે રસ, ને તજે રસ પણ થતાં પરબ્રહ્મનું દર્શન.

૬૦—દમનનો યત્ન કરતાં પણ મહાબાહો ! મુમુક્ષુના;
બળાત્કારે હરે મનને, મહા મસ્તાન ઇન્દ્રિયો.

૬૧–કરી તે સર્વને તાબે રહેવું યુક્ત મ્હારામાં;
થઈ વશ ઇન્દ્રિયો જેની ગણાયે બુદ્ધિ સ્થિર ત્હેની.

૬૨–ધરે જ્હાં' ધ્યાન વિષયોનું વિષયનો સંગ લાગે છે;
નિપજતો કામ સંગ થકી પ્રગટતો કામથી ક્રોધ.

૬૩–થતો સંમોહ ક્રોધ થકી સ્મૃતિનો નાશ સંમોહે;
સ્મૃતિ જાતાં જતી બુદ્ધિ જતાં બુદ્ધિ મરે પોતે.

૬૪–મુકાવી રાગદ્વેષ થકી કરે જે ઇન્દ્રિયો તાબે;
વિષય સૌ તે થકી માણે પ્રસન્ન રે' આત્મવિજયી તે.

૬૫–પ્રસન્નતા પ્રાપ્ત એ થાતાં સકળ દુઃખ જાય છે ત્હેનાં;
અને બુદ્ધિ પ્રસન્ન મનની પછી ઝટ સ્થિર થૈ જાયે.

૬૬–અયોગીને ન સ્થિર બુદ્ધિ અને ના ભાવના ત્હેને;
ન શાન્તિ ભાવનાહીણને અને સુખ શાન્તિ વિણ ક્યાંથી?

૬૭–ભટકતી ઇન્દ્રિયોમાંથી ભમે મન જેહની પાછળ;
અને તે બુદ્ધિને ખેંચે પવન જ્યમ નાવને જળમાં.

૬૮–પૃથાના પુત્ર ! તે માટે વિષય સૌમાંથી ઇન્દ્રિયો;
લઇ ખેંચી કરે તાબે ગણાયે બુદ્ધિ સ્થિર ત્હેની.

૬૯–નિશા જે સર્વ ભૂતોની ન ઉંઘે સંયમી ત્હેમાં;
ભૂતો સૌ જાગતાં જેમાં મુનિ તેને નિશા જોતા.

૭૦–સકળ દિશા તણા જળથી ભરાતો જાય ત્હોયે પણ;
અચળમાત્રા સમુદ્રે એ પ્રવેશે નીર તો જેમ.
પ્રવેશે એમ જેનામાં બધીએ કામનાઓ તો;
મળે છે તેહને શાન્તિ ન પામે કામકામી હો'.

૭૧–તજી સૌ કામના જે હો' થઈ નિસ્પૃહ વર્ત્તે છે;
મમત્વ, હુંપણું ત્યાગે પુરૂષ તે શાન્તિ પામે છે.

૭૨–સખા ! બ્રાહ્મી સ્થિતિ આ જ થતો ના મોહ તે મળતાં;
રહે તે અંતકાળે તો મળે છે મોક્ષ મહાબાહો !

સાંખ્ય યોગ–સમાપ્ત.

# અધ્યાય ત્રીજો.

## કર્મયોગ.

### ગઝલની ઢબ.

**અર્જુન કહે છે—**

૧—જનાર્દન ! કર્મથી ઉત્તમ ગણી જો બુદ્ધિ આપે તો;
મ્હને આ ઘોર કર્મ વિષે કૃપાળુ ! કેમ યોજો છો.

૨—દ્વિઅર્થી વ્યાકયથી જાણે મતિ મુજ મોહમાં નાંખો;
કહો કરીં એકનો નિશ્ચય હું પામું શ્રેયને જેથી.

**શ્રી ભગવાન કહે છે—**

૩—અપાપી ! મ્હેં કહી નિષ્ઠા પ્રથમ બે રીત આ લોકે;
જ્ઞાનયોગેજ સાંખ્યોની કરમયોગેજ યોગીની.

૪—નહિં કર્મો કર્યાથી કો' નથી નિષ્કર્મી થઇ જાતું;
અને સન્યાસથી કેવળ નથી કો' સિદ્ધિ મેળવતું.

૫—કદી ક્ષણ એક પણ કોઇ કર્યા વણ કર્મ ના રે'તું;
ગુણો પ્રકૃતિના સૌને કરાવે કર્મ લઇ તાબે.

नियतं कुरु कर्म त्वं कर्म ज्यायो ह्यकर्मणः।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥ ८ ॥ अ. ३ ॥



"નિમાયેલાં તું કર કર્મો અકર્મથી કર્મ છે શ્રેષ્ઠ;
શરીરનિર્વાહ પણ ત્હારો અકર્મથી નહિ નભી શકશે."

અ૦ ૩ શ્લોક ૮

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ ३७ ॥ अ ३ ॥



"સખા ! એ કામ એ ક્રોધ થતા ઉત્પન્ન રજો ગુણથી;
અતિભક્ષી મહાપાપી અહિં ગણ તેહને વૈરી"
અ. ૩ શ્લો૦ ૩૭

૬–કરી કર્મેન્દ્રિયો તાબે સ્મરે છે મન થકી જેહ;
વિષયને તે મહામૂઢ ખરે દામ્ભિક કે'વાયે.

૭–છતાં જે ઇન્દ્રિયો મનથી કરી વશ કર્મયોગ કરે;
ધનંજય ! કર્મ ઇન્દ્રિયથી વિના આસક્તિ, તે શ્રેષ્ટ.

૮–નિમાયેલાં તું કર કર્મો અકર્મથી કર્મ છે શ્રેષ્ટ;
શરીરનિર્વાહ પણ ત્હારો અકર્મથી નહિ નભી શકશે.

૯–અવર યજ્ઞાર્થ વિણ કર્મો કરે બંધાય આ લોક;
કર્યા કર કર્મ યજ્ઞાર્થે ફલાશાને તજી ભારત !

૧૦–પ્રજાને યજ્ઞસહ પૂર્વે સજીને બ્રહ્મદેવ વધા;
"થજો તમ વૃદ્ધિ યજ્ઞ થકી પુરે તમ કામનાઓ એ.

૧૧–કરો તુષ્ટ દેવ યજ્ઞ થકી તમોને દેવ તુષ્ટ કરો;
પરસ્પર તુષ્ટ કરવાથી પરમ કલ્યાણ મેળવશો.

૧૨–થઈ તૃપ્ત યજ્ઞથી દેવો તમોને ઇષ્ટ ભોગ દીએ;
ન અર્પે તેમનું તેને સ્વયં માણેજ તે ચોર."

૧૩–જમીને યજ્ઞની શેષ છૂટે સૌ પાપથી સંતો;
કરે જે પાક નિજ માટે જમે છે પાપ તે પાપી.

૧૪–ભૂતો સૌ અન્નથી થાયે થતું પરજન્યથી અન્ન;
થતો પરજન્ય યજ્ઞ થકી અને યજ્ઞ થાય કર્મ થકી.

૧૫–નિપજતાં કર્મ બ્રહ્મ થકી વળી બ્રહ્મ જાણ ઈશ્વરથી;
સકળમાં વ્યાપ્ત છે માટે સદા યજ્ઞે વસે બ્રહ્મ.

૧૬–ફરે છે ચક્ર એ રીતે અનુસરતો ન એને જે;
ધનંજય ! ઇંદ્રિયારામી જીવે છે વ્યર્થ તે પાપી.

૧૭–અને જે આત્મમાં રમતા તથા છે તૃપ્ત આત્મામાં;
વળી છે આત્મસંતુષ્ટ નથી કર્તવ્ય કૈં ત્હેને.

૧૮–ન કરવાથી કે કરવાથી પ્રયોજન કૈં નથી ત્હેને;
અને સૌ ભૂતમાં ત્હેનો નથી કૈં અર્થ વળગેલો.

૧૯–તજી આસક્તિ તે માટે સદા કર્તવ્ય કર્મો કર;
વિના આસક્તિ કર્મ કર્યે પરમ પદને પુરૂષ પામે.

૨૦–જનક ઈત્યાદિ પણ પામ્યા કરીને કર્મ સિદ્ધિને;
ઘટે છે કર્મ ત્હારે પણ નિરખતાં લોકસંગ્રહને.

૨૧–વડા જે જે રીતે વર્તે અવર પણ આચરે તે તે;
કરે જે સિદ્ધ શ્રેષ્ટ જનો અનુસરતા સકળ ત્હેને.

૨૨–નથી કર્તવ્ય કૈં મ્હારે ત્રિલોકે હે ! ગુડાકેશ !
વળી ન અપ્રાપ્ત મેળવવું છતાં હું કર્મમાં વર્તું.

૨૩–તજી આળસ અને જો હું ન વર્તું કર્મમાં તો તો;
ધનંજય ! સૌ મનુષ્યો પણ અનુસરસેજ મુજ રાહે.

૨૪–કરૂં ના કર્મ જો હું તો થતો આ લોકનો નાશ;
બનું સંકર તણો કર્ત્તા પ્રજા આ નાશ કરનારો.

૨૫–કરે આસક્તિથી કર્મો અબુધો તેમ હે ભારત !
અસક્તથી જ્ઞાનીઓ કરવાં લઇને લોકસંગ્રહને.

૨૬–કરમમાં સક્ત અજ્ઞોમાં ન કરવો બુદ્ધિભેદ કદી;
કરી સૌ કર્મ જ્ઞાનીએ અવરને યોજવા ત્હેમાં.

૨૭–ગુણો પ્રકૃતિનાજ વડે કરાતાં સર્વ કર્મોને;
"કરૂ છું હું" ગણે એમ અહંકારે વિમૂઢાત્મા.

૨૮–ધનંજય ! તત્વજ્ઞાની તો "જૂદો હું ગુણકર્મ થકી;
પ્રવર્તે ગુણ ગુણમાંહી" ગણી આસક્ત ના થાયે.

૨૯–પ્રકૃતિના ગુણે મોહી થયા જે સકત ગુણકર્મે;
અધૂરા મંદ તેઓને ચળિત કરવા ન સર્વજ્ઞે.

૩૦–કરી મન સ્થિર આત્મામાં મ્હને અર્પી સકળ કર્મો;
તજી આશા અને મમતા મુકીને શોક કર યુદ્ધ.

૩૧–મનુષ્યો જેહ મુજ મત આ પ્રમાણે નિત્ય વર્ત્તે છે;
ન નિંદે શાર્ખીને. શ્રદ્ધા થતા તે મુક્ત કર્મ થકી.

૩૨–ન મ્હારા મત મુજબ વર્તે અને જે નિંદતા એને;
વિમૂઢ સૌ જ્ઞાનના ગણ તે ડુબેલા ચિત્તસૂનાઓ.

૩૩–હશે નિજ પ્રકૃતિ જેવી વરતતા જ્ઞાની પણ તેવું;
ભૂતો પ્રકૃતિના તાબે કરી શકશે શું નિગ્રહ ત્યાં?

૩૪–રહ્યા છે ઇન્દ્રિયોના તો વિષયમાં રાગ ને દ્વેષ;
થવું ના તેમને તાબે લુટારા તે મુમુક્ષુના.

૩૫-વિગુણ નિજ ધર્મ છે સારો અવર ધર્મ આચાર્યા કરતાં;
સ્વધર્મે મર્ણ પણ સારૂ પરાયો ધર્મ ભયવાળો.

**અર્જુન કહે છે—**

૩૬–છતાં પછી કોથી પ્રેરાઈ પુરૂષ આ પાપ આચરતો;
નહિં ઇચ્છા છતાં કૃષ્ણ! બળે યોજાએલા જેવો.

**શ્રી ભગવાન કહે છે—**

૩૭–સખા! એ કામ એ ક્રોધ થતા ઉત્પન્ન રજોગુણથી;
અતિભક્ષી, મહાપાપી અહિં ગણ્ એહને વૈરી.

૩૮—છવાયે ધૂમથી અગ્નિ અને જ્યમ મેલથી દર્પણ;
વિંટાયે ગર્ભ ઓર થકી છવાયુ જ્ઞાન ત્યમ એથી.

૩૯—છવાયું જ્ઞાન જ્ઞાનીના સદાના શત્રુથી એ તો;
ધનંજય ! કામરૂપી આ મહા દુષ્પૂર અગ્નિથી.

૪૦—સકળ ઇન્દ્રિય, મન, બુદ્ધિ ગણાયે એહનાં સ્થાનક;
બધાં એ જ્ઞાનને ઘેરી પમાડે મોહ દેહીને.

૪૧—ભરતકુળ શ્રેષ્ઠ ! તે માટે પ્રથમ લઇ ઇન્દ્રિયો તાબે;
પરંતપ ! માર પાપી તે હણે જે જ્ઞાન વિજ્ઞાન.

૪૨—કહે છે ઇન્દ્રિયો પર છે અને પર ઇન્દ્રિયોથી મન;
વળી પર મન થકી બુદ્ધિ અને બુદ્ધિથી પર તે એ.

૪૩—ગણી પર બુદ્ધિથી એમ કરી સ્થિર આત્મ આત્માથી;
મહાબાહો ! તું હણ આ જે રિપુ દુર્જેય કામ રૂપી.

કર્મયોગ સમાપ્ત.

ॐ

# આત્માનું સ્વરૂપ !

ગુરૂ—

—ગઝલ—

ઘટે ના શોચવો જેને કરે છે શોક તું તેનો;
સ્વરૂપ સમજાવું આત્માનું કદી પણ નાશ ના જેનો.
અજન્મા જાણજે એને નથી એ જન્મતો બાપુ !
અમર છે એ અવિનાશી મરી એ ના જતો બાપુ !
**અછેદ્યજ** જાણ આત્માને ન શસ્ત્રો છેદતાં જેને;
**અદાહ્યજ** છે વળી એતો પ્રજાળે અગ્નિ ના એને.
ન એને શોષતો વાયુ **અશોષ્યજ** એ ગણાયે છે;
પલાળે જળ નહિં એને ન ભીંજાતો મનાયે છે.
**સકળ વ્યાપી** કહે એને પ્રકાશે સર્વમાં જેથી;
**અચળ ને સ્થિર** છે એતો ગમન કરતો નથી તેથી.
**અનાદિ** જાણ આત્માને **સનાતન, નિત્ય, શાશ્વત** છે;
અને ના અંતવાળો જે અહાહા ! તે **અનંતજ** છે.
વળી કે'વાય **અવ્યય** તે અવિકારી રહ્યો માટે;
અને એ **અપ્રમેયજ** છે નથી માપી શકાતો તે.
**અચિંત્યજ** એહને જાણ ન મનથી કલ્પના થાયે;
**અવ્યક્તજ** માન આત્માને ન ઇન્દ્રિયોથી સમજાયે.
શીતોષ્ણ, સુખ, દુઃખ સર્વે વ્યથા કરતાં નથી જેને;
હણાયે દેહ, ના મરતો શ્રુતિ **બ્રહ્મરૂપ** કે' તેને.



# પંચ મહાભૂતનું પુતળું ! સ્થૂળ દેહ.

ગુરૂ— સોરઠી-ગઝલ.

આકાશ વાયુ, તેજ ને જળ, પૃથ્વીનું આ પુતળું !
છે પંચ મહાભૂતો થકી રાચી રહ્યું આ પુતળું !
જે કામ, ક્રોધ ને શોક છે વળી મોહ ને ભય પાંચએ;
આકાશનાં તત્વો ગ્રહી ગાજી રહ્યું આ પુતળું !
ધાવન, પ્રસારન, આકુંચન ને ચલન, વલન તણી ક્રિયા;
વાયુ તણાં તત્વો થકી ચમકી રહ્યું આ પુતળું !
ક્ષુધા, તૃષા; આળસ વળી નિદ્રા અને કાન્તિ મળી;
એ તેજનાં તત્વો થકી દીપી રહ્યું આ પુતળું !
જે શુક્ર, શોણિત, લાળ છે વળી મૂત્ર સાથે સ્વેદ જે;
એ પાંચ તત્વો જળ તણાં પામી રહ્યું આ પુતળું !
છે માંસ, અસ્થિ ને ત્વચા નાડી વળી રોમાવળી;
પૃથ્વી તણાં તત્વો વડે જામી રહ્યું આ પુતળું !
એ પંચભૂતોમાં પરસ્પર આપ લે પણ થાય છે;
પંચીકરણ ભૂતપંચનું ધારી રહ્યું આ પુતળું !
પચ્ચીસ તત્વોનો બનેલો સ્થૂળ અન્નમય કોષ એ;
પણ સાક્ષી આત્માના વડે નાચી રહ્યું આ પુતળું !

× × × × ×

જાગ્રત અવસ્થા સ્થૂળની ને નેત્ર તેનું સ્થાન છે;
છે વૈખરી વાચા અને સ્થૂળભોગ શાસ્ત્ર પ્રમાણ છે.
જાણો ક્રિયાશક્તિ વળી છે ગુણ રાજસ તો રહ્યો;
માત્રા અકાર મનાય છે ને વિશ્વ અભિમાની કહ્યો.

# સૂક્ષ્મદેહની વ્યવસ્થા.

ગુરૂ— હરિગીત-છંદ.

દશ ઇન્દ્રિયો, મન, બુદ્ધિ, પાંચે પ્રાણને સાથે લઇ,
આ સૂક્ષ્મદેહ તણી વ્યવસ્થા તત્વ સત્તરથી થઈ;
એ રીત સત્તર તત્વનો આ સૂક્ષ્મદેહ ગણાય છે,
પણ વિગતથી સમજાવવા પચ્ચીશનો કહેવાય છે. ૧

અંતઃકરણ પંચક અને તું પ્રાણ પાંચજ જાણજે,
જ્ઞાનેન્દ્રિયો, કર્મેન્દ્રિયો પણ પાંચ પાંચ પ્રમાણજે;
તે સાથ વિષયો પાંચ છે એ કોઈ પણ તું તો નથી,
આ સૂક્ષ્મદેહ તણી વ્યવસ્થા તત્વ એ પચ્ચીશથી. ૨

છે પંચીકૃત ભૂતો થકી સ્થળ દેહ એ પેદા થયો,
પણ અપંચીકૃત ભૂતથી આ સૂક્ષ્મદેહ બની ગયો;
આકાશ, વાયુ, તેજ ને જળ, પૃથ્વીનાં તત્વો થકી,
આ સૂક્ષ્મદેહ તણી ક્રિયા વળી છે અધિ દેવો થકી. ૩

એ પંચભૂતોના રજો, તમ, સત્વગુણોએ કરી,
છે સૂક્ષ્મદેહની ઉત્પત્તિ તે નિયમસર કહું છું ફરી;
અંતઃકરણ પંચક અને જ્ઞાનેન્દ્રિયો થઈ સત્વથી,
કર્મેન્દ્રિયો ને પ્રાણ રજથી વિષય સર્વે તમ થકી. ૪

મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર ને અંતઃકરણ સાથે મળી,
અંતઃકરણપંચક બન્યું કર્ત્તા અને ભોક્તા વળી;
મનથી સંકલ્પ વિકલ્પને બુદ્ધિ થકી નિશ્ચય કરે,
ચિંતવન કરે તે ચિત્ત છે અહંકાર તે "હું હું" કરે. ૫

જે પ્રાણ, વ્યાન, સમાન ને ઉદાન સાથ અપાન છે,
તે પ્રાણ પાંચે જાણવા વાહન રૂપે લેખાય છે;
ચક્ષુ, ત્વચા, જીભ્હા અને જે શ્રોત્ર, ઘ્રાણ ગણાય છે,
એ દ્વાર પાંચે છે અને જ્ઞાનેન્દ્રિયો કહેવાય છે. ૬

વાચા, ચરણ ને હસ્ત જે ઉપસ્થ, ગુદ મનાય છે,
સેવક ગણે એને વળી કર્મેન્દ્રિયો કહેવાય છે;
જે શબ્દ, સ્પર્શ ને રૂપ, રસ વળી ગંધ એતો પાંચ છે,
જ્ઞાનેન્દ્રિયોના વિષય તે અંતઃકરણના ભોગ છે. ૭

એ પ્રાણમય ને મનોમય વિજ્ઞાનમય, ત્રણ કોષનો,
આ સૂક્ષ્મદેહ મનાય છે આત્મા તટસ્થજ છે રહ્યો;
એ રીત પચ્ચીશ તત્વનો આ સૂક્ષ્મદેહ ગણાય છે,
પણ સાક્ષી આત્માના વડે વ્યવહાર સઘળો થાય છે. ૮

છે વિષયથી પર ઇન્દ્રિયો ને ઇન્દ્રિયો પર મન રહે,
બુદ્ધિ વળી પર મન થકી બુદ્ધિથી આત્મા પર કહે;
ભમતી વિષયમાં ઇન્દ્રિયો મન ઇન્દ્રિયો પૂઠે ભમે,
મન બુદ્ધિને ખેંચે પછી ખેંચાય એમ ક્રમે ક્રમે. ૯

× × × × ×

જાગ્રો અવસ્થા સ્વપ્ન તેનુ કંઠ મધ્યે સ્થાન છે,
વાણી મનાયે મધ્યમા ને સૂક્ષ્મભોગ પ્રમાણ છે;
છે જ્ઞાનશક્તિ સત્વગુણ માત્રા ઉકારજ છે રહી,
અભિમાન તૈજસ, એ રીતે સ્થિતિ સૂક્ષ્મદેહ તણી કહી. ૧૦

## કારણ દેહ.

### હરિગીત છંદ.

અજ્ઞાન કારણ દેહ ત્રીજો એ પછી કહેવાય છે,
સ્થૂળ સૂક્ષ્મનું કારણ ગણી એ દેહ સ્થિત મનાય છે;
આનંદમય છે કોષ એ જાણો અવિદ્યારૂપ છે,
છે સાક્ષી આત્મા એહનો જે શ્રેષ્ટ જ્ઞાન સ્વરૂપ છે. ૧

× × × × ×

સુષુપ્તિ કારણની અવસ્થા હ્રદય ત્હેનું સ્થાન છે,
પશ્યંતી વાચા જાણવી આનંદભોગ પ્રમાણ છે;
છે દ્રવ્યશક્તિ એહની ને તમોગુણ તેમાં રહ્યો,
માત્રા મકાર ગણાય છે ને પ્રાજ્ઞ અભિમાની કહ્યો. ૨

× × × × ×

× × × ×

એ રીત કોષાતીત, દેહાતીત આત્મા જાણજે,
સાક્ષી, પ્રકાશક, જ્ઞાનમૂર્ત્તિ બ્રહ્મરૂપે માનજે;
અજ્ઞાનથી બંધાઇને જીવ લક્ષચોર્યાસી ફરે,
નિષ્કામ કર્મ, ઉપાસના ને જ્ઞાનથી મુક્તિ મળે. ૩

# મુક્તિની યુક્તિ.

ગુરૂ— —ગઝલ—

અવિદ્યામાં ફસાયેલો જીવાત્મા કષ્ટ પામે છે;
અહંતા ને મમત્વ વડે પરમ આનંદ વામે છે !

કહે "આ દેહ તે હું છું" અને "આ મ્હારૂં છે" માને;
"સુખી છું હું દુઃખી છું હું" કહી નિજ રૂપ ના જાણે !

જીવાત્મા કામના વશ થૈ બને રાગી અને દ્વેષી;
જનમને મર્ણના ચક્રે ફરે છે લક્ષચોર્યાસી !

મનુષ્યા દેહ છે મોંઘો સપાટામાં જશે છટકી;
સમય આ સાચવી લેજે છુટીશ તું જન્મ મર્ણ થકી !

પ્રથમ કર કર્મ નિષ્કામ વળી ઉપાસના જોડે;
અસત્ ને સત્ તણો નિર્ણય કરી લે આત્મજ્ઞાન વડે !

સદા નિષ્કામ કર્મ કર્યે થશે અંતઃકરણશુદ્ધિ;
અને ઉપાસનાથી તો થશે એકાગ્ર મન બુદ્ધિ !

વિષયથી વાળી ઇન્દ્રિયો કરી દે મન તણે સ્વાધિન;
અને મન બુદ્ધિવશ રાખી પછી કર બુદ્ધિ નિશ્ચયાત્મક!

તજી અધ્યાસ દેહ તણો મુમુક્ષુ ! આત્મજ્ઞાન થકી;
કરી અજ્ઞાનનો નાશ, થઈશ તું બ્રહ્મરૂપ નક્કી !

જનમ ને મર્ણથી છુટવા બતાવી આ તને યુક્તિ;
વિકટ છે જ્ઞાનનો રસ્તો છતાં છે જ્ઞાનથી મુક્તિ !

 અધ્યાત્મિક કાવ્ય સમાપ્ત. 

# રાષ્ટ્ર-કાવ્ય.

ભારત.

સોરઠા.

પૃથ્વી અક્ષયપાત્ર, કલ્પવૃક્ષ સમ ઝાડ સૌ;
કામધેનુ ગૌ માત્ર, ગણાય હિંદુસ્થાનની !

× × × ×

અસંખ્યનો આધાર, પોષક હે પરમેશ્વરી !
અન્નપૂર્ણા અવતાર, તું દેવી સૌ-ધર્મની !

× × × ×

પોષે તું નિજ બાળ, ને પોષે પરદેશનાં;
જય જય જય ! જીવપાળ ! પરદુઃખભંજન હે ભૂમિ !

× × × ×

ભારતભૂમિ ! જય માત ! ગુણ ગણના તુજ થાય ના;
હશે કોણ કમજાત ? માતૃભૂમિનું માન નહિ !

× × × ×

માતા ત્હારૂં માન, સાચવવા સંતાન સૌ;
કરે શિર કુરબાન, તો પણ બદલો ના વળે !

× × × ×

અગણિત મા ઉપકાર ! બાળક ત્હારાં શું બૂઝે ?
ધન્ય ધન્ય ! અવતાર ! જે ત્હારા માટે મુઆ !

મણિકાન્ત.

# દેશ ભકતો.

## સોરઠા.

સપૂત આ સંતાન, ભરતભૂમિનુ નિરખલો;
તન મન ધન ને માન, માત તણે ચર્ણે ધર્યું !
તિલક મધુરૂ નામ, દિવ્ય મણિ મહારાષ્ટ્રનો;
દેશહિતનાં કામ, દેવાંશીને દિલ હતાં !

× × × ×

કેળવણીનું કામ, આરંભી અધવચ મુકી;
ગયો પ્રભુના ધામ, તું ગુણવંતા ગોખલે !
ત્હારી મ્હોટી ખોટ, હાલ પડી છે હિંદને;
મુકી હડબડ દોટ, વીરા ! વ્હેલો આવજે !

× × × ×

સ્વતંત્રતાનાં બીજ, વાવ્યાં હિંદભૂમિ વિષે;
દાદા ! તમ શ્રમથીજ, સ્વરાજ્યના ફણગા ફુટયા !
ધીર, વીર, ગંભીર, ડહાપણનો દરીયો હતા;
હિંદ દેશનુ હીર, દાદાભાઈ નવરોજજી !

× × × ×

સ્વદેશ સેવા કાજ, કષ્ટ સહન કે કે કર્યાં;
તાજ વિનાનો રાજ, ગણાય આ પંજાબમાં !
લાલ, બાલ ને પાલ, એ ત્રિપુટી વિખ્યાત છે;
તેમાંના આ લાલ, લાલા લજપતરાય છે !

# स्वर्गस्थ लो. बाल गंगाधर तिलक (पुणे.)



THE GREAT PIONEER OF INDIAN NATIONALISM
LATE SHRIUT BAL GANGADHAR TILAK POONA.
BORN 23-7-1856] [DIED 1-8-1920

સપૂત આ સંતાન ! ભરતભૂમિનું નિરખજો
તન મન ધન ને માન, માત તણે ચરણે ધર્યું !
તિલક મધુરૂં નામ, દિવ્ય મણિ મહારાષ્ટ્રનો !
દેશ હિતનાં કામ, દેવાંશીને દિલ હતાં !

"મણિકાન્ત"



કેળવણીનું કામ, આરંભી અધવચ મુકી!
ગયો પ્રભુના ધામ, તું ગુણવતા ગોખલે!
ત્હારી મ્હોટી ખોટ, હાલ પડી છે હીંદને!
મુકી દડબડ દોટ, વીર! વ્હેલો આવજે!

"મણિકાન્ત.'

L. A. P. W.



સ્વતંત્રતાનાં બીજ, વાવ્યાં હીંદભૂમિ વિષે!
દાદા? તમ શ્રમથીજ, સ્વરાજ્યના ફણગા ફુટ્યા!
ધીર, વીર, ગંભીર, ડહાપણનો દરિયો હતા!
હીંદ દેશનું હીર, દાદાભાઇ નવરોજજી?

"મણિકાન્ત"



સ્વદેશ સેવા કાજ, કષ્ટ સહન કૈં કૈં કર્યા !
તાજ વિનાનો રાજ, ગણાય આ પંજાબમાં !
લાલ, બાલ ને પાલ, એ ત્રિપુટી વિખ્યાત છે !
તેમાંના આ લાલ, લાલા લજપતરાય છે

"મણિકાન્ત"



રહ્યા જેલ ખટ માસ, સ્વદેશ માટે સ્નેહથી;
શ્રી ચિત્તરંજન દાસ બેરીસ્ટર બંગાળના.

મહાસભાના ખાસ, પ્રમુખ અમદાવાદમાં;
ચુંટાયા પણ આશ, જેલ જતાં નિષ્ફળ થઈ.

"મણિકાન્ત."



પંડીત મોતીલાલ, મંત્રી મહાસભા તણા;
દેશહિતનો ખ્યાલ, હરદમ જેના હ્રદયમાં.
ત્યાગીછે વકીલાત, મોજ, શોખ અળગાં કરી;
રહયા જેલમાં ભ્રાત, અમીર અલહાબાદના.
"મણિકાન્ત"

L. A. P. W.



સ્વરાજ્ય કેરો રોષ. નિવારવા યોગી થયા;
શ્રીઅરવિંદો ઘોષ, બાળુ આ બંગાળના.
માતૃભૂમિને કાજ, વતન વિહોણા જે થયા:
બંગાળાની લાજ, બંગભગમાં સાચવી.

A. P. W.

"મણિકાન્ત."



નમ્ર, ધીર, નર શ્રેષ્ટ, માલવીયાજી છે ભલા;
જેને બન્ધુ જ્યેષ્ઠ, ગાંધીજી ગણુતા સદા.
સ્થાપી વિદ્યાપીઠ, શ્રેષ્ટ બનારસ ક્ષેત્રમાં;
હિંદ દેશનું હીત, પંડિતજીના દિલ વિષે.

"મણિકાન્ત."

રહ્યા જેલ ખટમાસ, સ્વદેશ માટે સ્નેહથી;
શ્રી ચિત્તરંજનદાસ, બેરીસ્ટર બંગાળના !
મહાસભાના ખાસ, પ્રમુખ અમદાવાદમાં;
ચુંટાયા પણ આશ, જેલ જતાં નિષ્ફળ થઈ !

× × × ×

પંડિત મોતીલાલ, મંત્રી મહાસભા તણા;
દેશહિતનો ખ્યાલ, હરદમ જેના હૃદયમાં !
ત્યાગી છે વકિલાત, મોજ શોખ અળગાં કરી;
રહ્યા જેલમાં ભ્રાત, અમીર અલ્હાબાદના !

× × × ×

સ્વતંત્રતાનો શોષ, નિવારવા યોગી થયા;
શ્રી અરવિંદો ઘોષ, બાબુ આ બંગાળના !
માતૃભૂમિને કાજ, વતનવિહોણા જે થયા;
બંગાળાની લાજ, બંગભંગમાં સાચવી !

× × × ×

નમ્ર, ધીર, નરશ્રેષ્ઠ, માલવીયાજી છે ભલા;
જેને બંધુ જ્યેષ્ઠ, ગાંધીજી ગણતા સદા !
સ્થાપી વિદ્યાપીઠ, શ્રેષ્ઠ બનારસ ક્ષેત્રમાં;
હિંદદેશનું હિત, પંડિતજીના દિલ વિષે !

મણિકાન્ત.

# અમારો રેંટીયો રૂડો !

—ગઝલ—

અમારૂ શ્રેય કરનારો અમારો રેંટીયો રૂડો !
ગરીબનાં પેટ ભરનારો અમારો રેંટીયો રૂડો !
અહા ગૌરવ ભર્યો ગાજે સુશોભિત તાર કાઢે છે;
અમોને વસ્ત્ર દેનારો અમારો રેંટીયો રૂડો !
સ્વર જ્યના પંથનો સાથી મળે સ્વાતંત્ર્ય તેનાથી;
ગુલામી દુર કરનારો અમારો રેંટીયો રૂડો !
નિરાશ્રિતને નિભાવે છે વળી વિધવા તણો બેલી;
વિકારી વૃત્તિ દમનારો અમારો રેંટીયો રૂડો !
સરસ કસરત મળે એથી બને બળવાન સ્નાયુઓ;
" હરામી " દોષ હણનારો અમારો રેંટીયો રૂડો !
ભજન ગાતાં ચલાવે તો મધુરો સૂર પૂરે છે;
હૃદયમાં ભક્તિ ભરનારો અમારો રેંટીયો રૂડો !
તજીને એહને આજે બન્યો છે દેશ બેહાલ;
અમારાં અશ્રુ લ્હોનારો અમારો રેંટીયો રૂડો !
પરાધિન હિંદીઓ કેરૂ સુદર્શન ચક્ર કહેવાયે;
અમારાં કષ્ટ હરનારો અમારો રેંટીયો રૂડો !

# અમારા દેશના માટે !



—ગઝલ—

અમે આ દેહ ધારી છે અમારા દેશના માટે;
  સ્વદેશી ચીજ પ્યારી છે અમારા દેશના માટે ! અ૦
દરિદ્રીને દુઃખી આજે અમારો દેશ દુનિયામાં;
  અમોને શર્મ ભારી છે અમારા દેશના માટે ! અ૦
મરે ભૂખે હજારો ને રહે ત્રણ ક્રોડ અધભૂખ્યા;
  હૃદય એ જખ્મ કારી છે અમારા દેશના માટે ! અ૦
પરાધીન સર્વ વાતે છે અમારો દેશ આ હિંદ;
  ધગસ એ દીલ ધારી છે અમારા દેશના માટે ! અ૦
અમારા દેશના નેતા મહાત્મા ગાંધીજી કેરી,
  શિખામણ લાભકારી છે અમારા દેશના માટે ! અ૦
વિદેશી વસ્ત્રને ત્યાગી સ્વદેશીની લગન લાગી;
  અમે ખાદી સ્વીકારી છે અમારા દેશના માટે ! અ૦
અમારો દેશ ઉદ્ધારક પુરાણો રેંટીયો પકડી;
  વૃથા લજ્જા વિસારી છે અમારા દેશના માટે ! અ૦
ઘણું ઊંઘ્યા, હવે જાગ્યા કરી નવયુગની ઝાંખી;
  પરાધીનતા વિદારી છે અમારા દેશના માટે ! અ૦



# ખાદીની યાદી !

(વિદેશી કાપડની પ્રથમ હોળીના સમયે મુંબઇનો દેખાવ)

સોરઠી-ગઝલ.

જ્યાં જ્યાં નજર મ્હારી પડે ખાદી ખરેખર ! ત્યાં ખડી !
 હર શહેર, ગામે, ગામડે-ખાદી તણી સ્વારી ખરી !
ચકલે અને ચૌટે વળી પેઢી, દુકાને, ઑફિસે;
 બેંકો, મીલો ને કોરટે-ખાદી તણી સ્વારી ખરી !
સૌ કારખાને, ગોદીમાં હોડી, સ્ટીમર ને રેલમાં;
 મંદીર, દેરે, મસજીદે-ખાદી તણી સ્વારી ખરી !
હિંદુ, મુસલમિન, પારસી, જૈનો, શીખો ને ખ્રીસ્તીઓ;
 નરનારીઓના ડીલ પરે-ખાદી તણી સ્વારી ખરી !
સૌ માર્કીટો ને સ્ટોરમાં કૈં ફેરીયાના હસ્તમાં;
 જ્યાં ત્યાં બધે વેચાય છે-ખાદી તણી સ્વારી ખરી !
વૈદો, હકીમો, ડૉકટરો, વકીલો અને વ્હેપારીઓ;
 બસ ! શેઠ, નોકરના શિરે-ખાદી તણી સ્વારી ખરી !
ભાગ્યો વિદેશીનો ભરમ જાગી સ્વદેશી ભાવના;
 સ્વરાજ્ય પંથની સીડીએ-ખાદી તણી સ્વારી ખરી !
વસ્રો વિદેશી વાપરી માઠી દશા થઇ હિંદની;
 રક્ષા કરી છે રેંટીયે-ખાદી તણી સ્વારી ખરી !
છે ખાનદાની ખાદીમાં બરબાદી પરદેશી કરે;
 સસ્તી અને મજબૂત તે-ખાદી તણી સ્વારી ખરી !

# સત્યાગ્રહી હિંદીઓ !

—ગઝલ—

( ડીસેમ્બર-૧૯૨૧ )

અમે સત્યાગ્રહી હિંદી તુરંગો ઢુંઢનારાઓ !
અમે સ્વાતંત્ર્યને માટે મરણુ ભય મૂકનારાઓ ! અમે૦

અમારા દેશના પૈસે મઝા પરદેશીઓ માણે;
અમે ભૂખે મરી જઇએ કદી ના ભૂલનારાઓ ! અમે૦

ગુલામીમાં ઘણું જીવ્યા બનાવ્યો દેશ ભીખારી;
પરાધીનતા તણી બેડી હવે તો તોડનારાઓ ! અમે૦

સીફે ફેસન તણા ફંદે અમે દારિદ્રના દરિયે;
ડુબ્યા ગરદન સુધી બાપુ ! વધુ ના ડુબનારાઓ ! અમે૦

વિદેશી વસ્ત્ર પ્હેરીને દગો નિજ દેશને દીધો;
ગયો ઉદ્યોગ ભારતનો વિચારી શોચનારાઓ ! અમે૦

પરાશ્રયને ગણી પ્યારો અમે તો મોજ, આળસમાં;
ઘણું ઊંઘ્યા હવે જાગ્યા ! ફરી ના ઊંઘનારાઓ ! અમે૦

તુરંગો, તોપ, તલ્વારો અને બંદુક શું કરશે ?
અહિંસા, શાન્તિના શસ્ત્રે જુલમને જીતનારાઓ ! અમે૦

ડગીશુ એક ના ડગલું અમે તો આત્મશ્રદ્ધાળુ;
અમારા દેશના માટે મરી ને જીવનારાઓ ! અમે૦

# વિદેશી કાપડનો મોહ નહિં છોડનારને અર્પણ !

(સવઈયા-લાવણી-ખ્યાલ-નરસી મહેતા ભગત હરિના એ-રાહ)

દુઃખી દરિદ્રી દેશ આપણો ભૂખે મરે ભારતવાસી,
છતાં સ્વદેશી વસ્ત્રો પ્રત્યે કંઈક રહ્યા છે ઉદાશી;
વિદેશી કપડાં વળગાડીને બની ફાંકડા ફરવું છે,
ભોગ આપવો નથી અને શું સ્વરાજ્ય સર કરવું છે ?

સ્વરાજ્યને મેળવવાને કંઇ ભરી સભા ભાષણ કરતા,
કહ્યા પ્રમાણે ક્યાં કરવું છે ? ઠરાવ મુકતાં ના ડરતા;
નથી છુટતો મોહ જરાએ વિદેશી અંગે ધરવું છે,
ભોગ આપવો નથી અને શું સ્વરાજ્યને સર કરવું છે ?

સ્વદેશી વસ્ત્રો વાપરવાનો પાસ ઠરાવ બધા કરતા,
તાળી પાડે ખૂબ બરાડે સભા તણી શાન્તિ હરતા;
માનચેસ્ટર, જેપાન, ચીનના કાપડથી ઘર ભરવું છે,
ભોગ આપવો નથી અને શું સ્વરાજ્યને સર કરવું છે ?

કાપડ સુતરના વહેપારી સ્વરાજ્યનું બસ ધ્યાન ધરે,
પણ નાણાં ભેગાં કરવાને વિદેશીનો વહેપાર કરે;
દેશદાઝ દિલમાં આવે પણ લાભ છોડતાં ડરવું છે,
ભોગ આપવો નથી અને શું સ્વરાજ્યને સર કરવું છે ?
કંઈક સ્વદેશી વસ્ત્રો માટે અનેક બહાનાં બતલાવે,
"ઓફીસોથી કામ પડયુ-પોઝીશનમાં ખામી આવે."

શું મનની નબળાઇ બતાવી સ્વતંત્રતાને વરવું છે?
ભોગ આપવો નથી અને શું સ્વરાજ્યને સર કરવું છે?

વિદેશીઓનો સત્કાર કરીને હિંદ દેશ બેહાલ થયો,
કારીગર કંગાલ બન્યા ને કાપડનો ઉદ્યોગ ગયો;
પરવશતાને નથી તજાતી પરને તુંબે તરવું છે,
ભોગ આપવો નથી અને શું સ્વરાજ્યને સર કરવું છે?

નથી ત્યાગતા મોહ પુરૂષ તો સ્ત્રી બાળકને શું કહીએ?
નથી સમજતા સુજ્ઞ ગુરૂ તો શિષ્ય તણે શીખ શું દઇએ?
સ્વદેશનું અભીમાન નથી ને નાહકનું બડબડવું છે,
ભોગ આપવો નથી અને શું સ્વરાજ્યને સર કરવું છે?

સ્વદેશી વસ્ત્રો બંધ થવાથી રત્ન રેંટીયો દુર થયો,
વણકરનો ધંધો વણસ્યો ને વિધવાનો આધાર ગયો;
હાય! નાંખતા ક્રોડ હીંદીઓ હવે કષ્ટ કંઈ હરવું છે?
ભોગ આપવો નથી અને શું સ્વરાજ્યને સર કરવું છે?

મહાસભા ને ગાંધીજીના કહેવા ઉપર ધ્યાન ધરો,
વિદેશી વસ્ત્રો ત્યાગ કરીને સ્વદેશીઓનો સત્કાર કરો;
"જય ભારતની! જય ગાંધીની" એમ વદી છેતરવું છે?
ભોગ આપવો નથી અને શું સ્વરાજ્યને સર કરવું છે?

દગો દેશને દીધો આપણે પ્રાયશ્ચિત કંઈક ઘટે કરવું,
સ્વદેશીઓનો સત્કાર કરીને સ્વરાજ્ય સત્વર મેળવવું;
ધન્ય ધન્ય છે! તેને, જેને સ્વદેશ માટે મરવું છે,
ભોગ આપવો નથી અને શું સ્વરાજ્યને સર કરવું છે?

# ગાંધીજીનું વચન અને ગુજરાતની લાજ.

( તા. ૧૯-૧૦-૧૯૨૧. )

( "ખેડા વર્તમાન" માટે ખાસ. )

( સવઇયાની ઢબ. નરસી મહેતો ભગત હરિનાં. )

હે ! ગરવી ગુજરાત તણા સંતાનો નિર્બળતા ત્યાગો,
ગાંધીજીનું વચન પાળવા કમર કસી કામે લાગો;
સ્વરાજ્ય મેળવવા માટેની મુદ્દત હવે ના રહી ઘણી,
**ગાંધીજીનું વચન જાય તો-જાય લાજ ગુજરાત તણી !**

અસહકાર તણો નિશ્ચય તો પહેલાં ગુજરાતે જ કર્યો,
કલકત્તા ને નાગપુરમાં ઠરાવ તે મંજુર ઠર્યો;
એક વર્ષમાં સ્વરાજય લેવા ગાંધીજીએ "હા" જ ભણી,
**ગાંધીજીનું વચન જાય તો-જાય લાજ ગુજરાત તણી !**

પ્રથમ પગથીએ વકીલાતને કૌંસીલોનો ત્યાગ ઠર્યો,
સરકારી શાળા, કોલેજો સાથે અસહકાર કર્યો;
કામ ઠીક ગુજરાતે કીધું નેતા ગાંધીનેજ ગણી,
**ગાંધીજીનું વચન જાય તો-જાય લાજ ગુજરાત તણી !**

બીજે પગથીએ ક્રોડ સભાસદ, ક્રોડ રૂપીઆ પણ કીધા,
હિંદ વિષે વીશ લાખ રેંટીયા સત્વર શરૂ કરી દીધા;
જય પામ્યા તેમાં ગુજરાતી પહેલે નંબર પાસ બની,
**ગાંધીજીનું વચન જાય તો-જાય લાજ ગુજરાત તણી !**

વિદેશી વસ્ત્રોને તજવાનું ત્રીજું પગથીયું આવ્યું છે,
ભરતખંડમાં ભમી બધે ગાંધીજીએ સમજાવ્યું છે;
નિષ્ફળ એમાં જો થઇએ તો જગમાં હાંસી થાય ઘણી,
**ગાંધીજીનું વચન જાય તો–જાય લાજ ગુજરાત તણી !**

વિદેશી વસ્ત્રો ત્યાગ કરીને સ્વદેશીનો સત્કાર કરો,
ક્રોડ રેંટીયા શરૂ કરીને ખાદીના ભંડાર ભરો;
સ્વરાજ્ય કેરૂ મંદીર સ્થાપો સ્વદેશી રૂપ ચુનાએ ચણી,
**ગાંધીજીનું વચન જાય તો–જાય લાજ ગુજરાત તણી !**

ગાંધીજીના કહ્યા પ્રમાણે કામ આપણે ના કરીએ,
દોષ આપણે માથે તેનો સ્વરાજ્યને જો ના વરીએ;
કર્મવીર એ ગાંધીજી ગુજરાત તણો છે દિવ્ય મણિ,
**ગાંધીજીનું વચન જાય તો–જાય લાજ ગુજરાત તણી !**

ગાંધીનું ગુજરાત અને ગુજરાત તણા છે ગાંધીજી,
ગાંધીજીનો વિજય એજ ગુજરાત તણો લેવો સમજી;
સમય સાચવી લેજો શાણા ! જો જો ના ચુકાય અણી,
**ગાંધીજીનું વચન જાય તો–જાય લાજ ગુજરાત તણી !**

ભારત ને મહાત્માજી કેરો કામ કરીને જય ઇચ્છો,
સ્વદેશ માટે જેલ મળે તો ઓ બંધુઓ ! ના બ્હીશો;
આગળ પગ ચાહોમ ધરો બસ નિર્બળા ને બ્હીક હણી,
**ગાંધીજીનું વચન જાય તો–જાય લાજ ગુજરાત તણી !**

મણિકાન્ત.

# અનુક્રમણિકા.

## સ્વ. જાણીતા સાક્ષર શ્રીયુત ભોગીન્દ્રરાવ-ર-દીવેટીયા બી. એ. એમનો મણિકાન્ત કાવ્યમાળા માટે અભિપ્રાય

"મણિકાન્ત કાવ્યમાળા પ્રસિદ્ધ થઇ તે પહેલાં કંઈક માસિકો, પેપરોમાં "મણિકાન્ત" સંજ્ઞાથી લખાએલી ગઝલોએ મારૂં ધ્યાન ખેંચ્યું હતું. અને જ્યારે જ્યારે આ સંજ્ઞાની ગઝલો આવતી ત્યારે હું વાંચતો અને મને આનંદ પડતો એટલા માટે કે એમાં દર્શાવેલા ભાવો અને કહેવાનો વસ્તુ સચોટ હતો. ગઝલ કોને કહેવી ? કાવ્ય કોને કહેવું ? એના વાદવિવાદમાં ઉતર્યા સિવાય જનસમાજમાં તેમાં પણ જનસંઘમાં સાંભળતાં વાંતજ હૃદયના તારો કેટલીકવાર ઝણઝણે, ઠીક કહ્યું છે ! એમ થાય, અને લેખકે નિડરતાથી લખ્યું હોય એમ સાંભળતાં લાગે એટલુંજ કવિતાથી બને તોપણ એ પ્રયત્નો ઉપયોગી છે એમ માનું છું. તમારી કેટલીક ગઝલો એટલી વ્યવહારિક દૃષ્ટાન્તથી અને અમુક શૈલીથી ભરેલી છે કે સાંભળનાર અને વાંચનારના હૃદયમાં અસર થાય છે. કબૂલ કરવું જોઇએ કે, કેટલીક પ્રસંગોપાત લખાયેલી હોવાથી સામાન્ય બરની છે; પરંતુ કેટલીક તો જનસમાજમાં વારંવાર ગવાવા લાયક છે; અને તે લોકપ્રિય થઇ પડી છે. નવી આવૃત્તિમાં કાંઈક ચાલણુ કરી છપાવશો તો પુસ્તક વધારે લોકપ્રિય થશે એમ મારૂં માનવું છે. શુદ્ધ હેતુથી પ્રભુ પ્રીત્યે જનસમાજની સેવા થાય એ દૃષ્ટીથી લખાણોનો સદા સત્કાર થાય છેજ."

તા. ૧૦-૩-૧૭.
વીલરવાલા-સાંતાક્રુઝ.

લી.
ભોગીન્દ્રરાવ-ર-દીવેટીયા બી. એ.

ૐ

થોડા સમયમાં છપાઇને બહાર પડશે !

# કાવ્ય પંચામૃત.

ગુજરાતના જૂના અને નવા કવિઓનાં પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ કાવ્યોમાંથી ખાસ ચૂંટી કાઢેલો કાવ્યસંગ્રહ.

લગભગ ૩૦૦ પાનાનું, પાકી બાંધણીનું સુંદર અને મનરંજક પુસ્તક થશે. કીં. રૂ. ૧-૮-૦.

પ્રકાશક,

શ્રી પ્રેમધર્મ આપ્તમંડળ—હળધરવાસ તરફથી,

**પુરૂષોત્તમ પ્રેમચંદ શેઠ.**

મુખ્ય અધ્યાપક, શ્રી પ્રેમધર્મ એ. વી. સ્કુલ.

હળધરવાસ.

સોલએજંટઃ—

**સોજીતરીયા બ્રધર્સ બુકસેલર્સ.**

ઠે. લુહારચાલ હરરવાળા બિલ્ડીંગ, મુંબાઇ નં. ૨.